# પ્રસ્તાવના.

આવા ગ્રંથને પ્રસ્તાવનાની બહુ જરૂર જણાતી નથી, છતાં એક બે બાબતો કહેવી જોઇએ એમ પણ છે.

પ્રેમાનંદ જેવા સર્વોપરી કવિનાં કાવ્યોની કિંમત અને ગણના છેક આ કાળમાં થાય છે. શેક્સ્પીઅર જેવા કવિની કિંમત પણ તેમની પછીના જમાનામાં જ થઇ હતી. વળી એમ પણ બને છે કે અમુક પુસ્તક પ્રસિદ્ધ થતાં જ પ્રજાને તેનો મોહ લાગે છે, તથાપિ કાળે કરીને ઉભરો શમી જતાં તે ઉતરી જાય છે, અગર ઓછો થાય છે. પાણીમાં પડેલા પદાર્થ ઉંચા નીચા થઇ, ઝોલાં ખાઈ આખરે પોતાના ગુરૂત્વના પ્રમાણમાં અમુક સ્થળે સ્થિર થાય છે; કેટલાક તળીએ બેસે છે, કેટલાક અધવચ રહે છે અને કેટલાક સપાટીપર તરતા રહે છે. પુસ્તકોની બાબતમાં આવો જ નિયમ હોય એમ અમારૂં માનવું છે. કેટલાંક થોડો કાળ વાહ વાહ બોલાઇ પછીથી વિસરી જવાય છે ત્યારે કેટલાંક પ્રજાની દૃષ્ટિ આગળ સર્વદા રહીને વાંચનારને આનંદ આપે છે. કેટલાંકને ફરી ફરી વાંચતાં તેમાં નવો નવો આનંદ સ્ફુરે છે. પદાર્થ કઇ જગાએ સ્થિર થશે, કીયું પદ પ્રાપ્ત કરશે–તેનો નિર્ણય સમયને આધીન છે. ગૂજરાતી સાહિત્યમાં પ્રકટ થયેલાં પુસ્તકોને માટે પણ આમ જ કહી શકાય.

આમ હોવાથી પુસ્તકોને માટે પણ અભિપ્રાય બે રીતનો હોય. જે કાળે તે પ્રકટ થયું હોય તે કાળના લોકોનો અને બીજો હવે પછીની પ્રજાનો. અમુક પુસ્તકને માટે હવે પછીની પ્રજા શો અભિપ્રાય બાંધશે તે તો ભવિષ્યની વાત છે. ટૂંકામાં ગૂજરાતી વાચકવૃન્દનો અભિપ્રાય થાળે પડીને અમુક પુસ્તક પ્રજાની દૃષ્ટિએ કેવું અને કેટલું કિંમતી જણાશે એ નિર્ણયને માટે હજુ ઘણાં વર્ષ લાગશે. જે સમયમાં પ્રકટ થયેલા સાહિત્યનું આ પુસ્તકમાં દિગ્દર્શન થાય છે તે સાઠી એટલે સાઠ વર્ષનો છતાં ટૂંકો છે. એટલુંજ નહિ પણ બહુ પાસેનો છે. આમ હોવાથી અમારો એકલાનો આધીન અભિપ્રાય જ આપવા ધૃષ્ટતા કર્યા કરતાં તેમના પ્રકટ થવાના

ળમાં તે પુસ્તકોને માટે શું કહેવાયું હતું અને તેમની કેવી કિંમત અંકાઇ હતી તે પણ જણાવવાની કાળજી રાખી છે.

ઇશ્વર કૃપાથી ઘણા લખનારાઓ હયાત હશે. કોઇ પણ વ્યક્તિને માટે રાગદ્વેષની છાયા ધરાધરી મનમાં પ્રવેશ થવા દીધી નથી. જેમ લાગ્યું તેમ શુદ્ધ અંતઃકરણથી લખ્યું છે. છતાં અજાણ્યે પણ કોઇનું મન દુભવવા જેવું લખાયું હોય તો તે તેવા હેતુ પુરસ્સર નથી જ લખાયું એ જણાવીને અમારી ક્ષમાની યાચના છે.

શરૂવાતમાં બિલકુલ પુસ્તકો ન હતાં. શુદ્ધ મનોભાવનાથી ઉત્સાહપૂર્વક આરંભ આદરીને જૂના મહાનુભાવોએ પ્રયત્ન કર્યો છે. તેમના શ્લાઘ્ય પ્રયત્નથી ટીપે ટીપે સરોવર ભરાય એ પ્રમાણે ગૂજરાતી અર્વાચીન સાહિત્ય અસ્તિત્વમાં આવ્યું; ગુજરાતી પ્રજાને વાંચવા લખવાનો સ્વાદ લાગ્યો. સ્વાદ લાગતાં તેના પ્રમાણમાં જ પુસ્તકો પ્રકટ થવા લાગ્યાં. પોતાના સ્તુત્ય શ્રમ અને ઉચ્ચ આશાઓ ફળીભૂત થયેલી જોવાને ઓન. એ. કે. ફોર્બ્સ અને બીજા યત્નશાળી પુરૂષો જીવતા હોત તો તેમનો આનંદ કેટલો અને કેવો હોત! હાલ હજારોથી ગણાય એટલાં પુસ્તક થયાં છે. સમગ્ર પુસ્તક વૃદ્ધિનો નિર્ણય કરવો સુગમ નથી, પરંતુ આજથી પચીશેક વર્ષ ઉપર સ્વ. નવલરામને ગૂજરાતી ભાષામાં પુસ્તકોની ઉત્તરોત્તર થતી વૃદ્ધિ જોઇને આનંદાશ્ચર્ય થયો હતો. ત્યારપછીનાં પચ્ચીશ વર્ષમાં ઘણાંક પુસ્તકો પ્રસિદ્ધ થયાં છે. તેમાનાં ઘણાંખરાં ભાષાન્તરો, રૂપાન્તરો અને કેટલાંક મૂળ ગ્રંથો પણ છે. આ વૃદ્ધિ ચોપાનીઆં કે ચીંથરીઆ ચોપડીઓથી શરૂ થઈ હતી. પણ કાળે કરીને નમાલાં પુસ્તકો પોતાને મોતે મરી ગયાં છે. ચીંથરીઆ ચોપડીઓ પણ પ્રમાણમાં ઓછી નીકળે છે.

સ્વ. નવલરામના અભિપ્રાય પ્રમાણે તે કાળે નીકળતાં પુસ્તકોમાં 'ઘણાંક તો ખરેખરાં સારાં હતાં. સારાં તે છપાઇમાં, કદમાં, વિષયમાં, અને શૈલીમાં પણ.' આ વૃદ્ધિ એવી તો જોશભેર હતી કે સ્વ. નવલરામને કોઇ મોટા ત્રિમાસિક પત્રદ્વારા 'વિવેચન' ની જરૂર જણાઇ હતી. એ કાળ કરતાં હાલ એવા વિવેચનની વધારે જરૂર છે. વર્ત્તમાનપત્રોએ વિવેચનનું કામ પચીશ

# અનુક્રમણિકા.

## પ્રથમ ખંડ.

### સાઠીની સાક્ષર પ્રવૃત્તિ.



## દ્વિતીય ખંડ.

# શુદ્ધિપત્ર.

| પાનું. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૯ | ૨૬ | કવિતાના | કવિતાનાં |
| ૧૦ | ૨૫ | કેનડીને | કેણ્ડીને |
| ૧૪ | ૨૪ | ગોક | લોક |
| ૧૫ | ૨૦ | ।વષે | વિષે |
| ૧૭ | ૮ | ચાં | ચાંદ |
| ,, | ૧૩ | ૩ | ૪ |
| ૧૮ | ૧૭ | ૪ | ૩ |
| ૧૯ | ૨૬ | ફ્રેવરવાંરીનું | ફ્રેવરવારીનું |
| ૨૨ | | સ્ટાએટી | સાએટી |
| ૨૨ | ૨૦ | ચળવિકળ | ચળવળ |
| ૨૩ | ૪ | ભાપણુમાંથી | ભાષણમાંથી |
| ,, | ૨૪ | કોઈ નેજ | કોઇનેજ |
| ૨૬ | ૧૪ | આધકારીઓનો | અધિકારીઓનો |
| ૨૭ | ૬ | લેન | તેના |
| ,, | ૨૦ | કહે છે કે | કહેછે કે |
| ,, | ૨૪ | અવી | એવી |
| ,, | ,, | આવ | આવે |
| ૩૨ | ૧ | છે. | છે, |
| ,, | ૧ | ફ્રાન્ર્સીસ | ફ્રાન્ર્સ. |
| ૩૭ | ૧૫ | અમને | એમને |
| ૪૯ | ૨૩ | દુરધારામના | દુર્ગારામના |
| ૫૧ | ૩ લીટી;પછી પ્રકરણ ૧ નીચે | | ઉપોદ્‌ઘાત |
| ૫૧ | ૧૨ | પુરીપુષ્ટિ | પરિપુષ્ટી |

| પાનું. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૫૨ | મથાળે | સાઠીની સાક્ષર પ્રવૃત્તિ | સાઠીનૂં વાઙ્મય |
| ૫૨ | ૨૧ | લેખનકળા | (૧) લેખનકળા |
| ૫૩ | ૬ | (૧) વ્યાકરણ | (૨) વ્યાકરણ |
| ૫૪ | મથાળે | સાઠીની સાક્ષર પ્રવૃત્તિ | સાઠીનૂં વાઙ્મય |
| ૫૪ | ૨૪ | (૨) સંસ્કૃત | સંસ્કૃત |
| ૫૫ | ૨૪ | मुग्घावबोघ | मुग्धावबोध |
| ૫૬ | મથાળે | સાઠીની સાક્ષર પ્રવૃત્તિ | સાઠીનૂં વાઙ્મય |
| ૫૭ | ૬ | જાવસે | જર્વિસે |
| ૫૮ | મથાળે | સાઠીની સાક્ષર પ્રવૃત્તિ | સાઠીનૂં વાઙ્મય |
| ,, | ૧૯ | કર્યાં | કર્યાં |
| ૫૯ | ૧ | ચાપડી | ચોપડી |
| ૬૦ | મથાળે | સાઠીની સાક્ષર પ્રવૃત્તિ | સાઠીનૂં વાઙ્મય |
| ૬૨ | ,, | ,, | ,, |
| ૬૪ | ,, | ,, | ,, |
| ૬૫ | ૨૧ | શલીવાળા | શૈલીવાળા |
| ,, | ૨૭ | વનતિ | વિનતિ |
| ૬૬ | ૨૦ | આધક | અધિક |
| ,, | ૨૫ | વિધ | વિધિ |
| ૬૯ | ૨ | એના | એ ના |
| ૮૯ | ૨૫ | સંશોધન | સંશોધિત |
| ૯૧ | ૨૭ | આવતે | આવતો |
| ૧૦૧ | ૨૪ | આશ્વર્યકારક | આશ્ચર્યકારક |
| ૧૦૩ | ૨૭ | દશાવવા | દર્શાવવા |
| ,, | ૨૭ | આ | એ |
| ૧૦૫ | ૧૬ | નાટકેમાં | નાટકોમાં |
| ૦૭ | ૧૩ | ખરખરી | ખરેખરી |

| પાનુ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ,, | ૨૦ | અ-પવિત્ર | આ પવિત્ર |
| ૧૦૮ | ૩ | સ્રદાય | સદાય |
| ૧૧૦ | ૨૪ | બિભત્સ | બીભત્સ |
| ૧૧૩ | ૨૬ | પદ્વી | પદવી |
| ૧૧૪ | ૬ | સ્મૃદ્ધિ | સમૃદ્ધિ |
| ૧૧૬ | ૧ | પ્રકરણ ૩ | પ્રકરણ ૪ |
| ૧૧૯ | ૨૭ | પડે છ | પડે છે. |
| ૧૩૦ | ૯ | શ્રેષ્ટ | શ્રેષ્ઠ |
| ૧૩૨ | ૬ | વિસ્તર્ણ જ્ઞાન | વિસ્તીર્ણ જ્ઞાન |
| ૧૩૬ | ૧૩ | બહુધાતો | બહુધા તો |
| ૧૩૭ | ૨૬ | રા. વિજ્યાશંકર | રા. વિજયાશંકર |
| ૧૩૮ | ૨૧ | ગૂઢાથદ્વારા | ગૂઢાર્થદ્વારા |
| ૧૩૯ | ૨ | બ્રહ્ | બ્રહ્મ |
| ,, | ૩ | સહૃદરજનો | સહૃદયજનો |
| ,, | | અશ | અંશ |
| ,, | ૧૭ | વના | વિના |
| ૧૪૧ | ૨૩ | અસ | અંસ |
| ૧૪૯ | ૧૨ | અવો | એવો |
| ૧૫૧ | ૯ | અલકારથી | અલંકારથી |
| ૧૫૨ | ૮ | હાય | હોય |
| ૧૫૩ | ૨૭ | અદ્ભૂત | અદ્ભુત |
| ,, | ,, | મહતા | મહત્તા |
| ૧૫૯ | ૧૩ | ઉર્મિ | ઊર્મિ |
| ૧૬૨ | ૧૭ | સિમંત | સીમંત |
| ૧૬૩ | ૧ | પ્રકરણ ૪ | પ્રકરણ ૪ |
| ,, | ૨ | ગદ્યગન્થો | સાહિત્ય (ચાલુ) ગદ્યગન્થો |

| પાનું. | લીંટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧૬૪ | ૬ | ગદ્યગન્થોઃ—નવલકથા વગેરે | નવલકથા વગેરે |
| ૧૬૮ | ૨૭ | પહેલવ્હેલી | પહેલવહેલી |
| ૧૬૯ | ૧૯ | ઉદ્દેશ | ઉદ્દેશ |
| ૧૭૨ | ૬ | દુગુણમય | દુર્ગુણ મય |
| ,, | ૨૦ | સંહાર | ઉપસંહાર |
| ૧૭૭ | ૧૨ | નોમફેરથી | નામ ફેરથી |
| ,, | ૨૪ | પ્રતિષ્ટિત | પ્રતિષ્ઠિત |
| ૧૮૬ | ૮૪ | તઘા | તથા |
| ૧૮૯ | ૧૬ | ખરાં ધર્મવાળા | ખરા ધર્મવાળા |
| ૧૯૦ | ૧ | પ્રકરણ ૫ | પ્રકરણ ૬ |
| ૧૯૦ | ૨૦ | ઝ૫ | ૩૫ |
| ૧૯૪ | ૮ | કહીશુ | કહીશું |
| ૧૯૧ | | દૂનિયા | દુનિયા |
| ૧૯૬ | ૨૪ | નિતિ | નીતિ |
| ૧૯૭ | ૯ | મહાપતરામ | મહીપતરામ. |
| ,, | ૧૯ | નવલરામની | નવલરામને. |
| ૨૦૦ | | પ્રવાસ ભોમીયા પંચાંગ | પ્રવાસ ભોમીયાઃ— |
| ૨૦૧ | ૧૧ | મહાપતરામ | મહીપતરામ. |
| ૨૦૨ | ૨૭ | માહેતી | માહીતી |
| ૨૦૩ | ૧૫ | પ્રકરણ ૬ | પ્રકરણ ૭ |
| ૨૦૪ | ૩ | પૂરાણ | પુરાણ. |
| ૨૦૫ | ૭ | હાલતો | હાલતો |
| ૨૦૭ | ૧ | પ્રકરણ ૭ | પ્રકરણ ૮ |
| ૨૦૭ | ૧૧ | ઉદ્દારતા | ઉદારતા. |
| ૨૦૯ | ૧૩ | વણ | પણ |
| ,, | ૨૩ | કાવ | કવિ. |

| પાનુ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૨૧૧ | ૧૦ | નજર | નજરે. |
| ૨૧૫ | ૫ | સારામાંસારો | સારામાં સારો. |
| ૨૧૬ | ૧૧ | દ્રષ્ટિ | દ્દષ્ટિ. |
| ૨૧૭ | ૧૭ | યાત્રા સાંધ | યાત્રા સંધિ. |
| ,, | ૨૦ | થયેલો કેવળ બંધ | થયેલો કેવળ બંધ. |
| ૨૧૯ | ૧૯ | ધોળ | ધોળ. |
| ,, | ૨૦ | ધોળ | ધોળ. |
| ,, | ૨૩ | જીજ્ઞાસુ | જિજ્ઞાસુ. |
| ૨૧૧ | ૮ | નવિન કલ્પના | નવીન કલ્પના. |
| ૨૨૨ | ૯ | સિદ્ધાંત્ત | સિદ્ધાંત્ત. |
| ૨૨૪ | ૧૯ | શંશોધિત | સંશોધિત. |
| ૨૨૫ | ૨૭ | મહાપતરામ | મહીપતરામ. |
| ૨૨૬ | ૧૮ | શ્રી મન્મહારાજા | શ્રી મન્મહારાજા. |
| ,, | ૨૭ | દૂર્દૈવ | દુર્દૈવ. |
| ૨૨૭ | ૨ | अ | અ |
| ૨૨૭ | ૧૯ | व | આ |
| ૨૨૮ | ૧ | क | ઇ |
| ૨૨૮ | ૬ | ड | ઈ |
| ૨૨૯ | ૨ | ૮ રસાયનશાસ્ત્ર | રસાયન શાસ્ત્ર |
| ૨૩૧ | ૨૭ | ૯ પ્રાણિ વિદ્યા | પ્રાણિ વિદ્યા |
| ૨૩૨ | ૪ | ૧૦ ખેતીવાડી | ખેતીવાડી |
| ૨૩૩ | ૩ | વન્સ્પતિ | વન્સ્પતિ. |
| ૨૩૫ | ૧૩ | લીટીઆથી | લીટીઓથી. |
| ૨૩૩ | ૧૨ | ૧૧ ખગોળ | ખગોળ |
| ૨૩૫ | ૧ | ૧૨ વૈદક | ૮ વૈદક |
| ૨૩૭ | ૧૦ | ૧૨ રમતો | ૧૦ રમતો |

| પાનુ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૨૩૭ | ૧૪ | ૧૪ હૂન્નર | ૧૪ હૂન્નર |
| ૨૪૩ | ૧૫ | ૧૫ સંગીત | ૧૧ સંગીત |
| ૨૪૫ | ૨૧ | ચારિત્ર્ય વિજયજી | ચારિત્ર વિજયજી. |
| ૨૪૫ | ૨૩ | વિજયજી | વિજયજી. |
| ,, | ૨૫ | ,, | વિજયજી. |
| ૨૫૨ | ૧૩ | દ્વામિંશદ | દ્વાત્રિંશત. |
| ૨૫૫ | ૨૩ | તત્વાર્થા ધિગમ | તત્વાર્થાધિગમ. |
| ૨૬૦ | ૧૫ | વીના. | વિના. |
| ૨૬૨ | ૪ | મંદીરોમાં | મંદિરોમાં. |
| ,, | ૨૬ | જોયા | જોવા. |
| ૨૬૪ | ૭ | વેગેરે | વગેરે |
| ,, | ૮ | સચિપત્ર | સૂચિપત્ર. |
| ૨૭૧ | ૨૧ | જૈનહિતેચ્છુ | જૈનહિત્તેચ્છુ. |

# સાઠીની સાક્ષર પ્રવૃત્તિ.

## ખણ્ડ પ્રથમ.

### પ્રકરણ ૧ લું.

### સાઠીની પૂર્વની સ્થિતિ.

અમારી પ્રતિજ્ઞા ઈ. સ. ૧૯૦૮ ની પૂર્વનાં સાઠ વર્ષમાં ઉદ્ભવેલા ગુજરાતી સાહિત્યનું અવલોકન કરવાની છે. આ વિષયને અંગે સાહિત્ય શબ્દ એના વિસ્તૃત અર્થમાં વાપર્યો છે. જૂદા જૂદા વિષયપર ગુજરાતી ભાષામાં લખાયલાં પુસ્તકો જે આ સમયમાં પ્રકટ થયાં છે અને જેને લીધે ગુજરાતી ભાષાના ભંડોળમાં વધારો થયો છે એ બધાંનું વિવેચન કરવું ઈષ્ટ છે. પણ આ આનંદદાયક વિષયનો આરંભ કરીએ તેની પૂર્વે આ સાઠ વર્ષની પહેલાં ગુજરાતી સાહિત્યની સ્થિતિ કેવી હતી તે જાણવું આવશ્યક છે. ગમે તેવાં પણ પ્રથમનાં પુસ્તકો, ગમે તેવી પણ પ્રથમની રીતિયો અને ગમે તેવો પણ પ્રથમનો અભ્યાસ–ક્રમ જાણવાની ખાસ જરૂર છે. એથી પૂર્વ સ્થિતિનું ભાન થઇ ને હાલની જોડે તેની તૂલના કરી શકાય. જૂનામાં શું શું હતું, નવામાં શો શો ફેરફાર થયો છે વગેરે સરખામણી કરવાથી હાલની વસ્તુ–સ્થિતિનું ભાન થઈ વિચાર કરી શકાય. આવા ઉદ્દેશથી જ માત્ર અમે ઉપર કહેલા સાઠ વર્ષના કાળની પૂર્વની કેટલીક હકીકત કહેવાને પ્રવૃત્ત થઇએ છીએ.

સાહિત્યના ફેલાવામાં મુખ્ય મદદ કરનાર છાપખાનાંને અભાવે તે વખત ગ્રંથો લખવાનું કામ લહિયાઓ કરતા. ગ્રંથો ઉતારવાનું કામ કેટલું વિકટ હતું તેનો સાધારણ ખ્યાલ દરેક પુસ્તકને અંતે લહિયાઓ એક શ્લોક લખતા તેના અર્થથી દૃષ્ટિગોચર થાય છે.

"॥ भग्न पृष्ठ कटि ग्रीवं मुष्टिबद्धमधोमुखम् ॥
॥ कष्टेन लिखितं ग्रन्थं यत्नेन परिपालयेत् ॥ १ ॥"

નાનો ગ્રંથ હોય તોપણ તેની પ્રત મેળવતાં અને ઉતરાવી લેતાં ઘણો શ્રમ પડતો અને ખર્ચ થતું.

સાધારણ માણસો આખ્યાનો અને કથારૂપે હોય તેટલી જ જૂના કવિયોની કવિતા વ્યાસને મોઢેથી સાંભળી શકતા. કોઈ કોઈ કથા કહેનારા પ્રાસાદિક શક્તિવાળા હોઈ મોટો ભાગ લેભાગુ હતા. રાત્રે વાળુ કર્યા બાદ શેરીએ શેરીએ અને પોળે પોળે વ્યાસજીઓ કથા કહેતા. પ્રસિદ્ધ વ્યાસોની કથા સાંભળનારની ઘણી ઠઠ જામતી. કેટલાક વાચાળ વ્યાસો ગમે તે પ્રસંગને અનુકૂળ લોકોને હસવું આવે એવું તત્કાલ જોડકણું જોડીને ગાતા. તે જ ક્ષણે થયેલા બનાવ સંબંધી હોવાથી શ્રોતાઓમાં વાહવાહ થતી. ખેડામાં કથા કહેતાં કાંઈ કારણથી સરકારી નોકરોથી નારાજ થયેલા અને ખેડા ઉપર કોપેલા વ્યાસે કહેલું જોડકણું રમુજી જાણી નીચે આપીએ છીએઃ—

"અદાલતનાં ઉંધાં વળજો, મહેતા સરવે મરજો;
ખેડાને ખપ્પરમાં લેજો, મશાણ સરખું કરજો."

કેટલાક વ્યાસ તો ક્ષુદ્ર શક્તિવાળા હોઈ માત્ર રાત્રિની શાંતિમાં ભંગ જ કરતા. એમનું રમુજભર્યું ચિત્ર અમદાવાદના કૃષ્ણરામ મહારાજ પોતાના કળિકાળના ગરબામાં ઠીક આપે છે. તેઓ કહે છે કેઃ—

"વાટે વાટે વ્યાસ, થઈને માણ વગાડે;
"પાંચેક બેઠા પાસ, તેહ તાળીઓ પાડે.
"શ્રુતિ સ્મૃતિની વાત, કાળ જીવ ઈશ્વરની;
"જાણે નહિ કાંઈ જાત, રાગ તાલ કે સ્વરની.
"પિંગળ રીતે છંદ, કવિતા કરી ન જાણે;
"પોતા તણા પ્રબંધ રચી રાગડા તાણે."

લોકોની કેળવણી સાધારણ રીતે ગામઠી નિશાળે શરૂ થઈ ત્યાં જ પૂરી થતી. મહેતાજીઓ લીંપેલી ઓટલી કે પાટ ઉપર બેસતા. છોકરાઓ સાં-

ધૂળ ઉપર પોતાથી વધારે શિખેલા છોકરાઓના જોડિયા થઈને સામાસામી બેસતા. મહેતાજીની અગાડી વલગણી ઉપર પાંચ પચ્ચીશ કોયડા લટકેલા રહેતા. રંગિત હાથા અને લાંબી લાંબી સાટોથી ઉત્પન્ન થતી શોભા છોકરાંના હૃદયમાં મહેતાજીની મહત્તાનો ઉદ્ભવ કરતી. મહેતાજીના હાથમાં કોયડો અગર તેમની શક્તિદર્શક ચિન્હ પાતળી સોટી બિરાજી રહેતી. જરૂર વગર પણ એ સોટી હાલ્યાં કરતી અને એ હાલવાથી નજરબંદીની પેઠે છોકરાંઓની નજર પણ છૂપી છૂપી હાલતી! સાધારણ માન્યતા જ એવી હતી કે 'સોટી વાગે ચમચમ, ને વિદ્યા આવે રમઝમ'–જૂદું જૂદું ભણનાર અને જૂદી જૂદી ઉમ્મરના દરેક છોકરાના જૂદા જૂદા સૂરના ઘાંટાથી નિશાળમાં કાન પડયું સંભળાતું નહિ. છેક નવા અને જેમનાથી સારા પૈસા મળે એવા વિદ્યાર્થિઓ ખાસ મહેતાજીની પાસે થોડા દિવસ ઓટલીપર બેસતા. નાનાં છોકરાંને યાદ રાખવામાં મદદગાર થઈ પડે અને રમુજ પડે એવાં જોડકણાં કોઈ કોઈ વાર વપરાતાં.જેવાં કે—

" બાવીઆકા બાવીઆ, ઘઉંની રોટલી ચાવીઆ, "

" ઘઉંની રોટલી સુંવાળી, બાવી દુચુંવાળી. " વગેરે.

આવા આવા ટૂચકા આંકના નિરસ વિષયમાં સ્હેજ ચટણી રૂપ થઈ પડતા. શરૂવાતમાં પાટી ઉપર ગાર ચોપડી તેમાં એકડો બગડો લખીને તેને સુકવી દેતા જેથી છેક આરંભ કરનારને માત્ર અક્ષરના સુકાઈ ગએલા ખાડામાં વતરણું ફેરવી જવાનું જ રહેતું. આથી વાંકુંચુકું ન જતાં નિયમસર વતરણું ઝાલતાં ને ફેરવતાં આવડતું. ત્યારબાદ ખડીથી રંગીને ધોળી કરેલી પાટી ઉપર ધૂળ કે ગેસાળી પાથરીને વતરણાવતી લખતા. અગાડી ભણેલા છોકરાઓ કાળી પાટી ઉપર અથવા ટીનના પતરા ઉપર પલાળેલી ખડીથી લેખણવતી લખતા. સવારના પહોરમાંથી નિશાળના અભ્યાસક્રમનો આરંભ થતો. મોડા થનાર છોકરાઓને તેડવાને મહોલાવાર બબ્બે છોકરા જન' સમજાવીને, ધમકાવીને, અને છેલ્લે ટાંગાટોળી કરીને પણ નિશાળે વિદ્વાન, (સ બપોરે જમવાની છુટ્ટી મળતી. છુટ્ટી મળે તેની થોડીવાર પહેલાં વર્ગ પાડી લાંબી હારમાં મહેતાજી સામા ઉભા રહીને આંકનો મુખપાઠ લેતા.

મહેતાજી ઘાંટો કાઢીને નામ દઈને હારમાંથી છોકરાને બોલાવતા કે ર
છોકરા હાર બહાર નીકળી હારની સામે ઉભા રહીને આંક બોલાવતા. પછી મહેતાજી લેખાં, કોયડા, અને જોડણી પુછતા. કાગળ લખવાની, ખત લખવાની, હુંડી લખવાની વગેરે રીતો મોઢે બોલાવતા. આળસુ દેખાતા અગર વાતચીત કરતા છોકરા તરફ મહેતાજી નામ દઈને દડી ફેંકતા કે બિચારા છોકરાના મોતીઆ મરી જતા. દડી લઈને મહેતાજીને આપવા જવી પડતી, અને મહેતાજી પોતાના તે વખતના મિજાજ પ્રમાણે વધતી ઓછી સજા કરતા. નિશાળનું કામ મંદું ચાલતું હોય તો મહેતાજી સોટી લઈને આખી નિશાળમાં ફરી વળી પાંચ પચ્ચીશ છોકરાઓને શિક્ષા કરી દેતા કે તરત નિશાળનું કામ તેજ થઈ જતું. શરીર–શિક્ષામાં પાટલા ખડકતા, અંગુઠા પકડાવતા તેમજ સોટીઓ અને ચાબકા પડતા. જબરા ગુન્હેગારોને તો વખતે ખુરસી કરાવતા અને ગોળ લાકડી ( ગુડાલાકડી ) નામની સખ્ત સજા એ થતી. બારસ, અમાંસ, પૂનમ વગેરે દિવસે છુટ્ટી મળતી. કોઈ મોટો વરઘોડો જતો હોય ત્યારે બધા છોકરા હારબંધ ઉભા રહીને ‘છુટ્ટી બાઈ છોડદો, રૂપૈયા ઉછાળદો’ એ પ્રમાણે ઘાંટા કાઢતા. આવી છુટ્ટી ઘણીવાર મળતી અને છુટ્ટી અપાવતાં બંદીવાનના બંધ છોડાવ્યા જેટલું પૂણ્ય થતું એમ ઘણા માનતા. છુટ્ટી મળતાં છોકરાઓની મુખમુદ્રા ઉપર આનંદ છવાઈ રહેતો. શોર બકોર અને માથાઝીકના પ્રમાણમાં હાલના મહેતાજીને ઘણું થોડું મળતું. દરેક છોકરો દાણા પૈ પૈસો વગેરે લાવે; કેરીગાળામાં કેરી, રાયણ વગેરે ફળફળાદિ લાવે; કણુક એટલે દાણા લાવે, ચોમાસામાં છોકરા દીઠ અકકેકું નળીઉં ધરાધરી લઈ જતા જેથી મહેતાજીને પોતાના છાપરા સારૂ નેવાં વેચાતાં લેવાં ન પડે ! છોકરાઓને ઘેર નાત પ્રસંગે મહેતાજીને સહકુટુંબ જમવાનું ઠરતું. નિશાળે બેસતી વખત, આંક મંડાવતી વખત, નામું વગેરે શરૂ કરતી વખત અને નિશાળેથી ઉઠતાં મહેતાજીને રૂપીઓ મળતો. બારસે બારસે મહેતાજી છોકરાનું ટોળું લઈને આંક બોલાવતા બોલાવતા બારસ માગવા જતા. તે વખત છોકરાઓએ પોતાને ઘેર પાટી ઉપર લખ્યું હોય તે જોતા, વખતે માબાપને ખૂશ રાખવાને બે પાંચડા પૂ[illegible]સાં જ પૂરી બોલતા બંધ પડચા હોય ત્યાંથી ફરી આંકની ધૂન મચાવતા બ[illegible]ઓ સા[illegible]

ધનતેરસના દિવસ પહેલાં મહેતાજી બધા છોકરાની પાટીઓ એકઠી કરતા અને ચિતારા પાસે પાટી ઉપર સરસ્વતી, ગણપતિ, વાઘ, અગર કમળનાં રંગિત ચિત્ર પડાવતા. છોકરાદીઠ બે ત્રણ પૈસા લઈને ધનતેરસને દહાડે પાટી પાછી આપતા. નિશાળો નિશાળોમાં સ્પર્ધા હતી. એક નિશાળના નિશાળીઆ બીજાનાને મળતા ત્યારે સામા મહેતાજીનું નામ દઈને મશ્કરી ભરી જોડકણાં જેવી કવિતા બોલતા, પોતપોતાના મહેતાજીની વિદ્યા વખાણતા અને વખતે મારામારીએ કરતા. પોતાની નિશાળને માટે બધાના મનમાં મમત્વ હતું. પિતા પુત્ર અને પૌત્ર પણ એની એ જ નિશાળે ભણેલા મળી આવતા. હાલ જેમ સ્હેજ કારણસર વલોણા વારે નિશાળો બદલાય છે તેમ તે વખતે નહોતું બનતું. હાલ જેમ ગુરૂભાવ પચ્ચીસ અથવા એથીએ વધારે શિક્ષકોમાં વહેંચાઈ જવાથી સમુળગો રહેતો નથી તેમ તે વખતે નહોતું. મારી નિશાળ, અને મારા મહેતાજી એવી લાગણી સાધારણ રીતે સર્વત્ર હતી. અથડાતે કુટાતે અમુક વર્ષે આંક, નામું, ગણિતનાં મૂળતત્વો જેવી બાબતોમાં પાવરધા થઈને નિશાળેથી ઉઠતા. ગામઠી નિશાળોમાં લેખનકળા ઉપર વિશેષ ધ્યાન અપાતું. છોકરાઓ શિયાળામાં સવારના પહોરમાં ઉઠીને દોપિસ્તાં ઘુંટતા, શિયાળાની ટાઢ, વહેલું ઉઠવું ને તેમાંએ વળી કેટલીક વખત તો ટાહાડા પાણીમાં હાથ બોળીને પછી લખવું. આથી હાથ ઘણો ઠરતો અને અક્ષર સારા મરોડદાર થતા. હાલ અક્ષરના મરોડવાર ભાગ પાડી નાંખીને જૂદી જૂદી જાતની લેખનકળાની ચોપડીઓ–કોપીઓ–લખ્યા છતાં પણ ઘણાના અક્ષર મકોડાના પગ જેવા હોય છે તેમ પહેલાં ઘણે ભાગે નહોતું. છેક પચ્ચીસ ત્રીશ વર્ષ પહેલાં અમદાવાદની પહેલા નંબરની–તૂલજારામ મહેતાજીની–સરકારી ગૂજરાતી નિશાળના એક શિક્ષક રામશંકર એમના છાપેલા જેવા અને મરોડદાર અક્ષરને માટે પ્રસિદ્ધ હતા. પ્રથમ આ આપણો કેળવણીનો ક્રમ હતો. નિશાળેથી ઉઠયા પછી અમુક ધંધે લાગવાની જ જરૂર હતી.

કેળવણીની બાબત ઉપર ધોરણ રાખીને લોકોના (૧) પંડિત અને વિદ્વાન, (૨) બહુશ્રુત, (૩) સાધારણ અને (૪) તે સિવાયના, એવા મનસ્વી વર્ગ પાડીશું.

પંડિત અને વિદ્વાનના વર્ગમાં અમે જેઓ સંસ્કૃત, ફારસી કે ... નો સારો અભ્યાસ કરતા તેને ગણીશું. એઓ શાસ્ત્રીઓની પાસે ... કૌમુદી અગર સારસ્વત, વગેરે ભણીને પંચકાવ્યનો અભ્યાસ કરતા. બ્રાહ્મણો પોતાની ઉપજીવિકા સારૂ ભાગવત, પુરાણ વગેરે શીખતા. તેઓ પરદેશ અભ્યાસ કરવા જતા. વધારે ઉમેદવાળા કાશી જતા. બીજાઓ નજીકનાં શહેરોમાં પ્રખ્યાત પંડિતો પાસે જતા. માધુકરી માગી લાવીને ખાતા અને ગુરૂની સેવા કરીને વિદ્યા સંપાદન કરતા. તે કાળમાં મુસાફરીની અગવડ, વિટંબણા અને ગુરૂને ત્યાંની રહેણી કરણી વગેરેનું તાદૃશ્ય ચિત્ર મહાકવિ પ્રેમાનંદના પુત્ર વલ્લભે પોતાના 'મિત્રધર્માખ્યાન' યાને 'ઇંદુબિંદુ આખ્યાન' માં આપ્યું છે તે વાંચવાથી જીજ્ઞાસુઓને આનંદ થશે. મુસદ્દી વર્ગના દિકરાઓ સાધારણ સામાન્ય કેળવણી ઉપરાંત ફારસી અને અરબ્બી શીખતા. મુનશીઓ અને આખુંદજીઓ શીખનારને ઘેર જઇને અગર તેમને પોતાને ઘેર બોલાવીને શીખવતા. 'અલેફ-બે-અગારા, આખુંદજીકા પેટ નગારા, અલેફ-બે હુવા, આખુંદજીકા મર ગયા બુવા' આવી લીંટીઓ છાની છાની મશ્કરીમાં બોલાતી. આમદન નામું શીખીને ગુલસ્તાન બોસ્તાન વંચાતાં. આમ છતાં પણ મુસલમાની રાજ્યને અંતે અને પેશ્વાઈ અને ગાયકવાડી એ હિંદુ રાજ્યોના થયા પછી સંસ્કૃત અભ્યાસ તરફ લોકોની રૂચિ વળી હતી. ફારસી અને અરબ્બી અભ્યાસનું પ્રાબલ્ય ધીરે ધીરે ઘટવા માંડયું હતું. સાંકડી ગલીમાં થઈને જતા હોઈએ અને ગાંડો હાથી પછવાડી પડયો હોય તોપણ **नगच्छेज्जैन मंदिरे** એ જેમ કહેવામાં આવતું તેમ **नवदे-द्यावनीं भाषाम** એ વાક્ય આ સમયમાં થયું હોય એમ લાગે છે. અમારા નાનપણની વાત અમને સાંભરે છે કે જમવા નાહ્યા પછી જો ભૂલે ચૂકે 'બસ' કે એવો શબ્દ બોલાઈ જાય તો ફરી નહાવું પડતું. ફારસીના અભ્યાસે કૃષ્ણરામ મહારાજને ભડકાવ્યા હોય એમ જણાય છે. તેઓ ફરીઆદ કરે છે કેઃ—

"ફારસીઓના હરફ વસ્યા વિપ્રની વાણે,
"ગઝલ રેખતા તરફ ગમતા દીઠા ગાણે."

આમ છતાં પણ રાજદ્વારમાં પેસાવાને લીધે એ અભ્યાસ ફેલાતો. કાયસ્થ, ક્ષત્રિ વગેરે જાતોમાં અરબ્બી અને ફારસીના અભ્યાસિયો ઘણા મળતા. સ્વ. ભોળાનાથ સારાભાઇ ફારસીના સમર્થ વિદ્વાન હતા એ જાહેર વાત છે. છેક પચ્ચીશ-ત્રીસ વર્ષ ઉપર નાગરોમાં ફારસી અને ઉર્દૂનો સારો અભ્યાસ કરેલી સન્નારીઓ ધરાધરી હતી.

બહુશ્રૂત માણસો ખસુસ કરીને વ્રજભાષાનો અભ્યાસ કરતા. શ્રીમદ્ વલ્લભાચાર્યનાં નવરત્નોમાંના મહા કવિ નંદદાસજીની માનમંજરી અને અનેકાર્થમંજરી વાંચીને સુંદરશૃંગાર, કવિપ્રિયા, રસિકપ્રિયા, છંદશ્રંગાર, ભાષાભૂષણ, બિહારી સતસાઈ, વૃંદસતસાઇ, જશુરામ રાજનીતિ વગેરે ગ્રંથો શીખતા. વયોવૃદ્ધ થતાં સુંદરવિલાસ, તુલસીકૃત રામાયણ, યોગવાશીષ્ટ વગેરે વાંચતા. રાજકોટના આગળના ઠાકોર સાહેબ મહેરામણસિંહ અને મિત્રોએ લખેલો પ્રવિણસાગર ઘણો માનનીય ગ્રંથ ગણાતો. ભરૂચના વાણીઆ ગૃહસ્થે પોતાની મરણ પામેલી બ્હેનની યાદગીરી સારૂ લખેલી કિસન બાવની ઘણા મોંઢે કરતા. ગુજરાતી વાણીઆ ગૃહસ્થનો લખેલો પ્રેમસાગર અદ્યાપિ પણ વ્રજ ભાષાનો શિષ્ટ ગ્રંથ ગણાય છે. થોડું સંસ્કૃત શીખીને વાતચીતમાં સંસ્કૃત શ્લોક અને સુભાષિત કવિતા બોલવાનો રિવાજ હતો. મુત્સદ્દી વર્ગના જે માણસમાં આવું અને આટલું જ્ઞાન નહોય તે ગમાર ગણાતો.

સાધારણ માણસો ગામઠી નિશાળની કેળવણીથી જ સંતુષ્ટ થઈને પોતપોતાના ધંધામાં પડી તેનું ખાસ જ્ઞાન સંપાદન કરતા. નિશાળેથી ઉઠી વગર પગારે સરાફીની દુકાને બેસતા. ત્યાં તેમને નામાનું અને વહીવટનું સચોટ જ્ઞાન ઉપલબ્ધ થતું અને 'સાડાસાતના પા'ની તરવારે વ્યાજ વગેરેમાં ફીટ થઈ પોતાના ધંધામાં જોડાતા.

ઉપર કહ્યા તે સિવાયના બીજા લગભગ નિરક્ષર જેવા હતા. તેમને લેખનશુદ્ધિનું ભાન ધરાધરી નહોતું. હિંગ, મરી ને ટોપરૂં એ શબ્દોને સાટે 'હગ મર ટપર' લખતા. 'કાકા અજમેર ગયા છે અને કાકી કોટે છે' જણાવવાને બોડીઆ અક્ષરે લખતાં 'કાકા આજ મરી ગયા છે અને કાકી

ફુટે છે' એવું એ વંચાતું ! કાનામાત્ર વગરના ખોડીઆ અક્ષર લખવા વખતે અર્થનો અનર્થ થઈ જાય છે એવું બતાવવા છેક કવિ દલપતરામ કાળ સુધી કહેવામાં આવ્યું છે. આ હેતુસર કેટલીક ચમત્કૃતિ અને ચાતુર્યવાળી* કવિતા એમણે પણ કરી છે. જનસમાજનો મોટો ભાગ ધોળકામાં ખાંડ લઈ, ખડ લખી, ખડી વાંચનારો હતો ! બાકીના તો છેકજ અભણ હતા.

પાછળના વખતમાં દેશી રાજ્યોમાં પંડિતો વગેરેને વર્ષાસન મળતાં. વર્ષાસન મેળવનાર મૂળ પુરુષો તો ઘણું કરીને યોગ્ય હતા પણ તેમના વંશજો દિવસે દિવસે છેક નિરક્ષર અને નમાલા થઈ ગયા હતા. અમલદાર વર્ગને ત્યાં ધક્કા ખાઈખાઈને તેમની મરજી સંપાદન કરીને વર્ષાસનો ટકાવી રાખતા. તે કાળના બ્રાહ્મણોનું વર્ણન કરતાં કૃષ્ણરામ મહારાજ કકળીને ચાબકા મારે છે. તે કહે છે કે:—

"રડતા રાજદ્વાર પંડિત થઇને પક્કા; દેવડીએ છડીદાર સહી લે તેના ધક્કા.
"તોપણ નાવે લાજ કિંકર મુકે કાઢી; વર્ષાસનને કાજ દરબારે જાય દહાડી !"

આવા ભણાવનારા પાસે અને મહેતાજીઓ પાસે અભ્યાસ કરી શકાય એવું હતું. માત્ર આવી કેળવણી લીધેલી પ્રજામાં પુસ્તકો ક્યાંથી લખાય?

લોકોનાં મનરંજન કરવાના સાહિત્યમાં સામળભટની ચમત્કારભરી વાતો જ હતી. વાંચવાનો ખાસ શોખ હોય તો 'કાષ્ટના ઘોડા'ની, 'મદનમોહના' ની, 'બત્રીસપુતળી' ની, 'સુડા બહોતેરી' ની અને 'વૈતાલ પચ્ચીસી' ની વાતો વગેરેની પ્રતો ખોળીને લખી અગર લખાવી લેવી પડતી હતી. સામળ વેંગણપુર (હાલના રાજપુરની પાછળના ભાગ) માં રહેનારો અને મહેમદાવાદની પાસેના સુંજ ગામમાં પોશાયલો હોવાથી તેની કવિતાનું પ્રાબલ્ય અમદાવાદમાં જરા વિશેષ હતું. સ્વ. નવલરામ વ્યંગમાં કહે છે એમ અમદાવાદમાં 'રસમાં તો અહિં છપ્પા સામળ' એવું હતું. સુરતમાં પ્રેમાનંદનું માન ઘણું હતું. તેમાંએ એ કવિરાજના મામેરાએ તો

* જૂઓ જૂનાં બુદ્ધિપ્રકાશ અને દલપતકાવ્ય.

સુરતીઓને વશવર્ત્તી કરી લઈ સર્વત્ર વિજય પ્રાપ્ત કર્યો હતો. આ વખતે મામેરૂં કહેવડાવવાનો રિવાજ સાધારણ હતો અને હાલ પણ છે. ઘરને હાંડી તકતાથી શણગારી, રાત્રે સગાંવહાલાં અને નાતની સ્ત્રીઓ એકઠી થાય છે. સારી ઉંચી ગાદી ઉપર ધોળી દૂધ જેવી ચાદર બિછાવી તેના ઉપર બ્હેનને ઘરેણેગાંઠે શણગારી, માંડણ કરી, હાર કલગી આપીને બેસારવામાં આવે છે. નાતનાત પરત્વે મામેરૂં ગાનારીઓ ગવરાવે અને બધી સ્ત્રીઓ ઝીલે છે. આ પ્રમાણે અક્ષરે અક્ષર છૂટો પાડીને ગાતી નાગરાણીઓથી માંડીને, અડધું ગામડીઆં જેવું હુંહાં બોલતી બ્રાહ્મણીઓ, કાલું કાલું બોલતી વાણીઅણો અને અશુદ્ધ મગ અડદ ભરડતી બોલતી ઘાંચણો તેમજ બીજી એવી જાતો "સુણી સીરંગ મેતો આઇવા ધાઈ" કરીને મામેરૂં ગાય છે. મા વગરની દિકરીની સ્થિતિ, ગરીબ બાપની મુંઝવણ, સાસરીઆંના આક્ષેપો અને નાતજાતનાં વ્યંગ બોલવાં સાંભળતાં પ્રેમાનંદના કાવ્ય-રસમાં ઝીલે છે. એના રસે અસંખ્યાત બ્હેનોને ધ્રૂસકે ધ્રૂસકે રડાવી તેમનાં ગાલ પરનાં માંડણો આંસુવડે ધોવરાવ્યાં હશે. નરસૈં મહેતાનાં પ્રભાતિયાં અને ઉપદેશનાં પદોના લલકાર સવારમાં સંભળાતા. ભાલણ કવિના દશમ-માંથી દાણલીલાનાં પદ 'ગોવાળીઆ'ને નામે સુરત તરફ ઘણાં ગવાતાં, સ્ત્રીઓ મીરાંબાઈની ગરબીઓ અને પદો ગાતી અને પાછલા કાળમાં ચાણોદ કરનાળી, વડોદરા અને બીજાં શહેરોમાં દયા પ્રિતમના કા'નની બંશી વાગી રહી હતી. દયારામની ગરબીઓ ગરબે ઘણી ગવાતી. નવરાત્રિના દિવસોમાં જ્યાં જ્યાં પુરૂષોએ માંડવીએ ગાવાનો રીવાજ હતો ત્યાં વલ્લભના મરદાની ગરબાના પડઘા પડી રહેતા. પુરૂષોનો અવાજ, જૂસ્સાભર્યા ઠેકડા અને તાલની જમાવટથી ઠીક ઠાઠ થતો. ઇ. સ. નો અઢારમો સૈકો ભગત કવિયોથી ઉભરાઈ ગયો હતો. ફલાણા ભગત અને ફલાણા ભગત એમના રાગડાથી ગુજરાત ગાજી રહ્યું હતું. ડાકોરના રણછોડજીની મંડળીઓ, જાત્રાના સંઘ અને ભગતનાં મંદિરની મંડળીઓની બેઠકો આવી કવિતાના બજાર હતાં. શ્રદ્ધાળુ લોકો એક બીજા પાસેથી હગમરટપર અક્ષ-રોમાં આવી કવિતા લખી લેતા. ભજનો પણ શ્રોતા વક્તાની જાત અને

વિદ્વત્તા જેવાં જ લખાતાં. એક કણબી ભગતનું "મનખા સરખું ખેતર સાચવી ના જાણ્યું રે" એ ભજન અને કોળીઓનું "ઝાડે કાકો રામજી બેઠા ને હેઠે બેઠાં તે ફૂઈ સીતા" જેવાં હાસ્યાસ્પદ ભજનો ગાનારાના મનની ઉંડાઇ બતાવી આપે છે! કેટલાક વેદાંતી કવિયોની કવિતા પણ ઘણી પ્રસરેલી હતી. વિષય એક જ છતાં ધીરો, ગોપાળ, રણછોડ અને અખો એ વેદાંતી કવિયોની બાનીની તુલના લોકોએ એક જોડકણામાં ઠીક આંકી છે.

"અખે કર્યો ડખો, ગોપાળે કરી ઘેંશ;
રણછોડે રાંધી રાબડી, ધીરા તું શીરાવા બેશ."

નાટક જેવું કશું હતું નહિ. લોકોના આનંદને માટે ભવાઇ હતી. ભવાઇઆ પોળમાં કે રસ્તામાં એક બાજુએ પડદો બાંધી દીવા અને મશાલને અજવાળે રમતા. વેશ પહેરવાની, મોંપર રંગ લગાવાની જગો પડદાની પાછળ જ હતી. મહોડે સફેતો ચોપડતા, મેંશનાં ગાડાં આવ્યાં હોય એટલી મેંશ આંજતા અને જુગુપ્સા ઉત્પન્ન થાય એટલા અને એવા ચાળા ચસ્કા કરતા. એમના ધોયકણા જેવા પગ પડદા નીચેથી બીજી બાજુએ જોનારને જણાતા. તેઓ સર્વદા 'ગણપતી'નો વેશ કાઢી પછીથી 'કંસારા'નો, 'મીયાં-બીબી'નો, જુઠણનો, 'સુરાસામળા'નો, વગેરે વેશ લાવતા. 'કજોડા'ના હાનિકારક રિવાજને વગોવવામાં બાકી ન રાખતા. તેમની ભવાઇઓમાં બિભત્સ અને ફટાણું એટલું હતું કે તેની સારી અસર બરબાદ જતી. આ સિવાય વખતે વખતે રાસધારીઓ આવીને કૃષ્ણલીલા અને રામલીલા ભજવતા. એઓમાં પણ કાંઈ વિશેષતા હતી નહિ.

બ્રિટિશ રાજ્ય થયું તે અરસામાં વસ્તુસ્થિતિ આવી હતી; તે થયા બાદ પણ રૈયતની કેળવણીને સારૂ કશું કરાયું નહોતું.

કાશીમાં એક સંસ્કૃત પાઠશાળા હતી. તેમજ પુનામાં પણ એક સ્થપાઈ હતી. પુનાની પાઠશાળાના મુખ્ય અધ્યાપક તરીકે મેજર કેનડીને નીમ્યા તે વખત ખળભળાટ થયો હતો. પરંતુ એ વિદ્વાને ઘણી દીર્ઘ દૃષ્ટિ અને સભ્યતા વાપરીને પોતાનું કામ બજાવ્યું તેથી યૂરોપિયન પંડિતો તરફ લોકો-

ા આદર વધીને પ્રેમ ચોંટી ગયો હતો. એ પાઠશાળા ઘણા સારા પાયા ર ચાલતી હતી. આ પાઠશાળા ધર્મશાસ્ત્રીઓ તૈયાર કરતી અને તેઓ રકારની અદાલતોમાં હિંદુ ધર્મશાસ્ત્રમાં શું છે અને અમુક સવાલનો નિર્ણય હિંદુ ધર્મશાસ્ત્ર પ્રમાણે કેમ થાય વગેરે અભિપ્રાય આપી દિવાની બાબતોનો નિકાલ કરવામાં સહાયભૂત થતા. પરંતુ આવી એકદેશી અને દૂર પડેલી સંસ્થાનો લાભ થોડાક જ લઈ શકતા. સાર્વજનિક શિક્ષણને માટે કશું કરવામાં આવ્યું નહોતું. ફારસી, અને સંસ્કૃત શીખવતી પાઠશાળાઓ ઉપર થતો ખર્ચ કમી કરીને પ્રજાને ઇંગ્રેજી અને દેશીભાષામાં જ્ઞાન આપવું એ વિચાર પ્રબળ થયો. આવી 'નેટીવ સ્કુલ બુક સોસાઇટી' સ્થાપવાની સૂચના ઇ. સ. ૧૮૧૭ માં કલકત્તામાં **રેવરંડ રોબર્ટ મે** નામના ખ્રીસ્તી ધર્મગુરૂએ પ્રથમ કરી હતી. આ પગલું પ્રથમ બંગાળામાં ભરવામાં આવ્યું. બાદ બંગાળાની સંસ્થાની સૂચના ઉપરથી મુંબાઇમાં એ તરફ લક્ષ ગયું. કેટલાક ઇંગ્રેજ અમલદારોની સલાહથી મુંબાઇના ધનવાન ગૃહસ્થોએ એક ફંડ ઉભું કર્યું. ઇ. સ. ૧૮૨૦ના ઓગષ્ટ માસમાં 'નેટીવ સ્કુલ બુક એન્ડ નેટીવ સ્કુલ સોસાઇટી' એ નામની સંસ્થાની સ્થાપના થઈ. સાત વર્ષ પછી એ સંસ્થાએ પોતાનું નામ બદલીને 'ધી બોંબે નેટીવ એજ્યુકેશનલ સોસાઇટી' એવું નવું નામ ધારણ કર્યું. દેશીઓને માત્ર ઇંગ્રેજી કેળવણી આપી બધા દેશની સામાન્ય ભાષા ઇંગ્રેજી કરવી એવો કેટલાક મોટા રાજકીય પુરુષોનો અભિપ્રાય હતો. કેટલાક દેશીભાષા દ્વારા કેળવણીના હિમાયતી હતા. મુંબાઇના તે વખતના ઉદારચરિત્ રાજનીતિનિપુણ ગવરનર માઉન્સ્ટુઅર્ટ એલ્ફિન્સ્ટન દેશી ભાષા ખીલવવાના પક્ષમાં હતા. તેમણે ઈ. સ. ૧૮૨૨ માં આ સંસ્થાને નાણાની મદદ કરવા માંડી, અને એના કારભારમાં કેટલાક સરકારી અમલદારોને ભેળ્યા. સંસ્થાનું નામ 'હિંદ નિશાળ અને પુસ્તક મંડળી' એવું પાડ્યું.

ગુજરાતી સાહિત્યને અંગે લખતા હોવાથી ગુજરાતી સિવાય બીજી એતદ્દેશીય ભાષાના સંબંધમાં અમે બોલીશું નહિ. મુંબાઇવાળી મંડળીએ એતદ્દેશીય ભાષામાં પુસ્તકો લખાવવા માંડયાં. ઇ. સ. ૧૮૨૪ માં લિપિ-

ધારા, ગણિત, બોધવચન અને ડૉડસ્લીનો વૃત્તાંત નામનાં પુસ્તકે થયાં. તે ઉપરાંત બાળમિત્ર, મરાઠાની બખર, બીજગણિત, ભૂગોળ, નીતિ વગેરે પુસ્તકો બહાર પડયાં. અમારી ગોઠવણ પ્રમાણે આગળ ઉપર યોગ્ય સ્થળે આ પુસ્તકો વિષે બોલવાનું રાખી ગુજરાતની તે કાળની હાલતનું વર્ણન કરીશું.

---

## પ્રકરણ જું.

---

### કેળવણીની શરૂવાત અને સ્થિતિ.

આપણી તરફ ગુજરાતમાં ઇ. સ. ૧૮૨૬ માં પ્રથમ નિશાળો સ્થાપના થઈ. સુરતમાં ત્રણ, અમદાવાદ અને ભરૂચમાં બબ્બે અને ખેડા, ધોળકા અને નડિયાદમાં અકેક એ પ્રમાણે પ્રથમ દશ નિશાળો ઉઘાડવામાં આવી હતી. કેટલાક માણસોને મુંબાઇ તેડાવીને નિશાળોનું કામ ખાસ શીખવવામાં આવ્યું હતું. તેઓમાંના દશને આ નવી સ્થપાયેલી નિશાળોના મહેતાજીઓ નીમવામાં આવ્યા હતા. એ દશમાંનાં થોડા, ભણેલા અને ઉદ્યોગી હતા. બાકીના તો ઠીક જ હતા. અમદાવાદની પહેલા નંબરની નિશાળના મહેતાજી **તૂળજારામ સુખરામ,** વિસલનગરા નાગર, પોતાના સારા સ્વભાવ, ભણાવવામાં ખંત, હોંસ, મહેનત અને કાબેલીઅતને માટે વખણાઇ ગયા છે. હજી પણ લોકો તેમને માનપૂર્વક સંભારે છે. આજ એ વાતને લગભગ સૈકું થવા આવ્યું છતાં પહેલા નંબરની નિશાળ છેક થોડાં વર્ષ પહેલાં તૂળજારામ મહેતાજીની નિશાળ તરીકે ઓળખાતી. આ દશ ગૃહસ્થોમાંથી એવાજ બિજા વિરલનર સુરતના વડનગરા નાગર બ્રાહ્મણ **દુરગારામ મંછા-રામ** મહેતાજી હતા. કાઠીઆવાડમાં કેળવણીનાં પ્રથમ બીજ રોપનારને સહાય આપીને, પાછળથી કેળવણીને ખીલવીને અને વહેમ અને જૂલમની સામે થવામાં નિડરતા બતાવીને એ સ્વર્ગવાસી મહેતાજી નામાંકિત થયા છે. વિજ્ઞાનનું પુસ્તક લખીને એમણે ગુજરાતીમાં એવાં પુસ્તકોનો આરંભ કર્યો

: કાઠ્યેજાદુગરોની જોડે ટક્કર લઈ તેમનું ખોટારૂં ઉઘાડું પાડવામાં તેમણે * તાવી હતી.

...દેશી, ...વણીનો ઇતિહાસ અમારો પ્રસ્તુત વિષય ન હોવાથી આ સ્થળે આ મનોરંજક વિષય સંબંધે આટલુંજ કહીને અટકીએ છઇએ. ગુજરાતીમાં પ્રથમ લખાયલા ગ્રંથો કિયા અને કેવી રીતે અસ્તિત્વમાં આવ્યા હતા એ જાણવાને આ દિગ્દર્શનની જરૂર જણાવાથી અમે આટલી છૂટ લીધી છે.

મુંબાઈના ગવરનરની જગોએ **સર જોન માલ્કમ** નિમાયા; તેમનો અભિપ્રાય એવો હતો કે ઇંગ્રેજી તો થોડાક જ જાણે; તેઓ તે ભાષામાંથી ઉપયોગી પુસ્તકોનાં ભાષાન્તર કરી જનસમૂહના લાભને માટે પ્રકટ કરે અને સાર્વજનિક કેળવણી માત્ર દેશીભાષામાં જ અપાય. આમ હોવાથી ભાષાન્તર કરવાનો વા ચાલ્યો.

"નવી નિશાળોની સ્થાપના થવાથી તેમાં ચલાવવાને નવી ચોપડીઓની જરૂર જણાઈ અને મુંબાઈમાં થયેલી મંડળીએ એતદ્દેશીય ભાષામાં પુસ્તકો લખાવવા માંડયાં એ અમે આગળ કહી ગયા છઇએ. આપણા પશ્ચિમ હિંદુસ્તાનની રાજધાની મુંબાઇ તેથી ત્યાં જ કેળવણી ખાતાનું મથક થયું, અને સરકારી નિશાળોમાં ભણાવવાની ચોપડીઓ ત્યાં થઇઓ. મરાઠી ભાષામાં જે ચોપડીઓ હતી તેઓના તરજુમા પહેલા થયા, ને એ તરજુમા કરનારામાં મરાઠી શાસ્ત્રીઓ મુખ્ય હતા. વધારે નવાઇ જેવું એ છે જે ગુજરાતી ભાષાનું વ્યાકરણ જોઇએ માટે મરાઠી વ્યાકરણનો મરાઠી શાસ્ત્રીઓએ ગુજરાતીમાં તરજુમો કર્યો. ગુજરાતી બોલીના નિયમોથી તેઓ અજાણ્યા હતા એવું જણાય છે. વ્યાકરણનો અર્થ જેઓ જાણતા હશે તેઓ સહેલથી કહી શકે કે આવા વ્યાકરણથી કેટલો ફાયદો થયો છે. મને તો લાગે છે કે એથી ઘણું જ નુકસાન થયું છે. આજ દીન સુધી જે જે ચોપડીઓ સરકારી તથા ખાનગી, ચોપાનીયાં તથા વરતમાનપત્રો મુંબાઇમાં છપાય છે તેમાંના ઘણા ખરા વ્યાકરણદોષ એથી થયા છે. ભરૂચથી ઠેઠ મુંબઈ સુધીના લોકોના ઉચ્ચાર તથા કેટલાએક શબ્દોમાં ભેદ છે પણ એમનું વ્યાકરણ ગુજરાતના બીજા ભાગોમાં રહેનારાના જેવું જ છે. જે સરકારી નિશાળમાં

નથી ભણ્યા તેમની વાતચીત તથા લખાણ ઉપરથી એ સાબીતી
ઘોડાઓ, હાથીઓ વગેરે અનેક વ્યાકરણદોષ ત્યાંના જુવાન પુરુષોને
માં આવે છે તેઓ વ્યાકરણથી દાખલ થયા છે."

"મેં કહ્યું કે નિશાળોમાં શિખવવાને મરાઠીમાંથી કેટલાએક તરજુમા કર્યા. એ ગ્રંથ કરનારા એમ જાણતા કે નાનાં છોકરાંને લાયક ગ્રંથ કરવાને ગુજરાતી ભાષામાં બોલ નથી. એમને ગુજરાતી ભાષા જંગલી ભીલોની બોલી જેવી લાગી. ને એ વિચારથી સંસ્કૃત શબ્દો જેમ ખોસી ઘલાયા તેમ ખોસ્યા. ત્યાર પછી આજ સુધી જે જે ચોપડીઓ થઈ તેમાં તે જ પ્રમાણે થયું. એટલે સુધી કે સરકારી નિશાળમાં ભણેલા છોકરા ગુજરાતી ભૂલવા લાગ્યા. જેણે એ પુસ્તકો વાંચ્યાં હશે તેમના જોવામાં સર્વ આવ્યું હશે." "જેને સંઘે પડે તેણે એ ગ્રંથ વાંચવા."

"ગુજરાતી બોલી મૂળે ગુંચવાએલી તો હતી ને આ વ્યાકરણ તથા પુસ્તકોથી ગુંચ પડીને ઘભરાટ થયો. એટલી અડચણો જાણે બસ નહોય તેમ અધુરામાં પુરો એક બીજો માર પડયો. આપણા ચંચળ અને હીંમતવાન દેશીભાઈ પારસીઓ હરેક સારા કામમાં આગળ પડે છે. તેથી કેળવણીના કામનો જેવો આરંભ થયો તેવો જ તેનો પહેલો લાભ તેમણે લીધો. વરતમાનપત્રો ને ચોપાનીઆં પ્રગટ કરવા લાગ્યા; ને આજે પણ એવાં સારાં કામો ઘણી હોંસ ને જોરથી ચલાવે છે. બીજા ગુજરાતી લોકો એવી વાતો આજસુધી થોડી જ સમજતા હતા, ને હજીએ તેની દરકાર રાખતા નથી. એ કારણથી પારસી ગુજરાતી ઘણી ફેલાઇ ગઇ. પારસીઓ અસલ ઇરાનના રહેવાશી ને તેમની અસલ બોલી ફારસી એ બોલી મુકી દઇને ગુજરાતી બોલી શિખ્યા. પરદેશીઓ આપણી બોલી બોલે છે તેમાં ઘણી ભૂલો પડે છે એ તમે સર્વે જોયું હશે. તે ઘણા વરસ સુધી આપણામાં રહે છે ને શિખે તોપણ તેમની ખોડ જતી નથી. દખણી લોક ગુજરાતી બોલે છે અથવા મુસલમાનો બોલે છે ત્યારે ઘણી રમુજ પડે છે. એક મરાઠો ચાકર રહેવા આવ્યો ત્યારે પગાર વગેરે માગ્યો તેમાં એક એ માગ્યું કે મારી હજામત શેઠ તમારે કરવી. તે સાંભળતાં જ અજાણ્યા શેઠે ધક્કો મારી

ર કાઢ્યો. તેની કહેવાની મતલબ એ હતી કે હજામતનો ખરચ તમારે
* * * * * તેઓ પહેલા આવી નવસારી, ગણદેવી, વલસાડ તથા બીજાં પરગણાં દરીઆ કિનારે છે તેમાં આવી વસ્યા ને ત્યાંના લોકની ભાષા શિખ્યા. આએ ને એવી, જોવસ ને આવસ, વાય-મરૂરે વગેરે પારસી બોલીમાંથી કેટલાક બોલ મેં ઘણા ખારવાને બોલતાં સાંભળ્યા છે. તેથી હું અનુમાન કરૂં છું કે એવા લોકો પાસેથી પારસીઓ ગુજરાતી શિખ્યા હશે."......"એવી હાલતમાં પારસીઓ હતા. એવામાં બાળ ને ગંગાધર વ્યાકરણ નીકળ્યાં. એ શિખી નવી ભૂલો કરવા લાગ્યા." હું ગુજરાતી ભણ્યો છું કહેવાને, હમો બિ ગુજરાટી ભનેઆચ કહે છે. સાહેબ લોકો જે એ વ્યાકરણ ને એ ચોપડીઓ પરથી ગુજરાતી શિખે છે તે કેવું છે તે જુવો." "સુરત, ઘોઘા ને રાજકોટના પાદરી સાહેબોનું લખાણ જેણે વાંચ્યું હશે તે સાક્ષી આપશે. તેમાં પણ તરે તરેની ભૂલો આવે છે. સુરતમાં જ્ઞાનદિપક નામે ચોપાનિયું મહિને મહિને છપાય છે, તેમાંથી એ તમને ખોટા ગુજરાતીના ઘણા દાખલા જડશે. હું વડોદરાને ગયો હતો, વગેરે વાંચી ઘણું હસવું આવશે. એ વ્યાકરણને એ પુસ્તકો તથા પારસી વરતમાનપત્રો ને ચોપાનિયાં વાંચીને ગુજરાતી લોકોની ભાષા બીગડે છે. તેના દાખલા તમને મુંબાઇના બુદ્ધિવર્ધક ગ્રંથમાંથી ઘણા મળશે. સરકારી લખાણમાં જે ગુજરાતી ચાલે છે તે પણ હસવા જોગ છે."

ઉપરનાં અવતરણોની અંદરનાં લખાણ અમે જૂનાં બુદ્ધિપ્રકાશમાં છપાયલા સ્વ. મહીપતરામજીએ હિમાભાઈની લાયબ્રેરીમાં ગુજરાતી ભાષા વિષે ઈ. સ. ૧૮૫૮ માં આપેલા ભાષણમાંથી લીધાં છે. ગંગાધર શાસ્ત્રીનાં કરેલાં વ્યાકરણોનો એમાં ઇશારો છે.

એમાંનાં કેટલાંક પુસ્તકોમાંથી અમે નીચે ઉતારા આપીએ છીએ કે તે વાંચવાથી સ્વ. મહીપતરામજીના કહેવાની યથાર્થતા ઠીક સમજાય.

( ૧ )

" વાત-૧૬૦.

## મધમાખ્યો માખ્યો અને ભમરી.

કેટલી એક માખ્યો મધમાખ્યોના મધપૂડામાં આવીને કેહેવા લાગીયો જે, આ મધ અમ્હારૂં છે, પછી બે જણીઓનેં અરસ્પરસ લડાઇ થઇનેં બે પક્ષનીયો, ભમરીપાસે ન્યાય કરાવા ગઇયો. ત્યારે ભમરીયે કહ્યું જો તમે અદાલતની રીતે વાદ કરશો તો તમને ખરચ ઘણું થશે; અને ફડચો પણ વહેલો થશે નહીં, માટે, તમે ઉભયતાં મ્હારાં સ્નેહી છો, હું તમારૂં સારૂં ઇચ્છું છું, માટે તમને કહું છું જે તમે બે મળીને મ્હને તમારી હકીગત લખી આપો; એટલે હું તમારૂં સઘળું મનમાં આણીને જે નીતિ હશે તે કહીશ. તે સાંભળીને બે પક્ષનીયો રાજી થયીયો; અને હકીગત લખી આપી. પછી તે ભમરીયે તેમની લડાઇનો વાદ મનમાં આણીને તેમને કહ્યું સાંભળો છો, તમે બે બરોબર જણાઓ છો માટે, ખરાખોટાનો ન્યાય કરવો મ્હને લગાર કઠિણ દીસે છે, માટે માખ્યો તમે એવું કરો કે એક ખાલી ઠેકાણું લ્યો, અને મધમાખ્યો તમે પણ લ્યો, અને ત્યાં મધ કરીને બે જણીયો મ્હારી પાસે લાવો, પછી હું તે બે મધનો સ્વાદ રંગ જોઇને આ મધપૂડાનું મધ કોનું તે કહીશ. મધમાખ્યોયે તે વાતની તરતજ હા કહી અને માખ્યોયે આંઉં કરવા માંડયું તે જોઇને ભમરીયે માખ્યોને કહ્યું જે તમે જુઠીયો છો અને મધમાખ્યો સાચીઓ છે.

ઇસપનીતિ કથા—બાપુશાસ્ત્રી પંડયા. ઈ. સ. ૧૮૨૮."

( ૨ )

ઈ. સ. ૧૮૨૮ ના જ અરસામાં એટલે ઈ. સ. ૧૮૩૦ માં અમદાવાદમાં લખાએલા એક દસ્તાવેજમાંથી ટુંકો ઉતારો ઉપરની ભાષાની જોડે સરખાવવાને ઉપયોગી થઇ પડશે એમ ધારી આપીએ છઇએ:—

"નરભેરાંમ શેવકરાંમ બીન માંડણજી પારશાત એક શહેર વાસ્તે વંમ પણ હાલ બંદર સુરત વાસ્તે વંમ બાઈ. દીવાલી ત્રવાડી. નરભેરાંમ અંબારાંમની ભારજા હરતાખરાંણ દતવાજત વીકરીત ઘર ૧ શહેર અમદાવાદમાં ચકલે ખાડીઆની હદમાં ઘોબીની પોળમાં ઓઝા નરભેરાંમ સુખરાંમ વીગેરેના ઘરની જોડતું અમારા ઘણીની મીલકતનું તે ઘરના ખંડની વીગત......"

......સેહેર ચલણી લેઇને એ ઘર આકાશથી તે પાતાલપરજંત કુલ અભરાંમ નદાવે આપ્યું છે તે ઘર જાતો ચંદર દીવા કરા ચાં । સુરજ તપે તાંહાં પરજંત તમો તથા તમારા પુત્ર પુત્રાદીક સુખેથી ભોગવો વશો વાશો તમારી ઇચ્છા ઉપજે તે કરો તેમાં કોઇનો દરદાવો અલાખો નહી."

૧૮૩૦

(૩)

"પ્રકરણ ૮

## વિભક્ત્યર્થ વિચાર.

શિ—સાત વિભક્તિના અર્થ કિયા તે કહો ?

ગુ—કહૂં છઉં.

વિભક્તિ યોગ્ય સઘળા શબ્દ ઉપરથી કર્ત્તાને અર્થે અથવા કર્મને અર્થે પ્રથમા થાય છે. ઉ. તે જાય છે એ ઠેકાણે પ્રથમા કર્ત્તાને અર્થે થઈ. તેણે કામ કર્યૂં એ ઠેકાણે કામ આ પ્રથમા કર્મને અર્થે થઈ. ગણવાનૂં જે માપ તરાજૂ ઇત્યાદિ. તે ઉપરથી પરિમાણાર્થે પ્રથમા થાય છે. ઉ. મણ ઘી, ક્રો બાજરી, શેર ઘઉં ઇત્યાદિ. તે વાઘ મારે છે આહીયાં વાઘ એ પણ પ્રથમા કર્મને અર્થે થઈ. શંબોધન અર્થમાં પ્રથમા થાય છે. ઓકારાંત તથા ઉકારાંત શબ્દોના એક વચનને અંત્યસ્વરને આં તથા આ ક્રમે કરીને નિવર્તક થાય છે. ઉ. હે લાકડાં, હે ઘોડા ઇત્યાદિ.

## દ્વિતીયા.

ધાતુનો અર્થ વ્યાપાર તેથી થાય જે ફળનો સંબંધ કરવાને કરતા જે ઉપર ઇછે છે તે કર્મ થયું તે ઉપરથી દ્વિતીયા થાય છે. ઉ. દેવને ભજે છે. એ ઠેકાણે ભજ ધાતુનો અર્થ સેવા તેથી પ્રીતિરૂપ ફલ થાય છે. તેનો સંબંધ કર્તા દેવને ઉપર કરવા ચાહે છે. વાસ્તે દેવ શબ્દ કર્મ થયૂં તે ઉપર દ્વિતીયા થાય છે. કેટલાએક ઠેકાણે દ્વિતીયાને અર્થે પ્રથમા થાય છે. અથવા દ્વિતીયાનો લોપ થઇને પ્રથમાંતવત્ રૂપ રહે છે. ઉ. તે કામ કરે છે. ઇત્યાદિ. માગ–વિચાર–કેહે–બોલ–દંડ–દે–આપ. ઇત્યાદિ ધાતૂનું જે કર્મ તેણે કરીને યુક્ત જે શબ્દ તે કર્મ થાય. તે ઉપરથી દ્વિતીયા થાય છે. ઉ. ડાહાઓને કલ્પનાને પૂછે છે. બિજા કર્મ ઉપરથી જે દ્વિતીયા થાય તેનો લોપ પણ થાય છે. જેમ ડાહાને કલ્પના પુછે છે. છોકરાંને શ્લોક ભણાવે છે. બ્રાહ્મણને ગાય આપે છે. રાજાને છોકરો થયો. એ ઠેકાણે પષ્ઠીને અર્થે દ્વિતીયા છે.”

“ગુજરાતી ભાષાનૂં વ્યાકરણ–ગંગાધર શાસ્ત્રી ફડકે કૃત. આવૃત્તિ પહેલી. ઈ. સ. ૧૮૪૦.”

૧૮૪૦

(૪)

“ઓતર દીસાએ એ ઘરનુ મોઢાચાલનું બારનું છે તા. તે ઉપર એક બારી છે તા. બારણા આગળ એ ઘરનો ઓટલો છે તે ઓટલા નજીક છાપરાનાં નેવ પડે છે ને એ બારણા સામી ખુલી જમીન છે તે અમારી છે તે જમીન તમને વેચાણ આપી નથી ફક્ત આ બારણુ પડે ને તમારે જવા આવવાનો રસ્તો.”

“સંવત્ ૧૮૯૩ ઇ. સ. ૧૮૩૭ માહે મારચનું ખત.

૧૮૩૭

(૫)

“શ્રી ગણેશાય નમઃ । પંચોપાખ્યાન પ્રારંભ ।”

“સરવે શાસ્ત્રઓનો તતવ લેઈને વીશનુશરમા મહા પંડીત જે

તેણે પંચોપાખ્આન નીતીશાસ્ત્ર કરી જગતમાં પ્રવરતાવું તેહેનો ગુજરાતી ભાશામાં આરંભ કરીએ છીએ."

"પેહેલાં એ ગરંથની ઉપજનું કારણ કેહે છે."

"હવે તે વનનો રાજા પીંગલ એવે નામે સીંહ એક વેળાએ પાણી પીવા શારૂ પોતાનો પરીવાર તેડી જમુનાને કાંઠે જાય છે. એહવામાં શંજીવક તહુકો. તે આવાજથી ડુંગર શઘલો ગાજી ઉઠો. તે ભઅંકર શબ્દ શાંભલી શીંહ કચવાઓ. અને થાકાતું મીશ કરી પાછો વલી એક વડ હેઠલ બેઠો મનમાં ચીંતા કરે છે. તાંહા. પોતીકા પ્રધાનના પુત્ર બે શીઆલ હતા. એકનું નામ કરટક બીજો દમનક તેઓને પરધાનપણા ઉપરથી કાડા હતા તોય પણ તે પેટ સારૂ રાજાની પછવાડે ફરે."

"જેહનો વીશવાશ નહીં તે નબલો હોય તોઅપણ તેથી બીએ ને જેહનો વીશવાશ છે તે માહા બલવંત છે તોયપણ તે થકી બીક નહીં."

"ઉંટ જેને દુરજનોએ મરાવો." "કાચબો જે લાકડીથી છુટો."

"હંશનું ટોલું જે પાશામાં પડયું હતું." "ગધેડો જે જીભ હલાવેથી મુવો."

"ગુજરાતી પંચોપાખ્યાન-મુંબાઇની એજ્યુકેશનલ સોસાઇટી સારૂ એ. વિધાસ એમણે શિલા પ્રેસ માટે તૈયાર કર્યું-મુંબાઈ ૧૮૪૦"

૧૮૪૦

( ૬ )

"તેહેની કીમતના રૂ. ૭૦૧) અંકે શાતશેહેને એક પુરા રોકડા શકાઇ શહેર ચલણી લેઈને એ ઘર તમને વેચાંણ આપુ છે. તે રૂપૈઆ લીધાની વીગત પ્રથંમ એ ઘરનુ હેઠળ દલ તમને રૂ. ૨૮૫) માટે ઘરાંણે આપુ હતુ ને વાલી તાર પછી રૂ. ૩૦૧) તમારી પાસેથી વાજુકા લેઈ તેનુ ખત લખી આપુ હતુ તે તા. તેના વાજના રૂ. ૮૯) મલી જુમલે રૂ. ૩૯૦) વાલા એકુન રૂ. ૬૭૫) તમારા દેવા હતા તે કાપતાં બાકી રૂ. ૨૬) હાલ અમો તમારી પાશેથી રોકડા લીધા છે."

વિ. સં. ઇ. ૧૯૦૦ ઇ. સ. ૧૮૪૪ ફેવરવાંરીનું ખત.

૧૮૪૪

(૭)

" વિષુવવૃત્ત ઊપર લંબરૂપ એવા બેઊ ધ્રુવો થકી જનારાં જે વર્તુલો તેઓને યામ્યોત્તર અથવા રેશાવૃતો એવું નામ છે. જે સ્થળોમાંથી જે યામ્યોત્તર જાય છે તે તે ઠેકાણાનું યામ્યોત્તર જાણવું. એક યામ્યોત્તર ઉપર જેટલાં ઠેકાણાં હોય છે તેઓને એકજ વખતે મધ્યાન્હ થાય છે. માટે તેઓને કોઈ વખત મધ્યાન્હ વૃત્તો પણ કેહે છે."

" ભૂગોળવિદ્યા પ્રથમ પુસ્તક—**બાળગંગાધર** શાસ્ત્રીના મરાઠી પરથી ભાષાંતર કર્તા **ખેમજી હરજીવન જોશી.** ઇ. સ. ૧૮૪૭ "

૧૮૪૭

(૮)

" એક શહીંએ ઘણાએક પશુઓને મારીને ખાધાં તેહનાં અજીરણે કરીને તેહને મોટો એક રોગ થયો, તારે તે જંગલના શરવે પશુ ઝુંડેઝુડને ટોલેટોલાં તેહના સમાચારને આવીઆં. એક શીઆલ માત્ર નોહતો આવીઓ. તે શંધી જોઈને વરૂએ શહીં રાજા આગલ શીઆલની ચુગલી ખાધી કે, મહારાજ શીઆલ તમ વીશે દુશટબુધી, ને હેંકારી તથા કરતઘન જણાએ છે. એહની નીંદાની ચરચા ચાલતી હુતી એટલામાં શીઆલ આવી પહોંચો, તેણે પણ તે થોડીએક વાત શાંભલીને શહીંની આંખ ક્રોધથી ચઢેલી દીઠી. તે શમે તેણે ચતુરાઈથી પોતાને બચાવીને વરૂના જીવ ઉપર વાત ઉલટાવી; તે શહીંને બોલીઓ કે મહારાજ આ ઘણાએક પશુ આંહાં આવી મલીઆ છે, ને બનાવટની વાતોથી જ દેખાડે છે કે, અમે મહારાજનું ભલું માગતા છઈએ, પણ જો માહારી હકીકત પુછો તો એ છે કે, જે ઘડી મહારાજના મંદવાડનું વરતમાન શાંભલીઉં, તે જ શમેં, જુઠો શીશટાચાર જેવો આ બીજા કરતા આવીઆ છે તેવો પડતો મુકીને હું મોટા મોટા વીદવાન શમરથ વૈદોને ઘેરેઘેર ફરીઓ, શા શારૂ કે એહવું કોઈ રામબાણ જેહવું ઓશડ મલે છે કે તે સ્વામીને લાગુ થઆ વીના રેહેજ નહીં. તો છેલે તે મને જડીઉં તારે હુ સ્વામીની પાસે આવીઓ છઉં તે ઓશડ એ છે જે કોઈ

જીવતા વરૂની પીઠ પરની ઉની ઉની ખાલ કાઢીને રાજાજીના કાળજાપર વેહેલા મુકીને પાટાથી બાંધીએ તો તરત કરાર થાસે એમ શીઆલે કહેતા જ વારમાં શરવ શભાના મનમાં વાત ઉતરીને ઠરીઉં કે તે તરત કરવું જોઈએ પછે તે વરૂને પકડીને તેહની પીઠ પરનું ચામડું કાઢવા લાગીઆ, તે શમે શીઆલે આ શીખામણની વાત વરૂના કાનમાં શંભલાવી કે જે બીજા શારૂ ખાડો ખોદે છે તેમા તે પોતે જ પડે છે."

"કેટલીએક ડાડસ્લીની વાતોનું ભાષાન્તર. એ. ને. ઇડુકેશન ઇનષ્ટિટ્યૂશનને શારૂ છાપ્યું. આવૃતિ ચોથી. ૧૮૫૦"

૧૮૫૦

(૯)

"જો તહ્મે ન્યાય સભાની રીત પ્રમાણે તકરાર ચલાવશો તો તહ્મને ખરચ ઘણો થશે, અને ચૂકાદો પણ ઉતાવળો થશે નહી, અને તહ્મે બેઉયે મ્હારાં મિત્રો, હું તહ્મારૂં કલ્યાણ ઇચ્છું છું, માટે તહ્મને કહું છું કે તહ્મે બેઉ મળીને મ્હને પંચાતનામું લખી આપો એટલે હું તહ્મારો મુકદ્દમો મનમાં ધારીને નીતિ હશે તે કહીશ. તે વાતથી બેઉ પક્ષવાળિયો રાજી થઈયો. પછી તે ભમરીયે તેનો કજીયો મન સાથે ધારીને કહ્યું, સાંભળો છો ? તંહ્મે બેઉ જણિયો એક સરખી દેખાઓ છો, તેથી ખરા ખોટાનો ચૂકાદો કરવો મ્હને જરા કઠણ લાગે છે-એટલા માટે મધમાખિયો તહ્મે એમ કરો કે, એક ખાલી પૂડો લો, અને માખિયો, તહ્મે પણ તેવો જ એક લો અને તેમાં મધ કરીને બેઉ જણાં મ્હારી પાસે લાવો."

"ઇસાપ નીતિની વાતો. નામદાર બોર્ડ આવ એડયુકેશનના હુકમથી રણછોડદાસ ગિરધરભાઈયે ગુજરાતીમાં કર્યો. ૧૮૫૪."

૧૮૫૪

(૧૦)

"પ્રાર્થના.

ઓ દયાળુ પરમેશ્વર છે તુંજ ખુબી અપાર
ધ્યાન કરીએ રોજ જો તું છે જીવ દાતાર

મોટા દરિઆ, ડુંગરો જાહાડને જાનવર
એ સર્વ તારી * * * એવો તું દાદગર.

ગુરૂજી.

પ્રણામ કરીએ ગુરૂજી તમ આભાર અમ શીશ
સિખવ્યું શંધુ ભણતાં ન રાખ્યું કાંઇ પણ મીશ,
બદચાલ કહડાવી દઈ રોપો છો સદગુણ
ગુન્હાથી છોડાવીને ભણાવી કરો નિપુણ.

"જ્ઞાન બોધક, આંક ૧ લો. સ્ટુડેંટસ લિટરરી એંડ સાયંનટીફિક સોસ્ટાએટી એ નામની મંડળિએ બનાવીને મુંબઇ દફતર આશકારા છાપખાનામાં છપાવ્યો. સને ૧૮૫૫." ૧૮૫૫

(૧૧)

पेहेलां घर १ तलीयानी पोलनु महेता दादाभाइना पासानु महेता कालीदासने विक्रित वेचांण आपुतु साहा मकनदासे वेच्युतु तेह साहा मकनदासना भत्रीजा साहा नीरभेराम तथा शोभाराम एक परदेश हता तेहना वारसाना रुपैआ १०) अंके दस राष्याता तेह ए भाइ बे परदेशथी केटलेक दीवसे नाव्या तिवारे तेहना वारसाना रुपैआ दस एह साहा मोटे लिधा छे.

वि. सं. १८२४ જ્યેષ્ટ વદી ૫ ને રવોનું ખત. ૧૭૬૮.

---

## પ્રકરણ ૩.

---

### અમદાવાદમાં સાહિત્યને અઙ્ગે ચળવિકળ–ગુજરાત વર્નાક્યુલર સોસાયટી–ફોર્બ્સ જીવનચરિત્ર.

છેક ઇ. સ. ૧૮૪૮ સુધી અને ત્યાર પછીનાં કેટલાંક વર્ષ સુધી પણ ગુજરાતી ભાષાની સ્થિતિ કેવી કઢંગી હતી, તે ભાષાની કેળવણી આપવામાં કેવાં પુસ્તકો શિખવાતાં, તે અરસામાં કેવાં પુસ્તકો પ્રગટ થતાં અને તેમની ભાષા કેવી હતી તે અમે કહી ગયા. ઘણાં ઘરડાં માણસોને મોઢે

અમે એમનાં વખતમાં ઇસ પ્રતીતિ ચાલતી હતી એવું સાંભળ્યું છે। તે વખતની સામાન્ય સ્થિતિ આવી આવી જૂજ બાબતો ઉપરથી આપણે અટકળી શકીએ. ઈ. સ. ૧૮૫૮ ની સાલમાં સ્વ. મહીપતરામજીએ આપેલા ભાષણમાંથી અમે ગયા પ્રકરણમાં છૂટથી ઉતારા લીધા છે. આવા વિષયમાં અમુક જ વર્ષથી શું શું થયું એવી નિર્વિવાદિત હદ બાંધી શકાય નહિ. છતાં અમારે ઇ. સ. ૧૯૦૮ ની પૂર્વેની સાઠીની હકીકત કહેવાની હોવાથી ઇ. સ. ૧૮૪૮ ની સાલ ખાસ હદ તરીકે રાખવી પડે છે. ગુજરાતી સાહિત્યને અંગે જોતાં એ વર્ષ અમુક કારણથી એ પ્રમાણે પ્રથમ પગથીયું ગણવાને યોગ્ય જણાય પણ છે.

ગુજરાતની રાજધાની અમદાવાદમાં તે વર્ષના છેક પાછલા ભાગમાં એક વિરલ બનાવ બન્યો હતો. ગુજરાતી સાહિત્યની ખિલવણી,–વધારો–અને ફેલાવો કરવાના સ્તુત્ય ઉદ્દેશથી એક નવી સંસ્થાનો જન્મ થયો. ઈ. સ. ૧૮૪૮ ના ડિસેંબર મહિનાની ૨૬ મી તારીખે એ સંસ્થા સ્થાપવામાં આવી હતી. ગુજરાતી સાહિત્યનો ઇતિહાસ લખતાં આ સંસ્થા સંબંધી અને જે મહાન્ પુરુષને લીધે એ સંસ્થાએ જન્મ લીધો હતો અને જેની ખાસ સંભાળથી ઉછરી આવી હતી એના સંબંધી કાંઈ ન બોલીએ એ અશક્ય છે. આપણા દેશનો ઉદય બ્રિટિશ લોકને હાથે જ નિર્માણ થયો છે. તેમજ ગુજરાતી સાહિત્યના ઉદયનાં બીજ પણ એક અંગ્રેજ ગૃહસ્થને હાથે જ રોપાયાં છે. પરજાતિ, પરધર્મી અને પરદેશી છતાં પણ એ મહાન્ નર ગુજરાત અને ગુજરાતીને ખરેખરી દાઝથી, કોઈ પણ દેશભક્ત ગુજરાતી કરતાં ઓછું ચહાતો નહિ. ક. દલપતરામ એને માટે કહે છે કેઃ—

"જન્મ જુદી જમિમાં ધરિને પણ તું મુજ જન્મભૂ તર્ફ જણાયો"

એ શબ્દશઃ યથાર્થ છે.

અલેક્ષાંડર કિન્લોક ફોર્બ્સનું માનવંતું નામ કોઈનેજ અજાણ્યું હશે. માતા અને પિતા બંને તરફથી ઉચ્ચ કુળમાં સ્કોટલંડમાં એઓ જન્મ્યા હતા. ઓનરેબલ ઇસ્ટ ઇન્ડિયા કમ્પનીની સિવિલ સર્વિસમાં દાખલ થઇને તારીખ ૩૦ મી ડીસેમ્બર ૧૮૪૨ ને દિવસે મુંબાઈ પ્રાન્તમાં નિમાયા.

સન ૧૮૪૩ માં પ્રથમ મુંબાઈ પધાર્યા. અહમદનગર, ખાનદેશ અને મુંબાઈમાં થોડો થોડો કાળ નોકરી કરીને તેઓ અમદાબાદના એસિસ્ટંટ જજ્જ નિમાયા.

"સન ૧૮૪૬ ના નોવેમ્બર માસમાં ફોર્બ્સનાં અમદાવાદમાં ચરણ થયાં, ગુજરાતના ભાગ્યોદયનો અવતાર થયો તે એજ સમયમાં એમ કહિયે તો ચાલે."

"ગાયકવાડ અને પેશવાની વારાફરતી ચડતી પડતી ગુજરાતમાં થતી, તેમ તેમ તેઓ ગુજરાતને પોતાના વારામાં ચુસતા: ગુજરાત એક અને તેને ચુસનાર જમ જેવા બે. એટલે ગુજરાતની દુર્દશામાં શી બાકી? સન ૧૮૧૮ સુધી ગુજરાતવાસીથી નિર્મલ વસ્ત્ર પેહેરાતાં નહિ......કોઈને ઉજલો દીઠો તો ચાડિયા તૈયાર હતા. તેઓ ચાડી ખાય અને તે પ્રમાણે મૂર્ખ રાજાના મૂર્ખ સરદારો તેને લુંટે. ધન નામ ધરનારા સર્વે પદાર્થોને પૃથિવીમાં દટાઈ રેહેવું પડતું હતું."

"એવા અંધકારમાં સન ૧૮૦૦ ની સાલથી કહિં કહિં કીરણ પડવા માંડયાં અને સન ૧૮૧૮ માં આપણું ઈંગ્રેજી રાજ્ય થયું, અને અંધકાર ખસવા માંડયો. એજ સંધીમાં ફોર્બ્સ સાહેબ ત્યાં આવ્યા."

"ગુજરાતનાં ભવ્ય શિલ્પ કામ જોઈ તેમને લાગ્યું કે કોઈ પૂર્વે થઈ ગયેલા પ્રતાપી લોકના મહિમાનાં આ અવાચક ચિન્હ છે. પોતે કુલીન તેથી કુલીનચિન્હવાન પણ દીન થઈ ગયેલા ગુજરાતની તેને અંતઃકરણથી દયા આવી." પરિણામ એ થયો કે ગુજરાતનો અનુગ્રહ કરવાને પોતે તૈયાર થયા. પ્રીતિભાવથી ગુજરાતની આગલી જાહોજલાલીનાં વર્ણન ભર્યો ઇતિહાસનો ગ્રંથ 'રાસમાળા' લખવાનો ઉપકાર કર્યો.

કરનલ ટૉડ કુલીન વિણ ક્ષત્રિય યશ ક્ષય થાત;
ફાર્બસ સમ સાધન વિના નવ ઉંધરત ગુજરાત.

રા. સા. ભોગીલાલ પાસે અભ્યાસ કર્યા પછી સ્વ. ભોળાનાથની ભલામણપરથી કવીશ્વર દલપતરામને સન ૧૮૪૮ માં પોતાની પાસે તેડાવ્યા.

કવિ દલપતરામ મૂળ વઢવાણના "સામવેદી બ્રાહ્મણ શ્રીમાળી" હતા. ભૂજની પોશાળ વગેરે જગાએ જૂના સાહિત્યનો અભ્યાસ કરીને

પોતાની પ્રાસાદિક શક્તિ કવિ તરીકે અજમાવતા હતા. એમનાજ બોલમાં કહીએ તોઃ—

" કાવ્ય અલંકાર તણા ગ્રંથનો અભ્યાસ કરી
જીવ જોડી રાખ્યો તો મેં કવિતાની જકમાં;
શોધતો હતો હું કોઈ શાણો સરદાર નર
બોધતો હતો હું મહીનાથને મુલકમાં;
કોઈ દીલદાર ને ઉદાર દરબારમાં હું
રહેવાની રૂચી અતિ રાખતો ઇશકમાં;
દીલમાં વિચારતો હું હતો દલપત કહે
ફારબસ તણું તેડું આવ્યું તેવી તકમાં. ૧
ખાનપરે દ્વારે જ્યારે નદિને કિનારે સારે
મેળો થયો મારે ચાંદા સૂર્યના મહેલમાં;
દિવસો અઢારે અડતાળીશમી સાલ ત્યારે
પ્યાર કીધો પ્યારે પરિપૂરણ પહેલમાં."

ક૦ દ૦ ડા૦

ગુજરાતનો પૂર્વ મહિમા જેમ જેમ એમના જાણવામાં આવ્યો તેમ તેમ ગુજરાત ઉપર એમને અધિક અધિક પ્રીતિ થતી ગઈ અને પોતાનું તન મન અને ધન એને અર્પણ કરવાનો સંકલ્પ કર્યો. જૂની કવિતા, હસ્તલિખિત ગ્રંથોની ખોળ કરવા માંડી અને ઠેકાણે ઠેકાણેથી કવિ અને જૂની વાત જાણનારાઓને બોલાવી બોલાવી સત્કાર કરી શોધનું કામ કરવા માંડ્યું. કવીશ્વર દલપતરામના શબ્દમાં બોલતાં

" કવિતાનો કોઈ ભૂપ ભાવ પુછનાર નથી,
બીજે ધંધે ધાયા કવિ ધારી એવાં કારણો;
એવામાં કવિનો મેળો કિન્લાક સાહેબે કીધો,
સાંભળી કવિતા આપ્યાં ઇનામ સંભારણો;
દીલનો ઉદાર દીઠો, દેવાંશી દાતાર દીઠો
દાખે દલપત દીઠો દારીદ્ર વિદારણો;

અભણ પસ્તાવા લાગ્યા, ભણેલા ફુલાવા લાગ્યા
પુત્રોને પઢાવા લાગ્યા ભટ ભાટ ચારણો. ૪૭ ”

દેશી રાજ્યમાં કવિયોની કદર રહી નહોતી તેથી એ વર્ગ અધમ થઈ નાશ થવાની તૈયારીમાં હતો. કોઈ કોઈ રહી ગયા હતા તે ખુશ થઈને ગાજી ઉઠયા અને ફોર્બ્સને ભોજની ઉપમા આપવા લાગ્યા.

“ કરેલ કીર્ત્તિમેર દુનિયાંમાં તે દેખવા
ફાર્બસરૂપે ફેર, ભોજ પધાર્યો ભૂમિમાં. ”

આનંદ પામેલા કવિયોયે કહ્યું કે

“ કુથ્થા પુસ્તક કાપિને એનો ન કરિશ અસ્ત
ફરતો ફરતો ફાર્બસ ગ્રાહક મળ્યો ગૃહસ્થ. ”

એ પ્રકારે ગુજરાતમાં થઈ રહ્યું, માજી રાજ્યના ત્રાસદાયક બળાત્કાર દૂર થયા હતા. લોકો જંપીને નિરાંતે બેઠા હતા. બધાને નવું નવું લાગવા માંડયું હતું. ફોર્બ્સ જેવા વિદ્વાન્, ચતુર, ન્યાયી, પ્રજાહિતૈષી અને વિવેકી આધિકારીઓનો સત્કાર, માયા, અને મમતાએ લોકોનાં ચિત્ત શાંત કર્યાં હતાં, અને શાંતિને અંગે ઉત્પન્ન થતી કળા, કૌશલ્ય, વિદ્યા, સાંસારિક સુખ વગેરે વધવા માંડયાં હતાં. ફોર્બ્સ સાહેબ એ બધું વધારવામાં સાધન થઇ રહ્યા. જે સાધનથી પોતાના સ્વદેશનો ઉત્કર્ષ થયો હતો તે સાધનનાં બીજ અહિંયાં વાવવાનો પોતે આરંભ કર્યો. કર્નલ ફુલ્જેમ્સ, કર્નલ વાલેસ, અને રેવરંડ પીરી આદિ ગૃહસ્થોને સામીલ રાખી પ્રથમ સન ૧૮૪૮ માં ‘ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી’ સ્થાપી. * તેણે ગુજરાતમાં વિદ્યાવૃદ્ધિ સારૂ આજ સુધીમાં કેટલું બધું કર્યું છે તે આ દેશમાં અજાણ્યું નથી.

---

* પ્રથમ સ્થાપના થઈ તે વખત સોસાઈટીનું કારભાર મંડળ નીચે મુજબ હતું:-

**પેટ્રન**

લોર્ડ ફોકલંડ

**કમિટિ.**

એ. જી. ફોસેટ ઈસ્કવાયર.
કેપ્ટન જી. ફુલ્જેમ્સ.
,, આર. વોલેસ.
,, ડબલ્યુ. એફ. કોર્મેક

રેવરંડ. જી. ડબલ્યુ. પિરિ.
એ. કે. ફોર્બ્સ ઇસ્કવાયર.

**ઓ. સેક્રેટરી.**

એ. કે. ફોર્બ્સ.

ઈ. સ. ૧૮૪૮ ના ડિસેંબર મહિનાની તારીખ ૨૬ મીએ ફાર્બ્સ સાહેબે યૂરોપિયન અને દેશી ગૃહસ્થોની એક સભા મેળવી. તેમાં ગુજરાતના સાહિત્યની ખીલવણીના ઉદ્દેશથી ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીની સ્થાપના થઈ. વિનિત અને દંભરહિત મહાન્ નર ફાર્બ્સ પોતે એ સભાના ઓનરરી સેક્રટરી બન્યા. એમની વિનતી ઉપરથી તે વખતના મુંબાઈના ગવરનર સાહેબ લોર્ડ ફોકલેંડ તેના પેટ્રન-મુરબ્બી બન્યા. ત્યાર પછીની સભાની બેઠકમાં એમ ઠર્યું હતું કે સોસાઈટીએ તે વખતમાં મળી શકે એવાં સઘળાં ગુજરાતી પુસ્તકોનો સંગ્રહ કરવો, અને જરૂર જણાય તો ઈનામ અને મહેનતાણું આપીને નવાં ભાષાન્તર તેમજ મૂળ ગ્રંથો લખાવવા. સ્વ. ફાર્બ્સ ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીના પોતાના પ્રથમ વર્ષના રિપોર્ટમાં લખે છે કે "નિશાળોને માટે પુસ્તકો પૂરાં પાડવાં એ આપણા કર્તવ્યનો કોઈ પણ અંશે ઓછો અગત્યનો ભાગ નથી. સન ૧૮૪૫ માં દિલ્લીની આવી એક સોસાઈટીએ પોતાના રિપોર્ટમાં જે કહ્યું છે તે આપણને ઓછું લાગુ પડે છે એમ નથી. તેમાં કહ્યું છે કે આપણા કામનું ખરેખરૂં ક્ષેત્ર તે સરકારી નિશાળો છે. હવે પછીની થનારી પ્રજા ઉપરજ આપણે આશા રાખી શકીએ. પૂખ્ત થએલા ઝાડને ગમે તેમ વાળી શકાય નહિ. સતત સુધારા કરીને નિશાળોના શિક્ષણ સારૂ સારાં પુસ્તકો કરી આપવાં એ આપણું પ્રથમ અને અગત્યનું કર્તવ્ય છે."

આ જ સભામાં દેશી લાયબ્રેરી-પુસ્તકાલય-સ્થાપવાની યોજના થઈ હતી. એ સંસ્થા વિષે તેઓ સાહેબ કહે છે કે, "ગુજરાતી પુસ્તકોની સંખ્યા બેશક ઘણી થોડી છે અને એ સઘળાંની શૈલી ઘણી જ ખરાબ છે. ગુજરાતી વાંચનારા વિક્રમની વાતો અને ચાર દરવેશની વાતો એ પુસ્તકો વધારે વાંચે છે. રફતે રફતે સારાં પુસ્તકો મળી શકશે અને વાંચનારનો શોખ પણ ધીરે ધીરે સુધારશે એવી આશા રાખવામાં આવે છે."

દેશીઓનો પોતાના સાહિત્યમાં અભ્યાસ વધે અને તેઓને એતદ્દેશીય ભાષામાં લખતાં આવડે માટે એક પરીક્ષા ઠેરવવામાં આવી હતી. ઈંગ્રેજી અને ગુજરાતી નિશાળના નિશાળીઆ આ પરીક્ષા આપવા બેશી શકતા.

તેમને કમિટિએ પ્રથમથી નિર્માણ કરેલા કોઈ ગુજરાતી પુસ્તકનો અભ્યાસ કરીને તેની પરીક્ષા આપવી પડતી. તેમજ આપેલા વિષય ઉપર ગુજરાતીમાં નિબંધ લખવાનો હતો. ઉમેદવારોને ખાસ સૂચના આપવામાં આવતી કે તેમણે પોતાના નિબંધમાં પરભાષાના શબ્દો, જોડણી અને પરભાષાના રૂઢ અર્થવાચક શબ્દો વાપરવા નહિ. પોતાના તેજ સાલના રિપોર્ટમાં ફૉર્બ્સ સાહેબ કહે છે કે 'આપણે એક બીજી બાબતમાં મહેનત કરીએ છઈએ અને એને હું ઘણીજ મહત્વની સમજું છઉં. જે માણસ આપણી લાયબ્રેરી સંભાળે છે તે જૂનાં પુસ્તકોની નક્કલ ઉતારવાનું કામ પણ કરે છે. ખરેખરી ગુજરાતી ભાષા એ જૂનાં પુસ્તકોમાં જ રહેલી છે, અને હું આશા રાખું છઉં કે આગળ જતાં જ્યારે આપણે ગુજરાતી ભાષાનો કોષ તૈયાર કરાવરાવીશું ત્યારે એ પુસ્તકો ઘણાં જ કિંમતી થઈ પડશે. સામળ ભટ, વડોદરાના પ્રેમાનંદ ભટ, અમદાવાદના વલ્લભ ભટ, જૂનાગઢના નરસૈ મહેતાનાં બનાવેલાં પુસ્તકો, તેમ જ મહાભારતનાં ભાષાન્તરો, બીજાં જૂનાં પુસ્તકો, રાસાઓ અને વાર્તાઓ જે માત્ર લખેલાં પુસ્તક રૂપેજ મળી આવે છે તેને માટેજ મારૂં કહેવું છે. આ સઘળા ગ્રંથોની પૂરેપૂરી નક્કલો આપણી લાયબ્રેરીમાં હોય એ જોવાની મને ઘણી આશા છે. મૂળ પુસ્તક જેવી રીતે લખાએલું હોય તેવીજ તેની નક્કલ કરવી જોઈએ. માત્ર તેમાં એક બાજુએ સુધારા વધારા સારૂ મોટો હાંસીઓ રાખવો જોઈએ. છેવટે તેઓ સાહેબ આપણી સંસ્થાને કીયા ધોરણ પર ચલાવવી એ વિશે તેમના પોતાના તેમજ કેટલાક મિત્રોના વિચાર દર્શાવે છે. એ મિત્રોમાંનો એક તો આપણી પડોસમાં આવેલા સિંધ પ્રાન્તમાં ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી ગુજરાતમાં કરે છે તેવાજ ઉમંગ અને દીર્ઘ દૃષ્ટિથી તે કાળે તેવું જ કામ કરી રહ્યો હતો.

ભાષાન્તર કરવાનો વા ચાલ્યો હતો એ અમે આગળ કહી ગયા છઈએ **સ્વ. ફૉર્બ્સ** કહે છે કે 'સોસાઈટીનું કામ માત્ર ભાષાન્તરો કરાવવાં એ છે એવી સમજણ કેટલાક વખત ઉપર ઉત્પન્ન થઈ છે એ યથાર્થ નથી. ગુજરાતી સાહિત્યની ખીલવણી એ જ સોસાઈટીનો ઉદ્દેશ આપણે ઠરાવ્યો છે.

આ પ્રાન્તના દેશીઓને જાતે કામ કરવામાં પ્રવર્ત્ત કરવા, તેઓ કીયાં કામ બહુ સારી રીતે કરી શકશે તે બતાવવું અને તેમને કામ કરવાનાં સાધનો પૂરાં પાડવાં એ આપણે કરવાનું છે. આ સમયે તો ભાષાન્તર કરાવવાં એજ આપણો ઉદ્દેશ ન હોવો જોઈએ, એટલુંજ નહિ પણ ભાષાન્તર કરાવવાં તે આપણો મુખ્ય ઉદ્દેશ પણ ન હોવો જોઈએ. જૂનાં અને લોકોના સ્મરણમાંથી જતાં રહેલાં પુસ્તકો જેને માટે આપણે પ્રથમ કહી ગયા તેને ન લેખીએ તો હાલની ગુજરાતી એ શિષ્ટ ભાષા નથી એમ કહીએ તો તે ખોટું ન કહેવાય. ગુજરાતીમાં સઘળી તરેહના વિચાર દર્શાવવાનાં સાધન ન સતાં તે માત્ર બજારૂ ભાષા છે. માટે હાલમાં તો જે જે લખાય તે થોડા કાળ ટકે એવુંજ બનશે, એમ હોવાથી મોટાં અને કિંમતી ભાષાન્તરોમાં ખરચેલા પૈસા આપણે એવા કામમાં ખરચ્યા લેખાશે કે જે અગાડી જતાં આપણને ફરી અને વધારે સારૂં કરાવવું પડશે. તેમજ આવાં ભાષાન્તરોથી આપણને હાલ તાત્કાલિક લાભ પણ બહુ મળે એમ મારૂં ધારવું નથી. હું ધારૂં છઉં કે સાંપ્રત કાળમાં આપણાં ભાષાન્તરો વાંચનાર પણ મળવા દુર્લભ છે. મારા કહેવાનો અર્થ એવો કરવાનો નથી કે આપણે ભાષાન્તરોની કદર પીછાણતા નથી. યોગ્ય કાળે એવાં પુસ્તકો હયાતીમાં આવે એવી આપણને કાળજી છે. જો કોઈ ખેડુત અગર ખાણ ખોદનાર વાવતાં પહેલાં અગર ખોદતાં પહેલાં તે કામમાં પોતાના પૈસા રોકવા અને મહેનત કરવી તે લાભકારક છે કે નહિ તેનો નિર્ણય કરવા સારૂ ખંત અને સાવધાનીથી ખેતર અગર ખાણની બરાબર તપાસ કરે અને તે જગાની બધી હકીકતથી માહિત થવાનો પ્રયત્ન કરે તેને એમ કહીએ કે તે ધાન વાવવાની અગર કિંમતી ધાતુઓની કદર જાણતો નથી તો તે વાજબી નથી. તેજ પ્રમાણે જ્યાં સુધી આપણી ખાત્રી થાય કે આવાં ભાષાન્તર સારૂ આપણી ભાષા યોગ્ય થઈ છે, ભાષાન્તર કરનારા યોગ્ય માણસો આપણામાં છે અને છેલ્લે વાંચનારી આલમ પણ તૈયાર છે ત્યાં સુધી આવાં મોટાં અને કિંમતી ભાષાન્તરોની વાત પડતી મુકીને નાનાં લખાણો કરાવવા ઉપરજ લક્ષ રાખવું ઘટે છે. હું માનું છું કે હાલ

આપણામાં આમાંનું કશું એ નથી. જો આપણે દ્દઢતાથી કામ કર્યે જઈશું તો મને બીલકુલ શક નથી કે આપણને આગળ ઉપર આ બધું પ્રાપ્ત થશેજ, પરંતુ હાલ તરત તો દેખીતો વધારો બતાવવાના હેતુથી ભવિષ્યમાં થનારા સંગીન લાભનો આપણે ભોગ આપવો ન જોઈએ.' ફાર્બસ સાહેબના એક મિત્રે સોસાઈટી સંબંધી લખ્યું હતું કે સોસાઈટી આવું સારૂં કામ કરે છે તે જાણીને પોતે ખુશી થયા છે. અને 'સોસાઈટી અગાડી જતાં ઘણોજ ફાયદો કરશે તે નિર્વિવાદિત છે. પણ તેનાં ફળ આવતાં ઘણાં વર્ષ લાગશે. અઠવાડીએ અઠવાડીએ પત્ર કાઢવાનો વિચાર ઘણો સારો છે. પોતાની આજુબાજુ દુનિયામાં શું શું થાય છે તે જો લોકો જાણે અને પોતે જ્યાં જન્મ્યા ને ઉછર્યા છે તે સ્થળની બહાર શું છે તે જોવાની ટેવ માત્ર પડે તો ઘણો લાભ થયો ગણાય. બીજા જ્ઞાનની જીજ્ઞાસા સાનુકૂળ સમયે ઉત્પન્ન થશે. ગુજરાતી પ્રજાના જુના અને કવિતાના ગ્રંથો એકઠા કરવા અને તેમનું સંશોધન કરવું એવો તમારો ઠરાવ મને બહુ ગમે છે. બેશક એ પુસ્તકોની શૈલી અને વખતે શબ્દો ધરાધરી હાલ વપરાતી શૈલી અને શબ્દો કરતાં જૂદાં હશે અને જેમણે ખાસ અભ્યાસ નહિ કર્યો હોય એવા દેશીને તો સમજાશેએ નહિ, તથાપિ આવાં પુસ્તકોનો નાશ થવો યોગ્ય નથી. પ્રાચીનપણાને લીધેજ હું આવાં પુસ્તકોને કિંમતી ગણું છઉં એમ નહિ પણ હાલના લખનારાઓ અર્વાચીન શેળભેળ શૈલીમાં પોતાના ગ્રંથો લખે તેના કરતાં, પોતાના દેશની જૂની શિષ્ટ શૈલી અને ભાષામાં લખે એ મને વધારે સારૂં લાગે છે.

ભાષાન્તર કરાવવામાં હાલ લોકોને ખરેખાત રૂચિકર થઈ પડે એવો ગ્રંથ મળવાની મહા મુશ્કેલી છે અને મૂળ ગ્રંથ ડહાપણ અને જ્ઞાનના ભંડાર જેવો હોવા છતાં પણ હાલના લોકોને રૂચિકર થઈ પડે એવો ન હોય તો તેનું ભાષાન્તર નકામુંજ છે. હાલના દેશી જનમંડળની સમજશક્તિ, લાગણીઓ અને તેમની રૂચિ જાણવાની પહેલી જરૂર છે. ત્યારપછી તેમને યોગ્ય સાહિત્ય પૂરૂં પાડવું જોઈએ. ઘણી વાર જનમંડળને ગમશે અગર નહિ ગમે તેનો ખ્યાલ કર્યા વગર જે આપણને સારૂં લાગતું હોય અથવા આપ

જેને સારૂં માનતા હોઈએ તે આપણે તેમને આરંભમાંજ આપીએ છીએ. પરંતુ દવા ભલેને રામબાણ જેવી હોય છતાં દરદી તે ખાય નહિ તેને મન નકામીજ છે.'

બીજો ફોર્બ્સ સાહેબનો મિત્ર કહે છે કે, 'આપણી જાત, આપણું બુદ્ધિબળ અને આપણને મળેલાં સાધનો કેટલે અંશે પણ હિંદુસ્થાનનું ભલું કરવામાં અને તેથી કરીને આપણા પ્રભુ ઈસુખ્રિસ્તનો મહિમા વધારવામાં વાપરવાની આપણી ધાર્મિક ફરજ છે. કેટલે દરજ્જે તેમ કરવું એ દરેક વ્યક્તિએ પોતાના સંબંધમાં નક્કી કરવું જોઈએ.'

'આપણે જેઓ હાલ અમદાવાદમાં છઇએ તેમની માન્યતા છે કે જ્યારે આપણે બધાએ મળીને કોઈ સાંસારિક બાબતમાં કશો સુધારો આદરીએ છઈએ ત્યારે આપણે આપણી એ પવિત્ર ધાર્મિક ફરજ અદા કરીએ છઈએ. તેજ પ્રમાણે આ પ્રાંતની ભાષાને તેની હાલની અધમ અવસ્થામાંથી ઉન્નત કરવાનો પ્રયત્ન આદરીએ, અને એ ભાષા જેમની જન્મભાષા છે તેઓમાંના જેઓ પ્રાસાદિક કલ્પનાશક્તિવાળા હોય તેમને તે અજમાવવાને ઉત્તેજન આપી જુદી જુદી રીતે કામે લગાડીને તેને સુધારી નિયમિત કરી, તેવાઓને માંહોમાંહી અને હવે પછીની પ્રજાને સત્ય અને સુંદર હોય તે કહેવાને સમર્થ કરીએ છઈએ ત્યારે પણ જે લોકોમાં આપણે થોડા કાળ વસ્યા છઈએ તે લોકોનું હિત કરવાની આપણી એવીજ ધાર્મિક ફરજ બજાવીએ છઈએ.'

શુદ્ધ અંતઃકરણપૂર્વક, કેવળ ધર્મ અને ફરજ સમજીને ગુજરાત, ગુજરાતી અને ગુજરાતી ભાષાનું ગૌરવ વધારવાને આ વિદેશી જનોએ કરેલો ભગીરથ પ્રયત્ન સદા સર્વદા આનંદદાયક છે.

સ્વ. ફોર્બ્સે વિ. સં. ૧૯૦૮ (સન ૧૮૫૨)ની દીવાળીમાં ઇડર મુકામે કવિયોનો મેળો કર્યો હતો. આખી ગુજરાત અને કાઠીઆવાડ વગેરેના કવિ, વિદ્વાન્ વગેરેને ત્યાં બોલાવી તેમની જોડે વાતચીત કરી કાવ્યાનંદ માણી તેમને પોતાની યથાશક્તિ સારાં ઇનામ અકરામ આપ્યાં હતાં. આ બનાવની યાદગીરી જાળવવા ક. દલપતરામે 'ફાર્બસ વિલાસ' નામે કાવ્ય

લખ્યું છે. ને એમનાં કાવ્યોમાં સુંદર અને માત્ર 'ફાર્બસ વિરહ' અને 'વેનચરિત્ર' થીજ ઉતરતું છે. ખસુસ કરીને જૂની ઢપનું કાવ્યચાતુર્ય અને ચમત્કૃતિ આ કાવ્યમાં આપણું ધ્યાન ખેંચે છે. એમાં છંદે છંદે, લીંટીએ લીંટીએ, અરે શબ્દે શબ્દે ફાર્બસનું ઉદાર ચરિત્ર આપણી નજરે પડે છે. ક. દલપતરામ કહે છે કેઃ—

"મળ્યાં હશે બીજાંઓને મોટાં મોટાં માનપત્ર
ચીંથરાં થઇ જશે તે ચુંથાઈ ચુંથાઇને;
બનાવી બનાવીને બેસાર્યો હશે બાવલાં તે
પાવલાંની કિંમતે કદી જશે વેચાઇને;
મસીદો મિનારા કે કરાવેલા કિરતીસ્થંભ
ઘણે દા'ડે તે તો જશે સમૂળા ઘસાઇને;
કવિતાથી ઠામ ઠામ કહે દલપતરામ
ફારબસ તણા ગુણ રહેશે ફેલાઇને. ૩૪"

ફ૦ દ૦ ડા૦

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી સિવાય અમદાવાદમાં નિશાળ, કન્યાશાળા, સાપ્તાહિક પત્ર અને છેવટે છાપખાનું ધરાધરી **સ્વ. ફાર્બસે** કાઢ્યું હતું. સુરતમાં તેમની બદલી થવાથી ત્યાં પણ એ પરોપકારી ગૃહસ્થે 'સુરત અઠાવીસી સોસાઇટી' ઉભી કરી પોતે તેના મંત્રી થયા હતા. આ સભાને અંગે વિચાર અને સ્વતંત્રતાનું વાહન એક 'સુરત સમાચાર' નામનું વર્તમાન પત્ર કાઢ્યું હતું. હિતેચ્છુ માબાપો જેમ પોતાનાં છોકરાંને ઢીંગલાં પુતળાં આપી રમત સાથે સંસારની રીતભાતમાં પલોટાવા શિખવે છે તેમ ફાર્બસે અમદાવાદ અને સુરતમાં કર્યું.

ફાર્બસ કોઇ પુસ્તકનું નામ સાંભળે અને તે ઉપયોગી છે એવું તેમને લાગે, એટલે તેના સંગ્રહ સારૂ અનેક યુક્તિઓ અને પ્રયત્ન કરતા, વગ લગાડતા, ધન આપતા, અને પોતે જાતે સામાને ઘેર જઇને યાચના કરતા; ને ધારેલું પુસ્તક મેળવતા. પૃથ્વિરાજ રાસાનું પુસ્તક મેળવ્યું ત્યારે તેના ટપાલ ખર્ચના રૂ. ૧૫૦ થયા હતા. એમણે પાટણ, ખંભાત, વડોદરા વગેરે જગા

જૈનભંડારો જોઈને ઐતિહાસિક પુસ્તકોનો પોતે સારો સંગ્રહ કર્યો હતો. સિદ્ધપુર, અણહિલપુર, પાલીટાણા, આબુ આદિ જગાએ જઈને ત્યાંના ભવ્ય ખંડેરો, કીર્ત્તિસ્થંભો, દેવાલયો, જળાશયો આદિ નિરખી જોયાં હતાં. પોતે ચિત્રકળામાં નિપુણ હતા. પોતાને હાથે કેટલાંક ચમત્કારિક સ્થાનોનાં ચિત્ર આલેખી પોતાની રાસમાળામાં મૂકેલાં છે.

એવાં રમણીય સ્થાનો જોવા જતા ત્યાં કોઈનું મન દુભવતા નહિ. ત્યાં પોતાનાં બૂટ કહાડી જ્યાં સુધી જવાનો બાધ નહોય ત્યાં સુધીજ જતા અને તે પણ સામાની આજ્ઞા લઈને. એવી જગાએ ખુરશીપર ન બેસતાં ચાકળાપર લાંબા પગ કરીને બેસતા.

એ. કે. ફોર્બ્સ છેવટે સદર અદાલતના જજ્જ નિમાયા હતા. અપરોક્ષ અને પરોક્ષ બન્ને રીતે એમણે ગુજરાતના લોક અને તેમના સાહિત્યની સેવા, ઉન્નતિ કરી છે. જડતામાં પડી રહેલી પ્રજાને, તેના સાહિત્યને અને સુધારાને પ્રથમ ગતિ આપી છે.

બળવાના વખતમાં ઘણા ધૈર્યવાન અને સમજુ લોકોનાં મગજ પણ ઠેકાણે રહ્યાં નહોતાં. તેવા વખતમાં તેમણે પોતે આ દેશની કેવી સેવા બજાવી હતી તે તેમજ તેઓ પોતે અને **સ્વ. રોબર્ટ નાઈટ**—જેને માટે આપણો સુરતી કવિ ગાઇ ગયો છે કે

'જન જશ ગાઓજી નાઇટે ખૂબ કરીજી.'

એ બન્ને કેવા નિડરતાથી અડગ રહ્યા હતા તે કહેવાનો આ પ્રસંગ નથી. કવિ દલપતરામ જેવા તોળી તોળીને બોલનારના મુખારવિંદમાંથી નીકળેલી ઉક્તિ શબ્દશઃ ખરી છે. તેઓ કહે છે કેઃ—

'કેક કલેકટર જજ્જ ગયા ને નવા વળિ આવિ જુના વિસરાવે,
શી ગણતી રશિડેંટ તણી ગત કેક ગવરનર કોણ ગણાવે;
લંડનમાં નવ લાખ ભર્યા અહિં આવિ જહાંગિરિ જોર જણાવે,
હિતેચ્છુ કહે દલપત સુઓ ફરિ ફાર્બસ તો નહિ આવે. ૩૩'

ક. દ. ડા.

ગુજરાતી સાહિત્યને અંગે બોલતાં અમે આ યશસ્વી પુરૂષને આટલીજ માત્ર અંજળી આપી શકીએ છીએ. એ મહાપુરૂષનું જીવન જાણવાને પાછલાં બુદ્ધિપ્રકાશ અને ફાર્બસ જીવનચરિત્ર વાંચવાથી સાનંદાશ્ચર્ય ઉત્પન્ન થશે. ગમે તેમ પણ જ્યાં સુધી ગુજરાતી ભાષા છે ત્યાં સુધી સ્વ. અલેક્ષાંડર કિન્લોક ફોર્બ્સનું પવિત્ર નામ આપણા લોકોમાં નિશ્ચળ રહેશે.

## પ્રકરણ ૪.

### તે સમયના અમદાવાદના પ્રથમ કામ કરનારા ગૃહસ્થો.

અલેક્ષાંડર કિન્લોક ફોર્બ્સ જેવા પુરૂષની જોડે ગુજરાતી સાહિત્યનો ઉદ્ભવ અને ઉન્નતિ કરવામાં સામીલ રહેનારા કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઇ સી. આઈ. ઇ.નું જીવન કોઈ પણ રીતે ઓછી પ્રશંસાને પાત્ર નથી. તેઓનો ફોર્બ્સ સાહેબની સાથે યોગ શી રીતે થયો તે અમે સહજ કહી ગયા છીએ. પોતાથી બની શકે એટલો મહાભારત શ્રમ કરવામાં એમણે પણ કચાશ રાખી નથી.

ગયા પ્રકરણમાં તે કાળે કેવા સાહિત્યની જરૂર હતી તે સ્વ. ફોર્બ્સનાજ બોલમાં અમે કહી ગયા. લોકોમાં ઘણા કુચાલો જડ ઘાલીને રહ્યા હતા. ઠેકાણે ઠેકાણે કુધારો વ્યાપી રહ્યો હતો. આવા કુચાલો–રિવાજોને નાબુદ કરવાનો યત્ન તે સુધારો એમ દલપતરામનું માનવું હતું. લોકોમાં સદ્ધર્મ, સુનીતિ, સારા રિવાજ વગેરે વધે એજ એમની લાલસા હતી. નવા રિવાજોપર એમને આંધળો મોહ નહોતો. જૂના ચાલ ઉપર માત્ર જૂનાપણાના કારણથી જ જેમ તિરસ્કાર તેમ મોહ પણ નહોતો. જનસમાજની દરેક બાબતને અમુક લાગણીથી દૂષિત દષ્ટિએ નહિ પણ નિષ્પક્ષપાત નજરે જોતાં જે ખોટું લાગતું તેજ કુધારો. પોતે 'યાહોમ' કરવાના મતના નહિ પણ 'સજન સંભળાવજો રે ધીરે ધીરે સુધારજો' એ નીતિના હતા. છતાં તેમને કુધારો લાગેલી એવી ઘણી બાબતો તેમના પોતાના જ બોલમાં કહીએ તોઃ—

'ગામમાં કુધારો કૈક નામમાં કુધારો કૈક
કામમાં કુધારો કોટિ કષ્ટ કરનારો છે;
ન્હાવામાં કુધારો ખાવું ખાવામાં કુધારો, ગીત
ગાવામાં કુધારો છે તે કહો કશો સારો છે;
વીવામાં કુધારો પાણી પીવામાં કુધારો દીસે
દીવામાં કુધારો નકી જાણો જે નઠારો છે;
કહે દલપતરામ ઠરી રહ્યો ઠામ ઠામ
ક્યાંથી ક્યાંથી કાઢીએ જ્યાં ધારૂં ત્યાં કુધારો છે. ૪૯
ભણી ભણી ભેદ પામી નાસ્તિક ધરાવે નામ
કહો પછી ત્યાં કશો કુધારાનો ઉધારો છે;
ગળે જે બીજાને માન ઉપજે અરીસ્યા એવો
લાગણીવાળા છે લોક ત્યાંય લાગુ ધારો છે;
કેળવણી નહીં હોય હોય ત્યાં કુધારો પણ
કેળવણીવાળા વીશે શુદ્ધ ક્યાં સુધારો છે;
કહે દલપતરામ ઠરી રહ્યો ઠામ ઠામ
ક્યાંથી ક્યાંથી કાઢીએ જ્યાં ધારૂં ત્યાં કુધારો છે. ૫૦

ક. દ. ડા.

આવા કુધારાને નાબુદ કરવાનું મહાન કાર્ય એમણે અને તે વખતના લખનારાઓએ આરંભ્યું હતું. દલપતરામને ઇંગ્રેજી ભાષાનો બિલકુલ સંસ્કાર નહોતો. છતાં ચાલતા રિવાજોમાં જે જે એમને હાનિકારક લાગ્યા તેને ઉખેડી નાંખવાને એમની કલમે ઘણું કર્યું છે. 'બાળવિવાહ નિબંધ,' 'દૈવજ્ઞ દર્પણ,' 'તાર્કિક બોધ,' 'ભૂતનિબંધ,' 'બાળોઢ્યાભ્યાસ,' અને 'જ્ઞાતિ નિબંધ' વગેરે પુસ્તક લખીને જૂના કુચાલની ઝાટકણી કાઢી છે. શક એમની કહેવાની બાની જૂદી તરેહની હતી. અર્થાનર્થ સમજાવવા, ...ભ બતાવવા, અને વખતે બેઠી ઠાવકી મશ્કરી કરવી એ એમની ... 'વિદ્યાબોધ,' 'રાજવિદ્યાભ્યાસ,' '...હુન્નરખાનની ચડાઈ,' ...લક્ષ્મી સંવાદ' અને 'જાદવાસ્થળી' વગેરે નાનાં નાનાં કાવ્યો તે-

વખતની સ્થિતિને અનુસરીને લખાયાં હતાં. વિધવા વિવાહના તકરારી વિષય માટે પણ 'વેનચરિત્ર' નામનું કાવ્ય લખીને સંમતિ દર્શાવી છે. છોકરીઓની નિશાળમાં શિખવવા સારૂ એમણે 'ગરબાવળી' તૈયાર કરી હતી તે છેક સ્વ. નવલરામજીની ગરબાવળી લખાઈ ત્યાં સુધી દરેક નિશાળમાં શિખવવામાં આવતી. એરિસ્ટોફેનીસના પ્લોટ્સનું અનુસરણ કરીને ગુજરાતીમાં પહેલવહેલું–કવિ પ્રેમાનંદના પછીથી પ્રગટ થએલાં નાટકોને ન ગણતાં– 'લક્ષ્મી નાટક' નામે નાટક એમણે અને ફોર્બ્સ સાહેબે લખ્યું હતું. એ હાસ્યરસ ભરેલું નાટક છે. ફોર્બ્સ સાહેબને ધરગતુ શબ્દજ્ઞાન થવા સારૂ અને દેશી સ્ત્રીઓ માંહેમાહે કેવી વાતચીત કરે છે તે બતાવવા સારૂ લખેલું 'સ્ત્રી સંભાષણ' મઝેહનું નાનકડું પુસ્તક છે. કોઇને લાગે કે વખતે સ્ત્રીઓ વાતો કરતી હોય તે વેળા ખાસ સંતાઈ રહીને તે લખી લીધું છે કે શું ? એ નાના પુસ્તકની ધણીએ આવૃત્તિયો થઈ છે અને લોકપ્રિય છે.

કવીશ્વરે જૂની ગુજરાતી કવિતા એકઠી કરવાનું કામ પહેલ વહેલું જ ઉપાડયું હતું. એમને મળી આવેલી જૂની કવિતાઓ ઘસાઈ ઓપાઇને પ્રગટ થઇ છે એમ કેટલાકનું ધારવું છે. જે કાળે એ કવિતા બનાવાઇ તે કાળની ભાષા નથી એમ અમારૂં માનવું છે; એટલું જ નહિ પણ ઉલટું એ કવિતા ઉપરથી કવીશ્વરે ગુજરાતી ભાષામાં ત્રણસેં ચારસેં વર્ષે પણ કશો ફેર પડયો નથી એવો પૂર્વ પક્ષ ઉઠાવવાનો યત્ન કર્યો હતો ! આમ હોવા છતાં પણ એમનાં 'કાવ્યદોહન' નાં બે પુસ્તકોની એકથી વધારે આવૃત્તિયો થઈ ને હજારો નકલો ખપી ગઈ એ તેની લોકપ્રિયતા સાબીત કરે છે. એમના હાસ્યરસના નમુના રૂપ અને બેઠી મશ્કરીઓ ભરેલું 'મિથ્યાભિમાન નાટક' ગુજરાતી પ્રજાની જાણ બહાર નથી. જાહેર કરેલા ઇનામને સારૂ એ પુસ્તક લખાયું હતું, અને લખાવનારને એ નાટક એવું તો પસંદ પડયું કે તેણે છાપેલી ઇનામની રકમ કરતાં બમણી રકમ આપી હ[illegible] પોતાના ઇષ્ટ મિત્ર ફોર્બ્સ સાહેબે સને ૧૮૫૨ માં ઇડર મુકામે [illegible] મેળો કર્યો હતો તેના સંભારણા માટે લખેલો 'ફાર્બસ વિલાસ' [illegible] ભાષાના કવિયોની શૈલીનો મનોરંજક ગ્રંથ છે. એ ગ્રંથમાં તે [illegible]

વખતના જાણીતા કવિયોનાં નામ દાખલ કરીને તેમને પ્રજાની યાદમાં નોંધી રાખ્યા છે. ફોર્બ્સ સાહેબના મરણથી તેમને કારી ઘા લાગ્યો હતો અને એ પ્રમાણે ઘાયલ થયેલા હૃદયમાંથી ઉભરાયલી તેમની પ્રાસાદિક કવિતા 'ફાર્બસવિરહ' છે. ગુજરાતી પ્રજા એ નાનકડા–રસભર્યા–કાવ્યની ખુબી જાણે છેજ. કવીશ્વરે પોતાની વયના પાછલા ભાગમાં પોતાનાં બધાં કાવ્ય એકઠાં કરીને 'દલપત કાવ્ય' છપાવ્યું હતું. તે વખત તેમણે ઘણું નવું લખ્યું હતું. કવિ નર્મદ અને એમની વચ્ચે સ્પર્ધા ચાલતી એ તો સહુને જાણીતી વાત છે. સામા પક્ષના લોકો ઉપહાસમાં દલપતરામને 'ગરબીભટ' કહેતા. પરંતુ 'દલપતકાવ્ય' જોતાં એમની સઘળી કવિતામાં ગરબીયોની સંખ્યાનું પ્રમાણ છંદ અને વૃત્તના કરતાં ઓછું છે, એટલુંજ નહિ પણ નર્મદની કવિતામાં ગરબીનું પ્રમાણ છે તેનાથી એ ઓછું છે. સામળભટે એક જગાએ પોતાને માટે લખ્યું છે કે, તેમણે ભાષાને 'પવનને વશ તરણ જ્યમ ત્યમ સામળ કવિયે કરી.' આ ઉક્તિ સામળ કરતાં પણ દલપતરામને વધારે ઘટે છે એમ અમારૂં ધારવું છે. પોતાની ઉન્નતિ સારૂ જીવન ગાળનાર છે ગણીને ગુજરાતી ભાષા એમને તદ્દન વશવર્તિની જ બની રહી હતી.

આ પ્રમાણે જૂના કુચાલ કાપવામાં, નિંદ્ય રૂઢિયોને નિંદવામાં અને જનમંડળની નીતિ વગેરે સુધારવામાં પોતાની કલમ કસીને એ વૃદ્ધ કવિએ ગુજરાતી સાહિત્યમાં ઘણો વધારો કર્યો છે. એમની કવિતા અને લખાણ કેટલાં બધાં લોકપ્રિય હતાં તે માત્ર એટલાજ ઉપરથી સમજાશે કે એમનાં પુસ્તકોની હજારો નકલો વેચાઇ જતી. તેમને માટે તે વખતના ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીના ઓનररી સેક્રેટરી મી. ટી. બી. કર્ટિસ પોતાના સને ૧૮૫૪–૫૫ ના વાર્ષિક રિપોર્ટમાં કહે છે કે, 'હાલના એસિસ્ટંટ સેક્રેટરી દલપતરામ ડાહ્યાભાઇ ગયા જૂન માસમાં નીમાયા હતા. એમના લખેલા 'ભૂત નિબંધ', 'જ્ઞાતિ વિશે નિબંધ' અને બીજાં પુસ્તકો ઘણાં જાણીતાં છે. પાંચ વર્ષની અંદર તેની ૧૦૦૦૦ દશ હજાર નકલો વેચાઇ ગઈ ... પ્રકાશના અધિપતિ તરીકે અને સોસાઈટીના દરેક બાબતના કામદાર ઉપરી તરીકે તેમણે ઘણી કિંમતી નોકરી બજાવી છે. પોતે

જે કામમાં જોડાયા છે તે ઉપર તેમને તનમનથી પ્રીતિ છે અને મને સંપૂર્ણ ખાત્રી છે કે સોસાઇટીના સ્થાપકોની ધારણા અત્યારસુધી અમલમાં આવી છે તેના કરતાં દલપતરામને લીધે હવે તે વધારે અમલમાં આવશે. હાલની જગાએ આવવામાં એઓએ પોતાની લાભદાયક અને આબરૂ ભરેલી સરકારી નોકરી તજી દીધી છે. જે જે અધિકારીઓના હાથતળે એમણે નોકરી કરી છે તેમનાં સર્ટિફિકેટો એમની ઘણી સ્તુતિ કરે છે. મારી ખાત્રી છે કે આ સ્તુતિ સર્વાંશે યથાર્થ જ છે.'

તે વખત દફ્તરદારની નોકરી–આ વખતના કરતાં—ઘણી માનપ્રદ લેખાતી. પોતે એજંસીમાં રહ્યા હોત તો સહજ દફ્તરદાર થાત. પરંતુ આવો યશસ્વી અને લાભદાયક સરકારી નોકરીનો ધંધો મૂકીને, પોતાના ઇષ્ટમિત્ર ફોર્બ્સ સાહેબના આગ્રહથી એમણે સ્વદેશ, સ્વદેશીઓ અને સ્વભાષાની સેવામાં સ્વાર્પણ કર્યું હતું. જો કે સોસાઇટી સને ૧૮૪૮ માં સ્થપાઈ પણ છેક ૧૮૫૪–૫૫ સુધીમાં તેનું જીવન ચિરકાળનું થશે એવી આશા નહોતી. ફોર્બ્સ જેવા તો નહિ પણ ઘણા ખંતી સેક્રેટરી મી. કર્ટિસે સોસાઇટીને દઢ કરવા સારૂ દલપતરામની જરૂર જોઈ; અને ગમે તેમ પણ તેઓ સોસાઇટીની નોકરીમાં જોડાઈ તે કામ માથે લે એવી તદબીર કરી. સ્થાયી માનપ્રદ અને લાભ ભરેલી સરકારી નોકરી તજીને અસ્થિર સોસાઈટીની નોકરી ગ્રહણ કરવામાં દલપતરામ જેવા ઠરેલ માણસ ખંચાઇ જરા વિચાર કરે એ સ્વાભાવિક છે. છેવટે ફાર્બ્સ સાહેબના આગ્રહ આગળ બીજા બધા સંકલ્પ વિકલ્પ ગૌણ થયા અને કવીશ્વર સોસાઈટીની નોકરીમાં જોડાયા.

અમને સાંભરે છે કે અમે એક વખત કવીશ્વરને પુછ્યું હતું કે સાહેબ આપ કોઈ દેશી રજવાડાના દરબારમાં કેમ નથી જતા? તેના જવાબમાં એમણે એક રમુજ ભરેલી વાત કહી હતી. એક કવિ પૈસે ટકે સુખી અને માન આબરૂવાળો હતો. ઘેર હાથીની સાહેબી હતી. એના મનમાં રાજદરબારમાં જવાની ઇચ્છા થઈ. પોતે દરબારમાં ગયો અને પોતાની કવિત્વ શક્તિથી રાજાને ઘણો ખુશ કર્યો. કવિને શું ઇનામ આપવું એનો રાજાજીના મનમાં મોટો વિચાર થઇ પડ્યો. કવિ આબરૂદાર, મરતબાવાળો, અને તે ...

ભરપૂર હતો. હાથીએ બેશીને તો ગયો હતો. છેવટે વિચાર કરતાં રાજાજીને સુજી આવ્યું કે કવિને બધુંએ છે પણ કાંઈ સોનાનું નાક છે ? માટે એમનું નાક સોનાનું ઘડાવી આપીએ ધારી નમુનાને માટે ચામડાનું ક્ષુદ્ર નાક કાપી લેવાનો હૂકમ કર્યો ! માટે હું રાજદરબારીમાં રહેવાનો ને યાચવાનો લોભ રાખતો નથી. આમ છતાં પણ સોસાઇટીને સારૂ હું રાજદરબાર અને ગૃહસ્થોને ત્યાં ભિખ્યો છું. એમનું કહેવું ખરૂં છે. સોસાઇટીમાં જોડાયા પછી વડોદરાના ખંડેરાવ ગાયકવાડ, ભાવનગરના વિજયસિંહજી, અમદાવાદના નગરશેઠ, શેઠ પ્રેમચંદ રાયચંદ અને બીજા પારસી શેઠીઆ-ઓને રીજવી રીજવીને સોસાઇટી સારૂ ભંડોળ ઉત્પન્ન કરી આપ્યું હતું. આખી જીંદગી સાહિત્યસેવા કરીને મોટી વયે વાનપ્રસ્થ થયા ત્યારે તે વખતની કમિટિએ એમને જીંદગી પર્યંન રૂ. ૨૦ ) નું અને એમની બન્ને સ્ત્રીઓને રૂપીઆ ચચ્ચારનું માસિક પેન્શન બાંધી આપ્યું હતું ! ! કેટલાક કાળ ઉપર સ્વ. દલપતરામજીની છબી મુકવાની અમારી દરખાસ્ત વખતે જનરલ મિટિંગમાં એક કદરદાન સભાસદે, દલપતરામે તો પગાર લઇને કામ કર્યું છે, એવો અભિપ્રાય આપ્યો હતો ! ! કદરદાની તે આનું નામ !

આ પ્રમાણે આબરૂ, માન, મરતબો અને પૈસાનો ભોગ આપીને સાહિત્યને પોતાની જીંદગી અર્પણ કરનાર મહાન્ નરની કદર નામદાર ઇંગ્રેજ સરકારે 'સી. આઇ. ઈ.'નો માનવંતો કિતાબ આપીને કરી હતી, જો કે સ્વાર્પણ કરતી વખતે એ ઇલ્કાબ મને મળે અગર મળશે એવું એમને સ્વપ્નુંએ નહોતું.

**સ્વ. ભોગીલાલ પ્રાણવલ્લભ,** જેઓ ભોગીલાલ માસ્તરના નામથી ...શહુર છે એઓ પણ આ પ્રયાસમાં ભાગ લેનારા એક મહાન્ નર હતા, ઉચ્છે પર્યન્ત કેળવણી ખાતામાં રહી અમદાવાદ, કાઠીઆવાડ અને વડો-એમની ...ળવણી અને તે અંગે સાહિત્ય વધારવા એમણે પુષ્કળ કર્યું છે.

**સ્વ. મગનલાલ વખતચંદ** પણ શરૂવાતના સમયમાં સાહિત્યને માટે ... કરનારામાંના એક હતા. તેમણે 'અમદાવાદનો ઇતિહાસ,' 'ગુજરા-ર ઇતિહાસ,' 'હોળી વિશે નિબંધ,' 'શીળી વિશે નિબંધ,' 'કપાસના

ઝાડની હકીકત ' અને ' કથનાવળિ ' નામનાં પુસ્તકો રચ્યાં હતાં. જનરલ ગોડર્ડે અમદાવાદ લીધું તેના વર્ણનનો ' રાસડો ' એમણે જોડયો છે. એમાં અમદાવાદ શી રીતે પડયું, કયાં કયાં ઝપાઝપી થઈ, અને નગરશેઠ વખતચંદ વગેરેએ શહેરને લૂટાઇને પાયમાલ થતાં શી રીતે બચાવ્યું વગેરે વર્ણવ્યું છે.

**સ્વ. ખુશાલરાય સારાભાઇએ** તેવામાં ' ડાકણ વિષે નિબંધ ' અને બીજાં વ્હેમવિદારણા સારૂ પુસ્તકો લખ્યાં છે.

**સ્વ. સાંકળેશ્વર જોષી,** ગુજરાતમાં યાંત્રિકકળામાં ઘણા નિપુણ ગૃહસ્થ હતા. તેમણે ' કીમીઆગર ચરિત્ર ', ' સોની વિષે નિબંધ, ' અને 'બાળવિવાહ નિષેધક ' નામનાં પુસ્તકો તે કાળમાં લખ્યાં હતાં. વિપળ, પળ, સેકંડ, મિનિટ, કલાક, ઘડી, તિથિ, વાર, પક્ષ, માસ, વર્ષ વગેરે ઘણી ઘણી બાબતો બતાવતું ઘડીઆળ એમણે બનાવ્યું હતું. ધ્રાંગધરામાં મિનારાપર મુકેલું ઘડીઆળ પણ એમણેજ કરેલું છે.

મર્હૂમ **ખા. બા. એદલજી ડોસાભાઇ** અમદાવાદના વતની, એમણે પણ તે શરૂવાતના વખતમાં ઇતિહાસનું પુસ્તક લખીને સાહિત્યસેવા બજાવી હતી. સ્વ. ફોર્બ્સે પોતાના રિપોર્ટમાં એમના પુસ્તકનાં વખાણ કર્યાં છે.

અગાઉ જતાં સોસાઇટીના સંબંધમાં આવેલા અને સાહિત્યસેવા કરનાર વયોવૃદ્ધ અને ભૂજના માજી દીવાન રણછોડભાઇ ઉદયરામનું નામ પણ આ કોટિમાં ગણવા યોગ્ય છે. એ ગૃહસ્થે નાનપણથીજ સાહિત્ય તરફ પોતાની અભિરૂચી બતાવી હતી. ' આરોગ્યતા સૂચક ' અને ' આરોગ્યતા સુખ ' નામનાં નાનાં પુસ્તકો એમણે લખ્યાં હતાં. ' જયકુમારી વિજય નાટક ' લખી તે વખતની પ્રજાને આનંદ આપ્યો હતો. થોડા કાળ પછી ' લલિતા દુઃખદર્શક નાટક ' એમણે લખ્યું હતું. બાળલગ્ન, કજોડાં, માન્દ હિંદુસંસારમાં અસ્તિત્વ ધરાવતા ઘણા કુચાલોને વગોવવામાં, વર્ણારમ્ભ એમણે બાકી રાખી નથી. લલિતા દુઃખદર્શક નજરે જોએલા બનાવનું ચિત્ર છે અને જયકુમારી વિજય નાટક પણ નામ ફેરવેલાં ખરાં મનુષ્ય સંસારમાં ભજવેલા બનાવનીજ પ્રતિકૃત્તિ છે એમ તે કાળે કહેવાતું.

કવિ કાળીદાસની પ્રસાદી ગુજરાતી પ્રજાને પ્રથમ ચખાડવાનું માન એ વિદ્વાનને ઘટે છે. તેમનાં લખેલાં 'વિક્રમોર્વશી ત્રાટક' અને 'માલવિકાગ્નિમિત્ર' પ્રજાને તે સમયે આનંદ આપ્યો હતો. તે સિવાય 'બાણાસુર મદમર્દન,' 'હરિશ્ચન્દ્ર નાટક,' 'મદાલસા અને ઋતુધ્વજ' અને 'નળદમયંતી નાટક' એટલી એમની કૃતિ છે. નાટકો તરફ વિશેષ વૃત્તિ હોવા છતાં એમની કલમ ઘણા ઘણા વિષયમાં ઘુમી રહી હતી. ફોર્બ્સ સાહેબની 'રાસમાળાનું' ગુજરાતી ભાષાન્તર, 'શેકસ્પીઅર કથાસમાજ', સંસ્કૃત વ્યાકરણ 'લઘુ કૌમુદી,' વગેરે ગુજરાતીમાં એમણે ઉમેર્યાં છે. છેલ્લાં વર્ષોમાં એમણે 'રણપિંગળ'નો મહોટો ગ્રંથ લખવાનો આરંભ કર્યો છે. તેનાં ત્રણ પુસ્તકો તો બહાર પડી ચૂક્યાં છે. આ રીતે આ વયોવૃદ્ધ વિદ્વાને ગુજરાતી સાહિત્યમાં ચોવીશ પચ્ચીશ સારા ગ્રંથોનો વધારો કર્યો છે.

**સ્વ. ભોળાનાથ સારાભાઇનું** પવિત્ર નામ પ્રથમથી જ ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીના ઉદ્યોગમાં સામીલ રહેનારા ગૃહસ્થોમાં માનપ્રદ સ્થાન ભોગવે છે. નાગર અને ગર્ભશ્રીમન્ત કુટુંબમાં જન્મેલા આ સાહિત્યપ્રેમી ગૃહસ્થ પોતાની સંસ્કૃત અને ફારસી વિદ્વત્તાને માટે જાણીતા હતા. એમની ફારસી વિદ્યા એવી હતી કે ઘણા મૂનશીઓ પણ ફારસીના અટપટા સવાલમાં એમનો અભિપ્રાય લેતા. એમનું ફારસી પુસ્તકખાનું જોવા લાયક છે. કવીશ્વર દલપતરામનો ફોર્બ્સ સાથે યોગ એમનાથીજ થયો હતો, એ અમે કહી ગયા છઇએ. શરૂવાતના વખતમાં એમણે 'મિતાક્ષરા'નું ભાષાન્તર કર્યું હતું. આરંભમાંની મૂર્તિપૂજા અને શ્રી અંબાની દૃઢ ભક્તિ, છેવટે અપ્રતિમ ઇશ્વિરારાધનામાં વિરામી હતી. ધર્મ સુધારો એમના વાનપ્રસ્થાશ્રમના ઉદ્યોગનો દેશ હતો. અને નિડરતાથી એમણે ધર્મ બગાડાનો ઉચ્છેદ કરી સદ્ધર્મની ધજા ફરકાવવાનો યત્ન આદર્યો હતો. એમનું કવિત્વ, એમની ઇશ્વિરભક્તિ, પ્રેમ અને શ્રદ્ધાના સ્મરણસ્થંભ રૂપ એમની 'ઇશ્વર પ્રાર્થનામાળા' જમાનાના જમાના સુધી પ્રજાનું લક્ષ આકર્ષશે.

તે વખતના ખિલતા જુવાનિયાઓમાં રણછોડભાઈ વગેરેના મિત્રમાંહીના સ્વ. મનઃસુખરામ સૂર્યરામનું નામ પણ ગુજરાતી

વાંચનારી આલમથી વિસરાય એવું નથી. 'વિપત્તિ વિશે નિબંધ,' 'અસ્તોદય,' 'સુજ્ઞ ગોકુળજી ઝાલા અને વેદાન્ત,' 'કરસનદાસ અને તત્સંબંધી વિચાર,' 'કાર્બસજીવન ચરિત્ર,' 'વિચારસાગરનું ભાષાન્તર,' 'ઉત્તર જયકુમારી,' અને 'મણિ રત્નમાળા'નું ભાષાન્તર વગેરે એમના ગ્રંથો છે. એઓ, રણછોડભાઈ અને છોટાલાલ સેવકરામે મળીને 'શેક્સપીયર કથા સમાજ' નામનું પુસ્તક લખ્યું હતું. મુંબાઈમાં ફોર્બ્સ ગુજરાતી સભા સ્થાપવામાં એમણે પ્રશંસનીય શ્રમ લીધો હતો. ભાષામાં કોઇ પણ બાહ્ય તત્વને રહેવા ન દેવું એ એમનો સિદ્ધાન્ત; અને એ સિદ્ધાન્તને અનુસરવામાં જ તેમને સર્વ સંપત્તિનું નિદાન જણાતું. એમણે ધારેલા ફળ વિશે એમના શબ્દોમાં જ કહીશું. "રત્નાકર સંસ્કૃતસમા એક જ ખાનિમાંથી આવેલા સાર્થક સરલ શબ્દો શુદ્ધ વપરાઈ એકતા વર્ધમાના થશે. એમ થયે વિભક્તિના રૂપના અને ધાતુના પ્રત્યયોમાં જ માત્ર ભેદ રહેશે. ભગિની ભાષાઓ પરસ્પર સમજાય એવી થશે અને તે દેવનાગરી કિંવા બાલબોધ લિપિમાં મુદ્રાંકિત થશે તેથી ભરતખંડની એકજનતા–ઐક્ય–દેશજનતા થવામાં સુગમ થશે. એવા અનેક અલભ્ય લાભો યથેચ્છ ભાષા રચનાથી થવા સંભવ છે. *" એમના આ દૃષ્ટિ ફેરફાર ને માટે પ્રત્યયાન્તર બોલ એમનો યોજેલો છે. આ પ્રમાણે સંસ્કૃતમયી ગુજરાતી લખીને એમણે ભાષામાં આડંબરી શૈલી ઉભી કરી છે. પરાકાષ્ટાએ પહોંચેલી આડંબરી શૈલીનું ઉદાહરણ અમારે અગાડી આપવાનું છે.

બીજા એક એવા તે કાળે સાહિત્યસેવા કરનાર **સ્વ. છોટાલાલ સેવકરામ** હતા. 'ભૂગોળનું વર્ણન,' 'હિંદુસ્થાનનો ઇતિહાસ,' 'મુસલમાની દિવાની કાયદો,' 'રોમના રાજ્યનો સંક્ષિપ્ત ઇતિહાસ' એ એમનાં પુસ્તકો પ્રકટ થયાં હતાં. પાછલા વખતમાં 'વૃંદસતસાઈ' અને 'તુલસી સતસાઈ'નાં વ્રજભાષામાંથી ભાષાન્તર અને પોતાની પુત્રીના મરણ કાળે તેને શોકોદ્ગાર એમની સરસ્વતીએ કાઢયો હતો. એ ગૃહસ્થે શબ્દોનાં મૂળ કાઢીને 'ગુજરાતી કોષ' લખવાનું સાહસ પણ કર્યું હતું, જેને માટે વિવેચન આગળ ઉપર લખવું પડવાનું છે.

* વાર્તિક; સ. લો.

વરસોડાના રહીશ, થોડો કાળ ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીની નોકરી કરનાર **હરજીવન કુબેરે** પણ પ્રારંભ કાળમાં સાહિત્યની કેટલીક સેવા ઉઠાવી હતી. પાછલી વયમાં લોકોએ એમને ઋષિરાજનું બિરુદ આપ્યું છે 'ચાવડા ચરિત્ર' નામે જૂની ધાટીનું એક સુંદર કાવ્ય એમણે લખ્યું હતું. આ હરજીવનને ભરૂચવાળા પણ મુંબાઈ નિવાસી **મી. ગીરધરલાલ દયાળદાસ કોઠારી** સાથે કોઈ વિષયની વર્તમાનપત્રદ્વારા ચર્ચા થઈ હતી; અને મી. કોઠારીને એમણે ઠીક ખંખેર્યા હતા. સન ૧૮૭૫ માં અમે 'સ્વદેશ વત્સલ' નામનું સાપ્તાહિક પત્ર કાઢતા હતા તે વખત એક દિવસ સ્વ. દલપતરામજી અમારા છાપખાનામાં આવ્યા અને એક *દ્વિઅર્થી દોહરો અમારા પત્રમાં પ્રગટ કરવા આપી ગયા હતા. બુદ્ધિપ્રકાશમાં કેમ છાપતા નથી, એમ પુછતાં એમણે કહ્યું કે મેં દ્વેષથી છાપ્યું કહેવાય માટે તમારા પત્રમાં છાપજો. અમે તે છાપ્યો હતો. નર્મદ અને મી. કોઠારી મિત્ર હતા અને સુધારાવાળા હતા તે જાણીતી વાત છે. હરજીવનની સાથની તકરાર શેની હતી તે હાલ યાદ નથી પણ હરજીવને ઝાટકણી ઠીક કાઢી હતી એ નિર્વિવાદિત છે.

**રેવરંડ જોસફ વાન સોમરેન ટેલરનું** પૂજ્ય નામ ગુજરાતી સાહિત્યના ઈતિહાસની નોંધ લેતાં જરૂર સ્મરણ કરવા યોગ્ય છે. ગુજરાતી ભાષાનું સારૂં 'વ્યાકરણ,' 'ધાતુ કોષ' વગેરે લખીને તેમણે સારી સેવા બજાવી છે. ગુજરાતી ભાષા તરફ એમનાં પ્રેમનાં દૃષ્ટાન્ત તરીકે પોતાના વ્યાકરણમાં લખેલી પ્રસ્તાવના અને પ્રસ્તાવના કરતાં પણ સમાપ્તિ લેખનું આરંભનું

* અમારા વાંચનારના કુતુહળને સારૂ અમે એ દોહરો આપીએ છઇએ. નૃસિંહાવતાર ધરીને વિષ્ણુએ–ગીરધરે–હિરણ્યકશિપુને મારી નાખ્યો. અને ગર્જના કરવા લાગ્યો. તે વખત મહાદેવે–હરે–શલભ જાતના પક્ષિનું રૂપ ધારણ કરીને એની આંખ્યો ફોડી નાંખીને મારી નાંખીને એ અવતારનો અન્ત આણ્યો હતો. દોહરાનો દેખીતો અર્થ ઉપરની મતલબનો છે. બીજો અર્થ ગીરધરલાલ અને હરજીવન પરત્વે છે તે સ્પષ્ટ છે.

"ગિરધર કરતો ગર્જના સિંહરૂપે રાહુ ઠાર"
"મગરૂરી દેખી મળ્યો હર જીવન હરનાર—"

હું શાવી ક્ષુલ્લક વાતો પણ કવિ અને કવીશ્વરનો સંબંધ સમજાવવાને ઠીક છે.

ખંડક વિશેષ ધ્યાન ખેંચનારૂં છે. વિશ્વાસીધર્મ પુસ્તકો પણ એમણે ગુજરાતીમાં લખ્યાં છે.

**શાસ્ત્રી વ્રજલાલ કાળીદાસ** જેઓ ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીની સાથે એક કાળે સંબંધમાં હતા તેમની મહેનતની નોંધ અવશ્ય લેવી જ ઘટે છે. ગુજરાતી ભાષાના કોષના સંબંધમાં તેમણે કેટલોક કાળ કામ કર્યું હતું. એટલુંજ નહિ પણ વિદ્વત્તા ભર્યાં પુસ્તકો લખ્યાં છે. 'ઉત્સર્ગમાળા' અને 'ગુજરાતી ભાષાનો ઈતિહાસ' એ બન્ને એ જાતના ગ્રંથોમાં પહેલાજ છે. શાસ્ત્રીના ભાઈ **છોટમલાલ** ધર્મ વિષયપર લખનાર કવિ હતા. ભાષામાં એમણે એ વિષયની કવિતાનો ઉમેરો કર્યો છે. બન્ને વિદ્વાન ભાઈઓ પહેલાં સાઠોદરા નાગરની નાતના મોટા તડના પણ વિવાહ સંબંધે નાના તડના અને મલાતજના રહીશ હતા.

---

## પ્રકરણ ૫.

### મુંબાઈ–સુરત–કાઠીઆવાડ વગેરેના કામ કરનારા ગૃહસ્થો.

સાહિત્યને વિશે બોલતાં કેળવણી, સુધારો–એટલે જૂના કુચાલોને નાબુદ કરવાને થતું મંથન તેમજ લોકોમાં જ્ઞાન ફેલાવવાને માટે કરવામાં આવેલા પ્રયત્નોને માટે બોલવુંજ પડે છે. એ બધા વિષયોનાં વર્ણનો વચ્ચે મર્યાદા નક્કી કરવી બહુ સહેલ નથી. એક વિષય માટે કહેતાં બીજા માટે સહજ પણ કહેવું પડે છે.

જે કાળની હકીકત અમે કહીએ છઇએ તે કાળનો ઉત્સાહ કાંઇ વિલક્ષણ પ્રકારનો હતો. નવું ચાલવા શિખેલું બાળક જેમ વધારે ચાલવાને ભાંખડીએ પડીને વધારેને વધારે યત્ન કરે તેમ આખી પ્રજા કરી રહી હતી. નવી મળેલી શક્તિ વાપરવાને બધાંના મનમાં ઉત્સાહ રમી રહ્યો હતો. માબાપો જેમ નવા ચાલતાં શીખેલાં બચ્ચાને પોતે સામ સામાં બેશીને કાંઇ લેવા લાયક રમકડું બતાવીને એક બીજાની પાસે [illegible] ચાલવાનો પ્રયત્ન કરાવે તેમ ઠેર ઠેર વધારે ભણેલા–નવું ઇંગ્રેજી [illegible], જૂ[illegible] સુધરેલા જૂનાનો કરી રહ્યા હતા.

અમદાવાદની પ્રવૃત્તિ સંબંધી અમે કહી ગયા છઇએ. ગુજરાતના સુંદર શહેર સુરતની પ્રવૃત્તિનું સહજ વર્ણન કરીશું. મહેતાજી દુરગારામ મંછારામના જીવનની થોડી હકીકત આપવાથી એ પ્રવૃત્તિનો ઇતિહાસ મળી જશે. એઓ સન ૧૮૩૦ માં સુરતની પહેલા નંબરની નિશાળના મહેતાજી તરીકે આવ્યા હતા. આ વખતે જ એમણે લોકસુધારણાનો પ્રયાસ હિમ્મતભરી રીતે આદર્યો હતો. એમણે **માનવ ધર્મ સભા** ઉભી કરી હતી અને તેમાં છચોક ધર્મ બગાડાતું ખંડન કરવાનું શરૂ કર્યું હતું. સુરતમાં એમના સાથીઓ તે વખત પાંચ દદ્દાના નામથી જાણીતા હતા. એ બધા ગૃહસ્થોનાં નામ દદ્દાથી શરૂ થતાં. **દુર્ગારામ, દાદોબા, દલપતરામ** (માસ્તર. સુરતવાળા), **દીનમણિશંકર શાસ્ત્રી** અને **દામોદરદાસ.** કોઇ છેલ્લાને બદલે **દોલતરામ** પણ કહે છે. દામોદરદાસ કોણ હતા તેની ખબર નથી. દાદોબા તે વખત ઇંગ્રેજી નિશાળના માસ્તર હતા. દોલતરામ નાગર બ્રાહ્મણ હતા. આ પાંચ જણાએ જ સુરતમાં **પુસ્તક પ્રસારક મંડળી** કાઢી, છાપખાનું આણ્યું, અને પુસ્તકો છાપવાનું શરૂ કર્યું. ગુજરાતમાં પહેલ વહેલું છાપખાનું નીકળ્યું તે એજ. મહેતાજીનાં પુસ્તકોની નોંધ યોગ્ય સ્થળે લઇશું.

હવે આ ઇલાકાના મુખ્ય નગર મુંબઇની હકીકત કહેવી ઇષ્ટ છે ઇશ્વરકૃપા હોય તો સત્કાર્યને સર્વદા અનુકૂળ સંયોગો પ્રાપ્ત થાય છે. મુંબાઇમાં એલ્ફિન્સ્ટન ઇન્સ્ટિટયુશનના તે કાળના વિદ્યાગુરૂ પ્રોફેસર રીડ ઘણા હોંસીલા હતા. પોતાના શિષ્યોનાં મનમાં તેમણે ખાસ ઠસાવ્યું હતું કે પાઠશાળામાં કેળવણી અને જ્ઞાન સંપાદન કરવાનો પ્રારંભ માત્ર થાય છે. પાઠશાળા છોડયા પછી તે જ્ઞાનની નિરંતર વૃદ્ધિ કરવી ઇષ્ટ છે; અને તેથી જુદી જુદી મંડળીઓ સ્થાપવી, જ્ઞાનની એક બીજા જોડે ચર્ચા કરી આપ લે કરવી, અને બીજા જનો જે સારી અને ઉંચી કેળવણીથી બેનશીબ હોય તેમને પોતાના જ્ઞાનનો લાભ આપવો, એ સરવે ભણેલાનું કર્તવ્ય છે.

આવા સદ્‌ગુરૂની સૂચનાથી **સ્ટુડંટસ સોસાઇટી** નામનું મંડળ ...યું હતું. આ મંડળની એક શાખાનું નામ **ગુજરાતી જ્ઞાન પ્ર**

મંડળી એવું હતું. એ મંડળીમાં ઘણાક શાસ્ત્રીય વિષયો ઉપર ભાષણો અપાતાં, નિબંધો લખાતા અને ચર્ચા થતી. પારસી, ગુજરાતી અને મુસલમાન ધરાધરી આ મંડળીના સભાસદો હતા. પરંતુ આગેવાનો અને મોટો ભાગ પારસી ભાઇઓનો હતો. લોકોમાં જ્ઞાન ફેલાવવાના હેતુથી આ મંડળીએ એક માસિક કાઢયું હતું. એ માસિક જોવાથી માલમ પડે છે કે એ સભામાં તે વખત ઉત્સાહથી કામ કરનારા તરૂણો-વિદ્યાર્થીઓ-અગાડી જતાં ઘણા નામાંકિત થયેલા પુરૂષો હતા.

આપણા બૂજર્ગ માનવંતા **પ્રો. દાદાભાઇ** તેઓમાં મુખ્ય હતા. આ મંડળીએ પોતાના માસિક પત્રને '**ગનેઆન પરસારક એટલે જે એલમ -તથા હોનરોનો-ફેલાવો-કરનાર-ચોપાનીઉં.**' એવું નામ આપી સન ૧૮૪૯ માં પ્રથમ પ્રગટ કર્યું હતું. આગળ ઉપર વર્તમાન પત્રો વિશે લખીશું ત્યારે આ ચોપાનીઆ વિશે લખવાનું હોવાથી હાલ તરત તો એનું નામ જ માત્ર આપીને સંતોષ પામીએ છીએ.

આ સભા પોતાનું કામ ધમધોકાર કર્યે જતી હતી; અને આ પારસી ભાઇઓ ઉદાર વૃત્તિના હોવાથી હિન્દુ સુધારા સંબંધી ચર્ચા પણ ત્યાં થતી હતી. તોપણ એવું જણાયું કે જો હિંદુઓની જુદીજ મંડળી હોય તો એમાં આવતી હતી તેના કરતાં પણ હિંદુઓની મોટી સંખ્યા આવે, ભાષણો સાંભળે અને પરિણામે લાભ થાય. આમ હોવાથી સન ૧૮૫૧ માં સ્ટૂડંટ્સ સોસાઈટીની એક *ત્રીજી શાખા સ્થાપવામાં આવી.

આ શાખા '**બુદ્ધિ વર્ધક હિંદુસભા**' નામથી જાણીતી છે. ભરૂચવાળા રણછોડદાસ ગીરધરભાઈ આ સભાના સરનશીન હતા. ગુજરાતમાં

* આ અરસામાં **કવિ નર્મદ** અને **મયારામ શંભુનાથે** મળીને એક સભા સ્થાપી હતી. '**જુવાન પુરૂષોની અન્યોન્ય બુધિ વર્ધક**' એવું એનું નામ રાખ્યું હતું. નર્મદ પ્રમુખ, અને મયારામ સેક્રટરી થયા હતા. કવિયે 'મંડળી મળવાથી થતા લાભ' વિષે મોઢેથી પહેલું જ ભાષણ આપ્યું હતું, એ સભા રસ્તે આવી એટલામાં કવિને સુરત જઈને વસવું પડયું. એ બનાવ પછી દશ જ દહાડે આ સભામાં કોલેજના વિદ્યાર્થીઓ ભળવાથી તેની પુનઃ સ્થાપના થઈ

કેળવણીનો પ્રારંભ કરનારા આ ગૃહસ્થ હતા. તેમજ તેઓ મુંબાઇમાં ગુજરાતી નિશાળોને માટે ઉઘાડેલા નારમલ ક્લાસમાં શીખવવાનું કામ પણ કરતા. જ્યારે જ્યારે કામ પડે ત્યારે એમને મુંબાઇ આવીને પાછું શિક્ષક તૈયાર કરવાનું કામ કરવું પડતું; અને પાછું ગુજરાતમાં આવી ત્યાંની નિશાળોના ઉપરી અને પરીક્ષકનું કામ કરવું પડતું. એમના ખાતાનું સ્થાયી સ્થળ ભરૂચ અગર સુરત રહેતું. પોતે યૂરોપીયન અમલદારની જોડે નિશાળો તપાસવા ફરતા. આ મહાન્ પુરૂષનું જીવન ઘણું બોધદાયક છે. નિશાળો ન હોવા છતાં પોતાની જ મહેનત અને ઉદ્યોગથી છૂટા છૂટા માણસો પાસે અભ્યાસ કરીને વિદ્યા સંપાદન કરીને પોતે કેવી પદ્દીએ ચઢ્યા હતા તે જોઇને સાનંદાશ્ચર્ય ઉત્પન્ન થાય છે. સરકારી કામ કરતાં એમણે 'સારસંગ્રહ,' 'બ્રિટિશ હિંદુસ્થાનનો ઇતિહાસ, ઇસપ નીતિની વાતો,' 'નીતિબોધકથા' નામનાં પુસ્તકો એ આરંભ-કાળમાં લખ્યાં હતાં. વાનપ્રસ્થ થયા પછી એમણે ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી સારૂ 'મિસર લોકનો ઇતિહાસ,' 'મિડિઝ અને ઇરાની લોકોનો ઇતિહાસ,' એ પુસ્તકો લખ્યાં હતાં. સુરત જીલ્લાના દરેક ગામે ગામ પ્રસિદ્ધ થએલા રા. બા. મોહનલાલ જેમણે કેળવણી ખાતાના ડેપ્યુટી ઇન્સ્પેકટરની નોકરી ઘણા લાંબા કાળ સુધી માનભરેલી રીતે કરી હતી, તેઓ આ રણછોડદાસના પુત્ર. રા. સા. મોહનલાલજીના શીવરામના બળદ પણ કેળવણી ખાતાના ભોમિયા થઇ ગયા હતા એમ કહેવાતું. સુરત જીલ્લાના દરેક ગામનાં છોકરાં ધરાવરી ડિપોટી સાહેબની ગાડી અને બળદને ઓળખતા, અને બળદો પણ ગામે ગામની નિશાળના એવા ભોમિયા થઇ ગયા હતા કે ગામમાં પેઠા કે નિશાળેજ જઇને ઉભા રહે. એમણે પણ 'ઇંગ્લંડનો ઇતિહાસ' ગુજરાતી સાહિત્યમાં ઉમેર્યો છે.

આજ જાણીતા કુટુંબનો એક સુપુત્ર હાલ મુંબાઇમાં દયારામ ગીડુમલ લખપતજીના કળાકારી સરખાપણું ઘટાવી રહેલ છે અને ગુજરાતી સાહિત્યની ભક્તિ સેવા કરે છે. પ્રાચીના વખતમાં પ્રાણલાલ મથુરાંદાસ-જેમણે સુંદરાવ ચાંપાજીની જોડે મળીને 'કોલંબસનો વૃત્તાંત' નામનું

પુસ્તક લખ્યું છે તેઓ એ સભાના સરનશીન હતા. મોહનલાલ રણછોડદાસ મુનશી. અને ગંગાદાસ કિશોરદાસ ખજાનચી હતા. પહેલા એને નોકરી મળવાથી તેમણે મુંબાઈ છોડ્યું, ત્યારે ગંગાદાસ પ્રમુખ થયા. સન ૧૮૫૧ ની સાલની એ સભાની કારોબાર મંડળીમાં ઉપર ગણાવ્યાં તે સિવાય બીજાં બે નામ નોંધી લેવા જેવાં માલમ પડે છે. **મયારામ શંભુનાથ,** અગાઉ જતાં પ્રથમ પંક્તિના ડેપ્યુટી ઇન્સ્પેક્ટર થયા હતા. એમણે ૧૮૬૩ માં 'ચિપલુનકરના વ્યાકરણ'નું ભાષાન્તર કર્યું હતું, અને 'કન્યાની અછત વિશે નિબંધ' પણ લખ્યો હતો. બીજા ગૃહસ્થ તે **શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસ** જેમણે પોતાની વીશ હજાર રૂપીઆથી પણ વધારે પુંજી ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીને ગુજરાતી સાહિત્યના હિતાર્થે આપી દીધી છે તે છે. પોતાને સંતતિ ન હોય તો છોકરાંને સારૂ ફરી લગ્ન કરવું અને તેમ કરતાં એ આશા ફળીભૂત ન થાય તો દત્તવિધાનથી પુત્ર પેદા કરી લેવો એવું સાધારણ રીતે જોવામાં આવે છે. તેવા કાળમાં અને લોકોમાં પોતાના વંશવિસ્તારની, શ્રાદ્ધના પિંડની દરકાર કર્યા સિવાય પોતાની માતૃભાષાના સાહિત્યની અભિવૃદ્ધિ સારૂ પોતાનું સર્વસ્વ આપી જવાનું માન આપણામાં આ ગૃહસ્થેજ ખાટ્યું છે. તે વખતની કેળવણી વડે અને બુદ્ધિવર્ધક સભાને અંગે થયેલા પોતાના સોબતીઓ વડે આ ગૃહસ્થને કેવા ઉચ્ચ સંસ્કાર થયા હશે તે અમારા વાંચનારને જ વિચારી લેવાનું સોંપીએ છીએ.

કાળે કરીને આ સભામાં ઘણા સુધારા થયા હતા. ગનેઆન પરસારક મંડળી પરથી ગ્રહણ કરેલાં હોદ્દાનાં નામોમાં ફેરફાર કરીને સરનશિનને બદલે પ્રમુખ, ઉપપ્રમુખ, કીલીદાર, વહીવટદારો અને સેક્રટરી એવા હોદ્દા નિર્માણ થયા હતા. ગંગાદાસ પ્રમુખ થયા તે અમે કહ્યું છે: નર્મદાશંકર લાલશંકર ઉપપ્રમુખ; ચીમનલાલ નંદલાલ અને મુરલીધર ગીરધર કીલીદાર; વહીવટદારોમાં આપણે અગાડી જતાં નામાંકિત થયેલા પુરૂષોનાં નામ જોઈએ છીએ. **કરશનદાસ મૂળજી, ઝવેરીલાલ ઉમિયાશંકર, કરસનદાસ માધવદાસ** અને **ત્રીભોવનદાસ દ્વારકાંદાસ**નાં નામ આપણું ધ્યાન ખેંચે છે. સેક્રટરી તરીકે આપણા અડગ સુધારક અને પ્ર[illegible] પૂતળા રૂપ **સ્વ. મહીપતરામ** હતા એમ જણાય છે.

પાંચેક વર્ષ અસ્તિત્વ ભોગવ્યા પછી આ મંડળીએ સન ૧૮૫૬ ના માર્ચમાં 'બુદ્ધિવર્ધક ગ્રંથ' નામનું માસિક પત્ર કાઢ્યું હતું. આ માસિક કહાડવાનો વિચાર કરવાની સભા પહેલવહેલી મહીપતરામના ઘરમાંજ મળી હતી.

ઉત્તમ કપોળ કરશનદાસ મૂળજી—મૂળ કાઠીઆવાડના પણ ઘણા કાળથી મુંબાઈમાં વસેલા એક કપોળ વાણીઆના વંશમાં જન્મી માબાપના મરણને લીધે પોતાની માની કાકીને ત્યાં ઉછર્યા હતા. આ વીર પુરૂષના નામથી કોઇ પણ ગુજરાતી અજાણ્યો નહિ હોય. હિંદુ જનસમાજના સુધારા સારૂ અને વૈષ્ણવ ધર્મનો બગાડો અટકાવવા સારૂ એમનો સાહસ અને હિમ્મતભર્યો શ્રમ સરવના લક્ષમાં છે. એમનાં લખાણો ઉપરથી પ્રસિદ્ધ મહારાજ લાયબલ કેસ ઉપસ્થિત થયો હતો. ઘણી મહેનત અને પૈસાના વ્યય પછી મુંબાઇની હાઈકોર્ટના ચુકાદાથી એમના પક્ષની ફતેહ થઈ હતી. સાંસારિક સુધારાનો આ નિડર હિમાયતી પોતાનું નામ અમર કરી ગયો છે. જેમ સાંસારિક સુધારામાં તેમજ સાહિત્યસેવામાં પણ એણે ઘણી મહેનત કરી છે. એમણે 'નીતિવચન,' 'શબ્દકોષ', 'સંસારસુખ,' 'કુટુંબ મિત્ર,' 'ભેટપોથી,' 'નિબંધમાળા,' 'પાખંડ ધર્મખંડન નાટક,' 'વેદધર્મ,' 'મહારાજોનો ઇતિહાસ,' 'લાયબલ કેસ—રીપોર્ટ,' 'ઈંગ્લંડમાં પ્રવાસ,' 'પ્રવેશક' વગેરે પુસ્તકો લખ્યાં હતાં.

મુંબાઈની આ પ્રવૃત્તિમાં **સ્વ. મહીપતરામ રૂપરામ નિલકંઠ** સામેલ હતા તે આપણે જાણીએ છીએ. સુરતવાળા દુર્ગારામ મહેતાજીની પાસે એમની કેળવણી શરૂ થઈ હતી. જાદુગરો જોડે એ મહેતાજીને થયેલા ઝઘડા વખતે આ નાના શિષ્ય પોતાના મહેતાજીની સાથે રહેતા અને મહેતાજીની બહાદુરીથી સાનંદાશ્ચર્ય પામતા હતા. દુર્ગારામના એમના લખેલા જીવનચરિત્રમાં આ બનાવનું એમણે લખેલું બ્યાન વાંચતાં એમના મન ઉપર મહેતાજીની નિડરતા વગેરે બીજા ગુણોની કેવી છાપ પડી હશે, તેનો ખ્યાલ આવે છે. આવા આવા સંસ્કારોથી જ ઉત્તેજાઈ વિલાયત ગમનનું મહાપાતક એમણે હિમ્મતથી કર્યું હતું। સુધારાના અડગ અગ્રણી, કેળવણી

ફેલાવનારા મુખ્ય, અને પ્રાર્થના સમાજના ચૂસ્ત અગ્રેસર હોઈ એમણે સાહિત્યસેવા ઠીક બજાવી છે. ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીના ઓનરરી સેક્રેટરી તરીકે એમણે ઘણાં વર્ષ કામ કર્યું હતું. તેમના ગ્રંથો પૈકી મુખ્ય 'સાસુ વહુની લડાઈ,' 'ભવાઇસંગ્રહ,' 'દુર્ગારામ ચરિત્ર,'. 'કરશનદાસ ચરિત્ર,' 'સધરા જેશંગ,' 'વનરાજ ચાવડો,' 'ઈંગ્લાંડની મુસાફરી' વગેરે લોકપ્રિય થઈ પડ્યા હતા.

# દ્વિતીય ખણ્ડ.

## સાઠીનૂં વાઙ્ગ્મય.

### પ્રકરણ ૧.

પાછલા ખંડમાં ઈ. સ. ૧૮૪૮ થી તે ૧૯૦૮ સુધીની સાઠીની પૂર્વે સાહિત્યની સ્થિતિ કેવી હતી તે કહી ગયા. તે કાળમાં કેળવણીનો ક્રમ કેવો હતો તે પણ અમે કહ્યું; તેમજ તે કાળના આરંભમાં લોકોના મનની રૂચિ સાહિત્ય તરફ કેવી અને કેઈ દિશામાં વળી હતી તેનું પણ યથોચિત વર્ણન આપ્યું. વળી એ ચળવળમાં કીયા કીયા ગૃહસ્થો સામિલ હતા તે વિષે પણ ટુંકી નોંધ લીધી. હવે અમે અમારા પ્રસ્તુત વિષયપર આવીશું. પારસી ગુજરાતીનો ઉદ્‌ભવ, અભ્યુદય અને વર્ત્તમાન સ્થિતિનું સહજ ચિત્ર આપવાનો યત્ન કરીશું. પાદરી લોકોએ પોતાનો ધર્મ ફેલાવવા અને સામાન્ય રીતે જનમંડળને સુધારવાને શું શું કર્યું અને તે અંગે ગુજરાતી સાહિત્યમાં તેમણે શો ફાળો આપ્યો તે પણ ઘણું ટૂંકાણમાં કહીશું. જૈન સાહિત્યની ટુંકી નોંધ લઇશું. છેવટે સાહિત્યનાજ એક અંગ દૈનિક, સાપ્તાહિક, પાક્ષિક, અને માસિક વગેરે પત્રો, તેમજ સાહિત્યની પુરી પુષ્ટિ કરનાર મુદ્રાયંત્ર–છાપખાનાની પણ સહેજ હકીકત કહીશું.

આ સાઠીમાં ચોતરફનાં જૂદાં જૂદાં બળોને લીધે સાહિત્યનો ઉદ્‌ભવ . અભ્યુદય થયો તે વરણવીશું; તે અંગે એ અરસામાં પ્રગટ થએલાં [illegible]કો વિષે ટૂંકાણમાં કહીશું. અમને ભય લાગે છે કે એમ કરતાં અમે પુસ્તકો પ્રગટ થયાનો કાળક્રમ જાળવી શકીશું નહિ. એટલે અમારા [illegible] ગ્રંથની ગોઠવણ કાળ પ્રમાણે નહિ થાય. પુસ્તકોના વિષયવાર [illegible] પાડી નાંખીને દરેક વિષયને અનુસરીને તેમાં લખાયલાં માત્ર જાણવા [illegible]ક પુસ્તકોના ગુણદોષની ટૂંકી નોંધ પણ લઈશું.

અમે કહી ગયા છીએ કે એક કાળ એવો હતો કે જ્યારે ગુજરાતી ગ્રંથો બિલકુલ નહોતા. ત્યારબાદ પ્રથમ શાળોપયોગી પુસ્તકો પ્રગટ થયાં. પ્રારંભ શાળોપયોગી પુસ્તકોથી થએલો હોવાથી અમે પણ એ જાતનાં પુસ્તકોની નોંધ પ્રથમ લઇશું. બેશક તેમ કરતાં છેક સાઠીના અન્તસમયનાં પણ તે જાતનાં પુસ્તકોને માટે વિવેચન કરવું પડશેજ.

શાળોપયોગી પુસ્તકો પ્રગટ થયા પછી સાંખુ રાખેલી જમીનમાં રોપેલાં બીની પેઠે એકદમ ફણગા ફુટી નીકળી સ્વ. એ. કે. ફોર્બ્સ અને બીજા ગૃહસ્થોના પરિશ્રમને બહોળો ફાલ આવ્યો. એક કાળ એવો હતો કે જે વખતે બીજી ભાષાઓમાં પ્રગટ થયેલાં પુસ્તકોના અનુવાદ–ભાષાન્તરો–કરવાનો વા ચાલ્યો હતો એવી સૂચના અમે કરી ગયા છીએ. હવે આ સાઠીમાં પ્રગટ થએલાં પુસ્તકોનો સમગ્ર હુંડો લેતાં પણ એ પવન હજુએ ચાલે છે એમ અમારે કહેવું પડે છે.

આ સાઠીમાં આપણી માતૃભાષામાં પ્રગટ થયેલાં પુસ્તકોને ત્રણ વર્ગમાં વહેંચી શકાય. ૧ ગુજરાતી [illegible] જૂના [illegible]ળમાં છપાયાં હોય એ, ૨ [illegible]દાસ અને રા. બા. લાલશંકરે [illegible] ભાષાન્તર સાર એક મોટું વ્યાકરણ લખ્યું હતું. સુરતે [illegible]વાળો મી. મંચેરશા, મી. ખાનસાહેબ તેમજ બીજા કેટલાક ગૃહસ્થોએ વ્યાકરણો લખ્યાં છે. કેટલાકની નેમ વિષયને સરળ કરવાની અને કેટલાકની નેમ ઇંગ્રેજી વ્યાકરણ જાણનાર અભ્યાસીને સરળતા કરી આપવાની હતી. એ બધાંમાં કાંઈ વિશેષ નવીનતા જણાતી નથી.

ગુજરાતી ભાષાનાં અત્યાર સુધી પ્રસિદ્ધ થયેલાં વ્યાકરણોમાં શ્રેષ્ઠ પદ્વિ ધરાવતું વ્યાકરણ **સ્વ. રેવરંડ જે. પી. એસ. ટેલર** સાહેબે લખ્યું છે. અમે એના બે વિભાગ પાડીએ છીએ. ભાષાવિકાર—શબ્દો સંસ્કૃતમાંથી શી રીતે આવ્યા, પ્રત્યયો વગેરે કેવી રીતે થયા વગેરે વિવેચનવાળો એક. આ ભાગ સર્વાંશે ખરો નથી. બીજો વિભાગ સારો લખાયલો છે. ગમે તેમ હોય પણ વિદેશી છતાં દેશી થયેલા એ સદ્‌ગૃહસ્થે આપણા સાં

* લીપી હશે પણ વખતે છાપનારની ચૂકથી લીંપ છાપ્યું હશે.

લેખનકળાના નમુના ઘણા સુંદર હતા. તેમાં દરેક અક્ષરના મરોડવાર વિભાગ પાડીને શાસ્ત્રીય ગોઠવણ કરી હતી. આ નમુના પણ ઘણા કાળસુધી નિશાળોમાં વપરાયા છે. ત્યારપછી અમદાવાદમાંથી પણ લેખનકળાના નમુનાં બહાર પડ્યા છે, અને સરકારના કેળવણી ખાતાએ નિશાળોમાં ચલાવવા સારૂ મંજૂર કર્યા છે.

(૧) વ્યાકરણ:—

ગુજરાતી—મુંબાઈમાં સ્કુલબોર્ડની ઉત્પત્તિ વિશે, તેમજ તેણે સ્થાપેલી નિશાળો અને લખાવેલાં પુસ્તકો વિશે અમે અગાઉ સહેજ ઇસારો કરી ગયા છઇએ. રા. ગંગાધર શાસ્ત્રી ફડકે તે વખત નિશાળોના ઇન્સ્પેક્ટર હતા. મહેતાજીઓ તૈયાર કરવાનું કામ પણ એઓજ કરતા. શિક્ષણને સારૂ પુસ્તકો પણ એ ગૃહસ્થ જ લખતા. તેમણે બે ગુજરાતી વ્યાકરણ લખ્યાં હતાં. એક બાળ વ્યાકરણ અને બીજું વિસ્તારવાળું હતું. એઓ પોતેજ લખે છે કે "હું તો અસલ દક્ષણી પણ મે એ ભાપાઉપર (अभ्यास) અભીયાસ સારી પેઠે (व આપી જનારાંન સંવ[illegible]) સંસ્કૃત વ્યાકરણ [illegible] જૂનાગઢવાળા રા. જેચંદ બહેચર ઝવેરીએ પણ 'વ્યુત્પત્તિસાર' નામનો આ વિષયનો એક ગ્રંથ લખ્યો છે. એમાં સ્વ. નવલરામ કરતાં પણ એ વિષયમાં એ અગાડી વધ્યા છે તે જોઇને આનંદ થાય છે. ઘણાં વર્ષ થયાં છે તોપણ 'વ્યુત્પત્તિપાઠ,' 'ગુજરાતી ભાષાનો ઇતિહાસ' જેવા ગ્રંથોની સ્પર્ધા કરે એવા બીજા ગ્રંથો લખાયા નથી એ શોચનીય છે.

નિશાળોને સારૂ કેળવણીખાતા તરફથી 'વ્યુત્પત્તિપ્રકાશ' નામનું પુસ્તક પણ બહાર પડયું છે.

(૨) સંસ્કૃત—સ્વ. ડા. હ. હ. ધ્રુવે 'मुग्धावबोध औक्तिक' નામનું જુની ગુજરાતીમાં લખેલું સંસ્કૃત વ્યાકરણ પ્રસિદ્ધિમાં આણ્યું હતું. [illegible] શાસ્ત્રી અને રેવ. જે. પી. એસ. ટેલર સાહેબે કરેલો 'ધાતુસંગ્રહ' [illegible] ઉપયોગી ગ્રંથ સંસ્કૃત ધાતુઓ અને તેપરથી થયેલા ગુજરાતી [illegible]નો સારો સંગ્રહ છે.

રા. રણછોડભાઈ ઉદયરામે 'લઘુ કૌમુદી' ના બહુ ઉપયોગી ભાષાન્તરનો ગુજરાતી સાહિત્યમાં ઉમેરો કર્યો છે. નવી પદ્ધતિથી સંસ્કૃત ભાષાનો અભ્યાસ કરવાને લખાયેલી "માર્ગોપદેશિકા" અને "સંસ્કૃત મંદિરાન્તઃ પ્રવેશિકા" નામની પહેલી અને બીજી ચોપડીઓનાં ભાષાન્તર થયાં છે. પ્રથમ પુસ્તકનું ભાષાન્તર સ્વ. નંદશંકર, રા. કે. હ. ધ્રુવ અને સ્વ. બેલસારે એમણે જૂદે જૂદે સમયે કર્યું છે. બીજી ચોપડીનું ભાષાન્તર દિ. બા. અંબાલાલ દેશાઈનું છે.

(૩) ગણિત—

**બીજ ગણિત.**

કેપ્ટન જર્વિસના ગ્રંથનું ગુજરાતી ભાષાન્તર સન ૧૮૨૮ માં થયું હતું. ત્યારબાદ પ્રો. જમશેદજી દલાલે એક અક્ષરગણિત લખ્યું છે.

અંકગણિત—

મી. હોપે શરૂઆતમાં નાનું અંકગણિત બહાર પાડયું હતું. આ ગણિતમાં છેક મૂળતત્ત્વોનું જ વિવેચન હતું, અને હિસાબો મગજને ઓછી કસરત મળે એવા હતા. ત્યારબાદ રા. બા. લાલશંકરે 'અંકગણિતનાં મૂળતત્ત્વો' અને 'મોટું અંકગણિત' બહાર પાડયાં હતાં. ઘણાં વર્ષથી ગુજરાતી નિશાળોમાં આ ચોપડીઓ શિખવાય છે, અને દર આવૃત્તિએ તેમાં યોગ્ય ફેરફાર અને વધારો ઘટાડો થાય છે.

દેશી રીતે હિસાબ રાખવાની પદ્ધતિની ચોપડીઓ પણ હયાતીમાં આવી છે. 'દેશીહિસાબ ભાગ ૧ લો' અને 'દેશીહિસાબ ભાગ ૨ જો' એ આંક, અને સરાશી રીતે નામું વગેરે વિષયની ચોપડીઓ છે. ખાસ નામાંની પણ કેટલીક ચોપડીઓ ઉમેરાઈ છે. મોઢેજ ગણવાના હિસાબ–લેખાં વગેરેની કુંચીઓ–રીતિયોનાં પુસ્તકો પણ લખાયાં છે. કોઠકો, કોયડા પણ ભૂલી જવાયા નથી. સ્વ. કેશવલાલ મોતીલાલ વકીલનો 'કોયડા સંગ્રહ' આ વિષયનું નાનું પણ સારૂં પુસ્તક છે. વ્યાજની ૦ ચોપડીઓ ઘરાધરી નીકળી છે.

સન ૧૮૨૮ માં ડા. હટન અને બોનિકાસ્ટલનું બનાવેલું 'ગણિત શાસ્ત્રનો અભ્યાસક્રમ' નામનું પુસ્તક કેપ્ટન જર્વિસે બહાર પાડ્યું હતું. આ પુસ્તકમાંથી ગણિતની જૂદી જૂદી શાખાઓના વિભાગોનાં જૂદાં ભાષાન્તરો પણ થયાં હતાં.

ભૂમિતિઃ—

સન ૧૮૨૬ માં કેપ્ટન જાવસે લે. કર્નલ પાસ્લેના પુસ્તકનું 'કર્તવ્ય-ભૂમિતિ' નામથી ભાષાન્તર કર્યું હતું અને ૧૮૨૮ માં પોતાના 'અભ્યાસક્રમ'-માંથી 'ભૂમિતિ' નો ભાગ ભાષાન્તર કરીને જૂદો છાપ્યો હતો. સન ૧૮૩૮ માં 'ક્ષેત્રફળ, ઘનફળ' પ્રગટ થયું હતું અને ૧૮૭૬ માં 'ભૂમિતિનાં મૂળતત્ત્વો' નામથી યુકિલડના પહેલા સ્કંધનું ભાષાન્તર થયું હતું. પ્રો. જહ-મસેદજી અરદેશર દલાલે પણ 'ભૂમિતિ' નું ભાષાન્તર કર્યું છે.

ત્રિકોણમિતિ—

'રીધી લીટી ત્રિકોણમિતિ' નામે એક પુસ્તક ૧૮૨૮ માં બહાર પડેલું જણાય છે.

(૪) વાચનના ગ્રંથો—

દ્વિભાષિક-ઇંગ્રેજીના અભ્યાસની સુગમતા સારૂ અંગ્રેજી ભાષાન્તર પાઠમાળા નામે સ્વ. રે. ટી. એલ. વેલ્સે કેટલાંક પુસ્તકો પ્રસિદ્ધ કર્યાં હતાં. ક્રમે ક્રમે અઘરાં થતાં મનોયત્નો અને ઇંગ્રેજી વ્યાકરણની સાથે ભાષાન્તર કરવાની સુગમતા વધે એવી સારી ગોઠવણ આ પુસ્તકોમાં છે. રાજકોટની હાઇસ્કૂલના માજી હેડમાસ્તર રા. પ્રાણજીવન નારાયણદાસ દાક્તરે 'વેલ્સની પાઠમાળા' કરતાં વધારે સરળતા આણવાના મુદ્દાથી "સુગમ્ય પાઠમાળા' રચી છે.

'હાવર્ડની વાચનમાળાની ચોપડીઓનાં ભાષાન્તરો થયાં હતાં. ક્રિશ્ચિયન વર્નાક્યુલર એજ્યુકેશનલ સોસાઇટી તરફથી છોકરાંને સારૂ એક વાંચનમાળા ...ાઈ હતી. બીજા પાઠોની સાથે તેમાં ખ્રિસ્તિ ધર્મ જ્ઞાન પણ ઉમેરવામાં ...વ્યું હતું.

વાચનને માટે પુસ્તકોની ખોટ હતી એ અમે અગાઉ કહી ગયા છઈએ. સ્વ. ફોર્બ્સે પણ પોતાના રિપોર્ટમાં આ ખોટ વિશે વિવેચન કર્યું હતું. આ ખોટ પૂરી પાડવાને સરકારના કેળવણીખાતા તરફથી એક 'વાચન-માળા' તૈયાર થઇ હતી. એ તૈયાર કરવાને દેશી ગૃહસ્થોની એક મંડળી નીમાઈ હતી. મી. હોપ એ કમિટિના પ્રમુખ હતા. એ મંડળીએ ક્રમ-વાર સાત ચોપડીઓની 'હોપ વાચનમાળા' તૈયાર કરી હતી. આ ચોપડીઓમાં નીતિ, વિદ્યા, સામાન્ય જ્ઞાન, ઇતિહાસ, ભૂગોળ વગેરેના ગદ્ય અને કવિતાના પાઠ હતા. સાત શિવાય વાચનની એક વધારે ચોપડી લખી હતી. તે કાળમાં બની શકે તેવાં ચિત્રો પણ દાખલ કર્યાં હતાં. આ વાચનમાળાના ગુણ અને દોષ બન્ને નિકળી શકે એવું છે. રાજકોટમાં મજમુદાર મણિશંકર કીકાણીએ પોતાની પુત્રીને શિખવવા સારૂ 'છોટી બહેનની પાઠાવળિ' નામે પુસ્તકો લખ્યાં હતાં. આ પાઠાવળિ કન્યાઓને ઉપયોગી હતી. ચેમ્બરના 'મોરલ ક્લાસબુક' નામના પુસ્તકનું ગુજરાતી 'શાળોપયોગી નીતિ ગ્રંથ' નામે થયું હતું. હોપ વાચનમાળાની ઘણાં વર્ષની અજમાયશ પછી સરકારે નવી વાચનમાળા તૈયાર કરાવી છે. એમાં 'બાળપોથી' નવી ઉમેરી છે, અને વિજ્ઞાનના પાઠોમાં છેલ્લી શોધ પ્રમાણે ફેરફાર કર્યો છે. ઇતિહાસ, પૂરાણ, સંસ્કૃત સાહિત્ય, વગેરેમાંથી પાઠ દાખલ કર્યા છે. પદ્યમાં ઘણોજ ફેરફાર કર્યો છે. છેક નિચલા ધોરણો-માંથી ગાવાના રાગ દાખલ કર્યા છે. હાલના કાળમાં સારાં કહેવાય એવાં ચિત્રો પણ દાખલ કર્યાં છે. હોપ વાચનમાળા વખતે કર્યું હતું તેમ આ વખતે કમિટિ નીમેલી ન હોવાથી એક જ વ્યક્તિને માથે બધું કામ આવી પડવાથી આ વાચનમાળામાં પ્રાન્તભેદ અને બીજી ભૂલો પેસવા પામી છે.

(૫) કુંચીઓ-અર્થ-પરચુરણ—

જૂદા જૂદા અર્થની ઘણી ચોપડીઓ નીકળી છે. જૂના વખતમાં 'સંસારવેવારની ચોપડી' નામે ઉપયોગી પુસ્તક ઘણું વપરાશમાં હતું. આ પુસ્તકમાં આંક, વાચનના પાઠ, અંક ગણિતના મૂળતત્વો, લોક સરાશીનામું, વીગેરે ઘણી બાબતોનો સમાવેશ કર્યો હતો. સુકનાવળિને

ભૂલવામાં નહોતી આવી ! ઘણી ગામડી નિશાળોમાં આ ચોપડી વંચાતી અને ઘણા લોકોની કેળવણી તો એ પુસ્તકથીજ પૂરી થતી.

## પ્રકરણ ૩.

### સાહિત્ય.

(૧) લેખ સંગ્રહ—

કવિ નર્મદે પોતાના છૂટક છૂટક લખેલા નિબંધો વગેરેનું પુસ્તક 'નર્મગદ્ય' નામે પ્રસિદ્ધ કર્યું હતું. સન ૧૮૬૫માં નિકળેલી આ આવૃત્તિમાં ફેરફાર કરીને નિશાળોમાં ચલાવવાના ઠરાવની રૂએ 'નર્મગદ્ય'ની બીજી આવૃત્તિ થઈ હતી. ભાષામાં આ પ્રમાણે 'નર્મગદ્ય'નાં બે પુસ્તકો છે. નિશાળના ઉપયોગ સારૂ છપાયલામાં કેટલાક ગ્રંથો નવા જ છે. અને કેટલાક જૂનામાંના છે. નવામાં કેળવણીખાતા તરફથી ફેરફાર થએલો છે. આ ફેરફાર નિશાળોના સંબંધમાં યોગ્યાયોગ્યતાના વિચારે થયેલો છે. ખૂદ કવિની વગર ફેરફારની ભાષા—શૈલી તો જૂનામાં જ છે. સ્વર્ગવાસી નવલરામના શાળાપત્રમાં છૂટા છૂટા છપાયલા લેખનો સંગ્રહ 'નવલગ્રંથાવળિ' નામથી થએલો છે. આ પુસ્તકોના સંબંધમાં જૂદું બોલવાની અગત્ય નથી કેમકે એ લખનારાઓના ગદ્ય વગેરે સંબંધી વાત કરતાં આ લેખો સંબંધી બોલવાનું જ છે.

(૨) નાટક—

મહાકવિ પ્રેમાનંદનાં રચેલાં 'રોપદર્શિકા સત્યભામાખ્યાન,' 'પાંચાલી પ્રસન્નાખ્યાન' અને 'તપત્યાખ્યાન' એ ત્રણ નાટકો આ સમયમાં પ્રસિદ્ધ થયાં છે. "રોપદર્શિકા સત્યભામાખ્યાન"નું વસ્તુ 'ઐતિહાસિક છે તથાપિ માંહાં કેટલુંક કવિકલ્પિત પણ છે'—કેટલીક ક્ષુદ્ર બાબતો ધ્યાનમાં ન લેતાં ધુરંધર નાટક કવિની અદ્ભુત કવિત્વશક્તિ, તેનું સંસ્કૃત સાહિત્યશાસ્ત્રનું સંપૂર્ણ સારનું જ્ઞાન, તેની ગૂજરાતી ભાષાને ખીલવવાની ઉત્કંઠા, તેનું આ શાસ્ત્રને અનુસરતાં ગાયનોનું જ્ઞાન, તેની સંસાર વ્યવહારની દ્રષ્ટિ

માહિતી, તેનું ગૂજરાતી ભાષાનું બહોળું શબ્દજ્ઞાન, ગૂજરાતી ભાષાનાં રૂઢ વાક્યો અને ખૂબીઓનું સરસ જ્ઞાન, યુવા–બાળા–વૃદ્ધ–માતા–પુત્ર–પતિ–પત્ની વગેરેના સંબંધનું તથા સ્વભાવનું–અને ટુંકામાં જનસ્વભાવનું તેનું સૂક્ષ્મ અવલોકન અને માનસિક ભાવોની વાણીદ્વારા વર્ણન કરવાની છટા, એ વગેરે બતાવી આપે છે."[1] આ નાટકમાં વસ્તુ સંકળના, સ્થળ સંકળના અને કાળ સંકળના યથોચિત હોઈ આપણને સાનંદાશ્ચર્ય ઉત્પન્ન કરે છે.

ભારતના કથા ભાગમાં ફેરફાર કરીને કવિયે પોતાનું 'પાંચાલી પ્રસન્નાખ્યાન' લખ્યું છે. ઇતિહાસની કથાને નાટકનું વસ્તુ બનાવી દેવામાં જરૂરનો ફેરફાર કરીને તેને રસમય કરી દીધી છે. 'સાહિત્ય દર્પણ' પ્રમાણે આ નાટકમાં નાટકનાં સઘળાં લક્ષણો નજરે પડે છે અને તેથી આ 'પાંચાલી પ્રસન્નાખ્યાન' યથાશાસ્ત્ર નાટકજ છે. નાટકના નામ પ્રમાણે એમાં જે જે બને છે તે પાંચાલી પ્રસન્નાર્થેજ બને છે. 'નાટકના સંબંધે આમાં–પાંચાલી પ્રસન્નાખ્યાનમાં–બહુ સૌંદર્ય છે. તથા એવું સૌંદર્ય આણનાર કવિનું નાટ્યશાસ્ત્રનું જ્ઞાન સંપૂર્ણ હોવું જોઈએ; એટલુંજ નહિ, પણ તેણે ઘણાં નાટકો ભજવાતાં પણ જોયાં હોવાં જોઈએ.' 'કવિનું ભાષા સંબંધી જ્ઞાન પણ વિસ્મય ઉપજાવે એવું છે,' 'તેણે કવિતા તથા ભાષણોમાં જે ધ્વનિ, અલંકાર અને માધુર્યાદિ ગુણ મૂકેલા છે તે જોતાં આ કવિને કોઈ સાક્ષાત્ સરસ્વતીનો પ્રાસાદિત કવિજ માનવો જોઈએ!'[2]

ત્રીજો મળેલો ગ્રંથ 'તપત્યાખ્યાન' પણ 'યથાર્થ લક્ષણ યુક્ત નાટકનો છે એમ સિદ્ધ થાય છે. આવાં રચનાવાળાં નાટકો ગૂજરાતીમાં જેણે લખ્યાં છે, ને તે પણ નહિ ધનની આશાથી કે નહિ કીર્ત્તિની આશાથી, પણ પોતાની ગૂજરાતી ભાષાને ઉત્કૃષ્ટ બનાવવાના હેતુથીજ, એમ જ્યારે આપણા જાણવામાં આવે છે, ત્યારે આપણાથી પ્રેમાનંદને તેના પ્રયાસ માટે આનંદ તથા આશ્ચર્ય યુક્ત થઇને ધન્યવાદ આપ્યા વિના રહેવાતું નથી.'[3]

ગુજરાતી ભાષાના સર્વોપરી કવિની પદ્વી પ્રેમાનંદ સિવાય [illegible] કોઇની નથી એ નિર્વિવાદિત છે. એણે ઉપર જણાવેલાં ત્રણ નાટકો [illegible]

૧. પ્રા. કા. પુ. ૨૬. ૨. પ્રા. કા. મા. ૩. પ્રા. કા. મા.

બીજાં નાટકો લખ્યાં છે. કુલ અગીઆર નાટકો એમનાં રચેલાં કહેવાય છે, પરંતુ તે કિયાં કિયાં છે એની કોઇને ખબર નથી. ઉપર કહેલાં ત્રણ નાટકો મળી આવ્યાં તે પહેલાં એ નાટકોની હયાતી વિશે-અરે પ્રેમાનંદે નાટકો લખ્યાં છે એ વિશે પણ કોઈને ખબર નહોતી.

મહાન્ કવિ શેક્સપિયરનાં નાટકો એનાં પોતાનાં લખેલાં નથી પણ ખોટે નામે લોર્ડ બેકનનાં લખેલાં છે એવું કહેનારો એક પક્ષ ઈંગ્લંડમાં થયો હતો તેજ પ્રમાણે જાણીતા વિદ્વાન્ રા. નરસિંહરાવ દીવેટીઆએ આ નાટકો પ્રેમાનંદનાં નથી પણ બીજા કોઇએ બનાવીને એમને નામે ચલાવવાનું તૂત કર્યું છે એવો પૂર્વ પક્ષ ઉઠાવ્યો છે. પ્રાચીન કાવ્યમાળાવાળા ગૃહસ્થોનો એમાં હાથ હોય, કિંવા એઓ પોતેજ બીજા કોઇથી એ બાબતમાં ઠગાયા હોય. આ નાટકો ક્યાંથી અને કેવી રીતે મળ્યાં તે અને બાકીનાં સંબંધી કશી પણ હકીકત ગુજરાતી પ્રજાની સમક્ષ મુકાઇ નથી. મુખ્ય ગૃહસ્થ રા. બા. હરગોવંદદાસજી સુભાગ્યે બધી ખબર આપી શકે એમ છતાં ઘણી વખત ખૂલ્લા આક્ષેપો કર્યા છતાં પણ એ વિદ્વાન એ બાબત મૌન્યજ ધારણ કરી રહ્યા છે એ લગિર અજાયબ જેવું છે! માત્ર એકજ વ્યક્તિ-નાથાશંકર પુંજાશંકરના અવસાનથી આ બધી હકીકત અને બાકીનાં નાટકોનું પણ અવસાન થયું એ લગીર શંકાજનક છે. અમે આ પક્ષના ખંડનમંડનમાં માથું ન મારતાં રા. દીવેટીઆ કેવો પૂર્વ પક્ષ ઉઠાવે છે તે જોવા અમારા વાંચનારાઓને સૂચના કરીએ છઈએ. એ વિદ્વાનનું કહેવું કેવું અને કેટલું વજુદવાળું છે તેનો નિર્ણય કરવો અત્રે અમારા દેશની બહાર છે.

ગૂજરાતી પ્રાચીન સાહિત્યમાં તો સમ ખાવાને કાજે પણ એકે નાટક મળતું નથી. પ્રેમાનંદની કવિતાએ ગુજરાતમાં ચોતરફ દિગ્વિજય કર્યો છે; સુરત તરફ 'મામેરા' એ પોતાનો ડંકો વગડાવ્યો છે; 'ઓખાહરણે' પોતાની મોહની સર્વત્ર પાથરી દીધી છે; છતાં તેમનાં નાટકનું નામ અગર અસ્તિત્વ ધરાધરી કોઇને ખબર નથી! આમ હોવાથી ગુજરાતી અર્વાચીન સાહિત્યમાં એનાં નાટકોની કશી અસર જણાતી નથી; એ નાટકોનાં અનુસરણ આ એમની ધાટી ઉપર બીજાં નાટકો થયાં નથી. ગુજરાતીમાં નાટકનું

સાહિત્ય અંગ્રેજી કેળવણી ફેલાયા પછી અસ્તિત્વમાં આવ્યું છે.

ગુજરાતીમાં પહેલ વહેલું નાટક ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીની ફરમાશ ઉપરથી અને સ્વ. ફોર્બ્સ સાહેબની સહાયતાથી સ્વ. કવીશ્વર દલપતરામે સન ૧૮૫૧ માં લખ્યું હતું. આ નાટકનું નામ 'લક્ષ્મી નાટક' છે. અને સોસાઇટીએ એ છપાવ્યું હતું. ગ્રીક નાટકકાર એરિસ્ટોફેનિસના પ્લુટ્સ નામના રૂપકના અંગ્રેજી ભાષાન્તર ઉપરથી એ રચાયલું છે. ગ્રીક પુરાણોમાં તેમના ધનપતિનું નામ પ્લૌટસ છે. પ્લૌટસ દેવ આંધળો હતો, તે ઉપરથી આ રૂપકમાં લક્ષ્મીને પણ આંધળી કલ્પી છે. આપણાં પુરાણોમાં લક્ષ્મી આંધળી કલ્પી નથી, પણ તેને ચપળ ગણી છે, અને તેથી તે સ્થિર રહેતી નથી, એવી કલ્પના કરી છે. લક્ષ્મીને આંધળી કલ્પવાથી આ નાટકમાં પ્રસિદ્ધિ વિરોધ આવીને ખામી ભરેલું જણાય છે. આખું રૂપક નીતિબોધક અને તત્ત્વની મૂર્તિમંરૂપ પાત્રોથી ભરેલું છે. લક્ષ્મી આંધળી હોઈને દેખતી નથી માટે ગમે તેના ઘરમાં જાય છે. આમ થવાથી નઠારા માણસો ધનવાન બને છે. છેવટે ધન્વંતરી વૈદ્ય લક્ષ્મીની આંખની દવા કરીને તેને દેખતી કરે છે. આમ થતાં જ તે નઠારા માણસોની પાસેથી ખસીને સારા માણસોના ઘરમાં વાસ કરે છે. ન્યાયથી ધન મળે છે પણ અન્યાયથી તેનો નાંશ થાય છે. સજ્જન સુખ અને દુર્જન દુઃખ પામે છે એ આ રૂપકનો સાર છે. બધું નાટક ગદ્યમય છે. છેક છેવટે રંગલો-ભિગડો એક ગીત ગાય છે તેટલું જ માત્ર પદ્ય છે. લોકોમાં ચાલતું ગીત જ નામ ફેરવીને મુકી દીધેલું છે. રા. રણછોડભાઈ ઉદયરામ પોતાના નાટ્યપ્રકાશમાં આ નાટક સંબંધે કેટલીક ટીકા કરે છે કે તેમાં સ્થળ અને કાળનો વિચાર રાખ્યો નથી. પણ આ ટીકા મૂળ ગ્રંથને માટે છે. જો કે આ પ્રથમ નાટક ગુજરાતી સાહિત્યમાં સ્થાયી પદ્વિ પામ્યું નથી અને હાલ ભૂલી જવાયું છે તોપણ લખાયું તેવામાં બહુ વંચાતું. એની ચાર આવૃત્તિ થઇ અને લગભગ ચાર હજાર નકલો ખપી ગઈ હતી.

આ સાઠીમાં કેટલાક વિદ્વાનોએ ગુજરાતી પ્રજાને મહાન કવિ કાલીદાસની અપૂર્વ બાનીનું રસાસ્વાદન કરાવ્યું છે. શ્રીમન્મહાકવિ કાલીદાસના

પ્રખ્યાત શાકુન્તલનાં કેટલાંક ભાષાન્તર* થયાં છે. રા. દલપતરામ ખખ્ખર, રા. એો. ઝવેરીલાલ યાજ્ઞિક અને રા. બળવંતરાય ઠાકોરનાં ભાષાન્તરો પ્રજામાં વંચાયાં છે. સ્વ. કવિ નર્મદે પણ 'સાર શાકુન્તલ' નામનું નાનું નાટક નાટકશાળા સારૂ લખ્યું છે. શબ્દશઃ ભાષાન્તર ન હોવાથી અમે એને કાલીદાસના અનુવાદ તરીકે લેખવતા નથી.

રા. ખખ્ખરે મૂળ સંસ્કૃત ઉપરથી નહિ પણ પરશુરામ પંત ગોડબોલેના મરાઠીમાં કરેલા ભાષાન્તરનું ભાષાન્તર કરેલું છે. ગદ્ય ભાગનું ગદ્યમાં અને પદ્યનું-સમશ્લોકી નહિ પણ-પદ્ય રાખ્યું છે. આ નાટકની બીજી આવૃત્તિ થવા પામી છે, અને તે વખતે રા. ખખ્ખરે તેમાં ફેરફાર અને વધારો ઘટાડો કર્યો છે. બેસમજની બલા દૂર એ પ્રમાણે ઉપર ચોટીઆ જોનારને તો ભાષાન્તરનું કામ સહેલું જણાય; પરંતુ મૂળ કવિના રહસ્યને નવી પોતાની ભાષામાં મૂકવું એ ઘણુંજ કઠણ કામ છે. તેમાં એ કાલીદાસ જેવા કવિની ભાવભરી અને રસમય બાની! પદ્યના અનુવાદમાં નવી દેશીયો અને રાગ દાખલ કરીને સાધારણ માણસો પણ વાંચે અને રસાસ્વાદન કરે એમ કર્યું છે. ભાષા સરળ અને કોઈ કોઈ જગાએ મૂળ મરાઠીમાંથી ઉદ્‌ભવ પામ્યાની પ્રતીતિ થાય છે. ભાષાન્તર જોતાં અનુવાદક કવિની ભાવનાઓ, કવિનો રસ અને તેનું રહસ્ય સમજ્યા હોય નહિ એમ જણાય છે. જાતે શાકુન્તલજ દુનિયામાં પ્રસિદ્ધિ પામેલું અને સુંદરતામય નાટક હોવાથી જતે જતે પણ એની સુંદરતાનો તાગ આવતો નથી અને તેથીજ આ ભાષાન્તર ઠીક જણાય છે. કાલીદાસ કવિનો ભાવ ભાષાન્તરમાં આણવો એજ બહુ છે. એટલુંએ કરે તો અનુવાદકે વિજય મેળવ્યો લેખાય. એવા અપૂર્વ કવિની કૃતિમાં ઉમેરો કરવાને બીજો કાલીદાસજ જોઇએ. હાલના અનુવાદકો **क्रियातिमात्रा**? આ શુદ્ધ સો ટચના સોનામાં રાયનો ભેગ કરવો એ કેવળ એની કિંમત ઘટાડનારજ થઇ પડે છે. રા.

* તડના બંધારણ વખતે હલકી જાત-કુળનો માણસ દાખલ થઇ ગયો હોય તેને નાતના સ્થાયી થઈ જવા પછી કાઢી મૂકવો ઉચિત નથી. એ ન્યાયે અમે 'ભાષાન્તર' શબ્દ ઘણો રૂઢ થઈ ગએલો હોવાથી રહેવા દીધો છે.

ખખ્ખરના ભાષાન્તરમાં આવી ધૃષ્ટતા થઇ છે! એમ થવાથી રા. ખખ્ખરે કોઇ બીજાજ ઉતરતી પંક્તિના કાલીદાસનો ચિતાર આપ્યો છે. નવી આવૃત્તિમાં જોડણી વિષયે એમણે કરેલા તરેહવાર ફેરફારને સારૂ લખવાનું આ સ્થળ નથી.

જે વર્ષમાં રા. ખખ્ખરનું શાકુન્તલ નીકળ્યું તેજ વર્ષમાં રા. યાજ્ઞિકે પોતાનું ભાષાન્તર બહાર પાડયું હતું. એમણે પોતાથી બને એટલો શ્રમ કરીને પોતાના અનુવાદમાં પ્રૌઢી, સરળતા, અને લાલિત્ય આણ્યું છે. જો કે કોઈ કોઈ સ્થળે પદ્યના અનુવાદમાં મૂળના એક શ્લોકને બદલે યુગ્મ અને ત્રિક કર્યાં છે અને તેમ કરતાં મૂળ ભાવને અનુસરીને કેટલાક પોતાના ભાવ પૂરવાની એમને ફરજ પડી હોય અને લંબાણથી સમજાવવાને અંગે દોષ થયો હોય એમ જણાય છે. આમ છતાં પણ એમનું ભાષાન્તર વાંચવું ગમે છે અને સમગ્ર રીતે જોતાં રા. ખખ્ખરના ભાષાન્તર કરતાં બેશક ચઢીઆતું બન્યું છે. એની પણ બીજી આવૃત્તિ થઇ છે.

ભાષામાં આ અપૂર્વ નાટકના બે અનુવાદ છતાં પણ છેક થોડાં વર્ષ ઉપર પ્રગટ થયેલા ત્રીજા અનુવાદને આવકાર આપ્યા વગર ચાલતું નથી. રા. ઠાકોરે આ નાટકના પોતાના અનુવાદમાં કાળીદાસ કવિનો ભાવ, રસ જાળવવા તરફ ખાસ ધ્યાન રાખીને અક્ષરશઃ અનુસરવા પ્રયત્ન કર્યો છે. એમનું ભાષાન્તર પ્રથમ થયેલાં બન્ને ભાષાન્તરો કરતાં મૂળને વધારે અનુસરતું છે. કવિના મનના ભાવ કેટલીક જગાએ યથાસ્થિત ચિતર્યા છે. પરંતુ કેટલીક જગાએ તેમ કરી નથીએ શકાયું. એમના ભાષાન્તરમાં એક બાબત સર્વનું ધ્યાન ખેંચે એવી છે. અને તે પ્રાચીન વૃત્ત ગણના બંધારણ અને માપની એમણે કરેલી અવગણના. જેઓને પ્રાચીન 'ઝાંઝર' નાનાં પડતાં લાગે છે તેઓ સુંદર ઘાટદાર નવાં 'ઝાંઝર' (પણ તે 'ઝાંઝર' ને માધુર્ય નિયમના બન્ધનો, તો ખરાંજ) જ્યાં સુધી ન રચે, ત્યાં સુધી જૂનાં ઝાંઝરો તો રહેવાનાંજ. નવા સુવર્ણકારો અંકોડાને ટીપીને કે એક બીજા ઉપર ચઢાવી દઈને કે બીજા સાથે સજ્જડ જકડીને મેળ મેળવવા માગશે, તો તેઓના ઘાટ કોઈ રસિક મનોવૃત્તિને તો ભાગ્યેજ ગમશે.'

'...રા. બળવંતરાયના ભાષાન્તરમાં યતિભંગનાં અને અક્ષરમેળ ને માત્રામેળ ગણી કાઢ્યાનાં થોકબંધ ઉદાહરણો છે. અને યદ્યપિ **एकोहि दोषो गुण सन्निपाते निमज्जतीन्दोः किरणेष्विवाङ्कः** એ ન્યાયે આ એક દોષ એ ભાષાન્તરના બીજા ગુણોમાં ડુબી જવો જોઈએ, તથાપિ જેઓ કવિતા કાનને કર્કશ લાગે તો તે તદ્દન નકામી એમ આગ્રહ ધરે છે, તેઓ **स्याद्वपुः सुन्दरमपिश्वित्रेणैकेन दुर्भगम्** । મ્હોં ગમે તવું રૂપાળું તો પણ કોઢવાળું એ ન્યાયનો ઉપયોગ કરી આ એક દોષમાં બીજા બધા ગુણોને ગરક થતા માને તો તેઓને એકદમ અટકાવી શકાય એમ નથી.'*
રા. યાજ્ઞિકની ભાષામાં પ્રસાદ છે તેથીજ એમનું પુસ્તક કેટલીક ખામીઓ છતાં પણ રા. ઠાકોરના મૂળને વધારે અવલંબીને લખાયલા ભાષાન્તરની સાથેની સ્પર્ધામાં પોતાની પદ્ધિ નિભાવી શક્યું છે. કાલીદાસની અનેક ખૂબીઓમાં તેના સુંદર અર્થ અને સુંદર શૈલી બન્નેમાંથી પ્રગટતું માધુર્ય ભર્યું ગૌરવ છે. રા. ઠાકોરના અનુવાદમાં સુંદર શૈલીને અભાવે તે ન પ્રગટ થતાં ભાષાન્તર શુષ્ક લાગે છે.

ઘણાં પુસ્તકોનો હુંડો લેતાં દરેકને માટે લંબાણથી વિવેચન કરવું ઇષ્ટ નથી. તેમજ તેમાંથી લાંબાં લાંબાં અવતરણો આપવા જેટલો સ્થળ અને કાળનો અવકાશ પણ નથી: તોપણ નમુના તરીકે ત્રણે અનુવાદમાંથી અમે નીચે થોડો ઉતારો આપીએ છીએ, જેથી વાંચનારને અમારા કહેવાની પ્રતીતી તેમજ એ ભાષાન્તરોની તૂલના કરવાની સુગમતા થાય. હજુએ તદ્દન મૂળને અવલંબીને લખાયલા, કવિના હૃદયના ભાવનું તાદૃશ ચિત્ર પાડતા, રસ અને પ્રસાદથી ભરેલી શલીવાળા બીજા ભાષાન્તરની ગુજરાતીમાં જરૂર છે. અમને જાણીને આનંદ થાય છે કે આ નાટકનો ખાસ સંભાળથી લખાયલો ચોથો અનુવાદ કોઇ વિદ્વાને તૈયાર કર્યો છે. અમારી સાઠીમાં પ્રગટ ન થવાને લીધે એના સંબંધી વિવેચન કરવાનું આનંદદાયક કામ અમારે ભાગે આવ્યું નથી. શાકુન્તલના પાંચમા અંકમાંથી દરેક ભાષાન્તરમાંથી થોડાં અવતરણ આપીને અને તેમને મૂળની સાથે સરખાવવાની વનતિ કરીને જ અટકશું.

---

*વસન્તઃ પુ. ૫, અંક ૧૧.

(૧) અભિજ્ઞાન શકુન્તલા નાટક. રા. દલપતરામ ખખ્ખર.

ઋષિ૦ (આગળ જઈને હાથ ઉંચા કરીને આશિર્વાદ દે છે.) રાજા તારો વિજય થાઓ.

રાજા૦ (હાથ જોડીને કે૦) હું સર્વને નમસ્કાર કરૂં છું.

રાજા૦ તમારી તપશ્ચર્યા નિર્વિઘ્ને ચાલે છે કે?

ઋષિ૦ તારા પ્રતાપથી નિર્વિઘ્ને જ ચાલે છે.

### ગીતિ.

તૂં રક્ષક છે જ્યારે, તવ તપમાં વિઘ્ન કોણ કરનાર?
રવિ જ્યાં સુધી પ્રકાશે, ત્યાં સુધિ તમ ક્યાં થકી પ્રસરનાર. ૧૨૯

રાજા૦ અલબત ચાલો ત્યારે રાજા (રક્ષણ કરનાર) એવું જે મારૂં નામ તેનું સાર્થક થયું. વારૂ એ તો થયું. પણ હવે તમારા ગુરૂ કણ્વ મહામુનિ લોકકલ્યાણાર્થે કુશળ તો છે કે?

ઋષિ૦ રાજા, તે પોતાની તપઃસિદ્ધિથી કુશળ છે. તેણે તારી ક્ષેમકુશળતાની ખબરઅંતર પૂછ્યા પછી એક સંદેશો કહેવાનું કહ્યું છે.

રાજા૦ તેમની શી આજ્ઞા છે?

શા૦ જે કહ્યું છે તે કહું છું, સાંભળો. મારી પાછળ તમે પરસ્પર સંકેતથી મારી કન્યા સાથે લગ્ન કીધાં તે વાતને મારૂં અનુમત છે એટલું જ નહિ પણ તેથી હું બહુ પ્રસન્ન થયો છું. કેમકે,

### કવિત છંદ.

આધક પ્રતાપવાન સહૂ શ્રેષ્ટ સ્વામી થકી
તૂજને ગણિયે છિયે અમે નીજ મંનમાંહિ;
તેમ સહૂ સદ્‌ગૂણ કેરી શકુન્તલા શૂભ,
હૂબેહૂબ પ્રતિમા પ્રગટ સ્રીને રૂપે આંહી;
કંથ ને કામનિ કેરૂં જોડું તે અનૂપ જોઇ,
રીઝિયે છિયે અમે સુજશ વિધિ કેરા ગાઈ;
કજોડાંથી રિઝે છે એ દોષ હવે તેનાપર,
કોઇને મૂકવા તણી રહી ન જરૂર કાંઈ. ૧૩૦

માટે આ તમારી પત્ની તમારી આગળ મોકલી છે તેને રાખો અને એ ગર્ભિણી છે તેને જોડે બેસાડીને ગર્ભવિધાનનો સંસ્કાર કરો.

ગૌતમી૦ મહારાજ, મારે કાંઇ બોલવાની ઇચ્છા છે, પણ તમે બોલવા જેવું કંઇ રાખ્યું નથી એટલે બોલતી નથી; કાં કે,

## માલિની છંદ.

ગુરૂજન તણિ રાખી, ગર્જ નહીંજ કોયે,
પરસપરશું બાંધી, પ્રીત બન્ને તમોયે;
હળિમળિ હરખે, ના પૂછ્યું કોને તમે તો;
ઉલટથિ મળિ બેસો, ચાલિયાં આ અમે તો. ૧૩૧

શકુન્તલા૦ ( મનમાં કહે છે ) હવે ! આ ભાપણનો પૌરવરાજ કોણ-જાણે શું ઉત્તર દેશે.

રાજા૦ આ બાઇએ આ શું નવાઈ જેવું કહ્યું ?

શકુ૦ એના આ બોલ તો મને ઝાળ જેવા લાગે છે.

શા૦ તમો આ બોલો છ શું ? તમો અચકાઓ છ કેમ ? તમને દુનિયાંની રીતભાત તો ખબર છે અને જાણો છો કે,

## ભુજંગી છંદ.

વસે પીહરે માનુની હોય સારી, ધરે તે વિષે લોક સંદેહ ભારી;
ગુરૂજંન તેના મને તેથિ ચાહે, સુતા રાખવા સ્વામિ ધામે સહાયે. ૧૩૨

રાજા૦ તમો શું એવુંજ કહેવા ઇચ્છો છો કે આ સ્ત્રી સાથે મેં જરૂર લગ્ન કીધું છે ?

શકું૦ (આમલો જોઈને મનમાં) હે હ્દય, જે પ્રથમ શક આણ્યો હતો તે ખરોજ હતો.

શા૦ પોતે કીધેલું કામ ઉલટું લાગે છે માટે પોતાનો ધર્મ ત્યાગ કરીને આડે માર્ગે ચાલવું એ રાજાને ઘટમાન છે ?

રાજા૦ આવો ખોટો બુટ્ટો ઉઠાવીને મને કેવો પ્રશ્ન પૂછે છે ?

શા૦ એટલું સારૂં છે કે જે લોકો સત્તાના ઘેનમાં છે તેઓ શિવાય બીજાઓમાં આવું બેવચનીપણું જોવામાં આવતું નથી.

રાજા૦ વિશેષે કરી ઉપલો કટાક્ષ મારાપર તાક્યો છે કે શું ?

ગૌતમી૦ પુત્રી, એક ક્ષણભરી લાજ મૂક અને તારો ઘુંઘટો જરા કાહાડી નાંખવા દે એટલે તારો ભર્તાર તને ઓળખી લેશે. ( ઘુંઘટો કાઢી નાંખે છે. )

રાજા૦ ( શકુન્તલાનું રૂપ જોઈને મનમાં કહે છે. )

દોહરા.

ઝાઝા યત્ન વિના રૂડું, રૂપ આવ્યું મુજ પાસ,
સ્વિકાર્યું આગળ કે નહિ, ઠરતો નથી વિશ્વાસ;
પ્રભાતનું ઝાકળ ભર્યું, જેમ કુંદ ફુલ જેહ,
ભોગવવા વા છોડવા, યોગ્ય ન અલિને તેહ;
ભોગવવા લાયક નથી, લાગતિ મુજને તેમ,
છોડતાં એને નથી, મંનમાનતૂં એમ. ૧૩૩

શા૦ હે રાજા, આમ મુન થઈ કેમ બેસી રહ્યા છો ?

રાજા૦ હે રૂષિ:મહારાજ, મેં મનમાં બહુ વિચાર કરી કરીને જોયું; પરંતુ મને એવું કંઈ સાંભરતું નથી કે એ સ્ત્રીનો મેં કોઈ વાર આગળ સ્વીકાર કીધો હોય. માટે જ્યારે હું એવું માની નથી શકતો કે એ સ્ત્રીનો હું ધણી છું, અને વળી એ તો ગર્ભિણી છે તે જલદી જણશે, ત્યારે હું તે શું જવાબ આપી શકું ?

શકું૦ હાય ! હાય ! મૂળમાં લગ્ન થયા વિષેજ એના મનમાં ભ્રાંતિ છે ? તો પછી પરણ્યાનાં સુખની મોટી મોટી ઉમેદ આગળ શાની હવે ?

શા૦ એમ ના કોહો, હો

ઇંદ્રવજ્રા.

છાનો વરયો તૂં મુનિની સુતાને,
તેણે સ્વિકાર્યો ધરિ શુદ્ધતાને;

દે છે હવે તૂં અપમાન ભારે
સંભાળ એના ઘટતૂં લગારે;
લૂટી મતા તો, ન ગણી લૂટારો,
વાંધો ન લેઈ બિલકુલ તારો
તેણે ગણી પાવન ચોર જાણે,
જાવા દિધો છૂટથિ એ પ્રમાણે. ૧૩૪

શારદ્વત૦ શાર્ઙ્ગરવ, તું હવે મુગો રહે. શકુન્તલા, અમારે જે કેહેવાનું હતું તે અમે તો કહી ચૂક્યાં. અને એણે કેવી રીતે જવાબ આપ્યો તે પણ તેં સાંભળ્યો. હવે એને જો તારે ખાતરી થાય તેવી કંઇ લગ્નની એંધાણી આપવી હોય તો આપ.

શકું૦ (એક કોરે મ્હોંડું કરીને કેહે છે) આગળ જે એનો મારાપર આવો ભાવ હતો, તે હવે ઉઠી ગયો છે, તે છતાં એને કદાચ સંભારી આપું તેણે શું વળ્યું? હવે તો હું દુઃખના દરિયામાં પડી એમાં સંદેહ નહિ. મને સંભારીને ભાઈ ભાંડુઓએ મારો શોક કરવો એટલું નક્કી થયું. વારૂ ચાલો. (મોટેથી રાજાને કેહે છે.) હે આર્યપુત્ર–(એટલું અર્ધું બોલીને અચકાઈને પાછું મનમાં બો૦) જેને પોતાના કામનો સંશય આવે છે તેને આવો સત્કાર શું કરવા જોઇએ? (મોટેથી) હે પૌરવ, હું એટલું જ કહું છું કે પ્રથમ આશ્રમમાં આવીને મીઠું મીઠું બોલીને મારા જેવી ભોળીને વચન આપી ઠગી, અને હવે જાણે તે ગામમાં જ નથી ગયા એવી રીતનું ભાષણ મ્હોડામાંથી કાહાડવું ને પૌરવ કુળમાં જન્મેલા પુરૂષને યોગ્ય નથી.

રાજા૦ (કાને હાથ મૂકીને) શિવ! શિવ! આવાં પાપી વચન ઈશ્વર મારે કાને ન પડાવો.

શકું૦ વારૂ, જો તમને ખરેખર સાંભરતું નહિ હોય અને પરસ્ત્રીનો હું પોતે સ્વીકાર કેમ કરૂં એવી શંકાથી જ તમે એવું ભાષણ કીધું હોય તો હું તમને એંધાણી આપીને શંકા દૂર કરૂં પછી કંઈ?

રાજા૦ હવે એ વાત મને ગમી.

શકું૦ ( જે આંગળીમાં પેલી મુદ્રિકા ઘાલી હતી તે આંગળી તપાસી જોઈને કેહે છે ) હાય! હાય! મારી આંગળી આવી કેમ? (દુઃખી થઈને ગૌતમી સામું જોય છે.)

ગૌતમી૦ કેમરે પોરી! આંગળીમાં વીંટી નથી? નીકળી પડી કે શું રે? (વિચાર કરીને) શક્રાવતાર ક્ષેત્રમાં શચી તીર્થનું વંદન કરવા તું ગઈ હતી ત્યાં તારી આંગળીમાંથી વીંટી નીકળી તો નહિ પડી હોય?

રાજા૦ (જરા હસીને) સ્ત્રીઓને બુદ્ધિ ઉઠાવતાં વાર ન લાગે તેનો આ જૂઓ પ્રત્યક્ષ દાખલો!

શકું૦ ખરૂં કહીએ તો વાંક નસીબનો. વારૂ. તમારી ખાતર જમા થવા સારૂ બીજી નિશાનીની વાત કહું છું તે સાંભળો.

રાજા૦ જ્યાં જોવાનું હતું ત્યાં હવે સાંભળવાનું આવ્યું કેની? વારૂ કેહે.

શકું૦ એક દિવસે નવમલ્લિકાના માંડવામાં આપણે બેઠાં હતાં તેવામાં તારા હાથમાં કમળના પાત્રાનો દડિયો પાણીથી ભરેલો હતો, સાંભળ્યું?

રાજા૦ સાંભળું છું. વારૂ પછી?

શકું૦ એટલામાં મેં દીકરાની પેઠે પાળેલો નાજુક લાંબી આંખોવાળો હરણીનો વચ્છેરો આપણી તરફ દોડતો આવ્યો. ત્યારે તમે પ્રથમ ન પીતાં દયા કરીને તે દડિયો તેના આગળ પીવા ધર્યો. પણ પરિચય ન હોવાને લીધે તેણે તમારા હાથમાંથી પાણી પીધું નહિ. પછી તે જ દડિયો મારા હાથમાં લીધો એટલે નિર્ભયપણે તે ગટગટ પી ગયો. ત્યારે તમે એમ નહિ બોલ્યા? કે પોતપોતાની જાત ઉપર સૌને વિશ્વાસ હોય છે. તમે બંને અરણ્યવાસીજ કેની.

રાજા૦ પોતાનું કામ પાર પાડવા સારૂ આવાં કપટના મધુર ભાષણથી વિષયી પુરૂષ વશ થઈ જાય. હું તેમાંનો નહિ તો.

શકું૦ (કોપાયમાન થઈને) અરે દુષ્ટ, તું પોતાના મનના વિચારપરથી પારકાના મનમાંના વિચારની તુલના કરે છે કે? અરે તું દગલબાજી કરવામાં તો એક જ. તારી બરોબરિયો બીજો કોઈ જ નહિ. લીલા ઘાસની વનસ્પતિથી પથરાઈને ઢંકાઈ ગએલા મુખવાળા

ખાડાની પેઠે ઉપર ઉપરથી 'આછી બની' ને નીતિ અને ધર્મનો વેશ ધારણ કરીને 'ભીતરકી તો રામજી જાને' તેવું આચરણ કરે છે.

રાજા० પુરૂવંશના પુરૂષ પારકું અથવા પોતાનું સત્યાનાશ વાળવા ઇચ્છે છે એવું કોઇનો પણ માનવામાં આવશે ?

શારદ્વત० હવે આમ રગજગ કરવામાં શું વળ્યું ? આપણે આપણા ગુરૂજીનો સંદેશો કહ્યો. હવે ચાલો આપણે જઇએ. એ બેઉ જણાને જોઇએ તેમ કરે. (રાજાને) રાજા,

### દોહરો.

ફેંકી દે કે રાખ નૃપ, એ સ્ત્રી તુજ નિરધાર;
ધણી તણી છે નારિ પર, સત્તા સર્વ પ્રકાર. ૧૩૯

(એમ કહી ચાલવા માંડે છે)

શકું० શું ? આ લુચ્ચાએ તો મને ફસાવી ને હવે મને કબુલ કરતો નથી તેથી બસ નથી થયું કે તમે પણ મને આમ રડતી મૂકીને ચાલ્યાં ?

(એમ બોલીને ગૌતમીની પાછળ પાછળ ચાલવા માંડે છે).

ગૌતમી० (જરા ઉભી રહીને) બેટા સારંગરવ, આ જો શકુન્તલા તો આપણી પાછળ રડતી રડતી આવે છે. એનો ભર્તાર તો કઠણ હૃદયનો થઇને એને ઓળખતો એ નથી. માટે એ મારી પુત્રી અહીં રહીને શું કરશે વારૂ ?

શાર્ઙ્ગરવ० (રીસમાં પાછો ફરીને કેહે છે) કેમરે ઓ અભાગણી, ધણીથી સ્વતંત્ર થવા ઇચ્છે છે કે ? તારા મનમાં આવે તેમ કરવું છે કેમ ?

શકું० (બીહીને થરથર ધ્રુજવા માંડે છે.)

શારંગરવ० શકુન્તલા,

### ગીતિ.

વદે છ રાજા તેવી, હોય છાંડેલ કુળથી જ્યારે;
સિદ્ધ મહા મુનિવરને, ખપે હવે તેવી કેમ તું ત્યારે ?

પણ અંતર સાક્ષી દે, તુજ પતિવ્રત નિષ્કલંક છે તેની;
વેઠવું દાસપણું પણ, તો રહી ઘટે પતિકુળે તુજ, એની. ૧૪૦

માટે તારે તો અહિં રેહેવાનો ધર્મ છે. અને અમારે તરત જવું જોઈએ.

રાજા૦ ( પોતાના ગોરને ) હે ગોરમહારાજ, હવે મારે શું કરવું તે કોહો. આ બેમાંથી ક્યામાં વધારે અને ક્યામાં ઓછું પાપ છે ?

ગીતિ.

બન્યો મૂઢ હું કે આ, મિથ્યા વાણી વદે છ એ વ્હેમ ?
દારા ત્યાગ કરૂં કે, પરસ્ત્રિ સ્પર્શથિ લઉં દોષ તન એમ ? ૧૪૨

પુરોહિત૦ ( વિચારીને ) ત્યારે તો તમારે એમ કરવું જોઈએ.

રાજા૦ કોહો મહારાજ કેમ કરવું તે.

પુરોહિત૦ એ બાઇ જણે ત્યાં સુધી એ મારે ઘેર રેહે. તેનું કારણ પુછશો તો હું કહું છું. પૂર્વે તમને સાધુ પુરૂષનું વચન છે કે તમને પેહેલો ચક્રવર્તી પુત્ર થશે. માટે જો કણ્વ રૂષિનો દોહિત્ર ચક્રવર્તી થયો તો તમે એને આદરસત્કાર કરીને તમારા અંતઃપુરમાં લેઈ જશો જ. નહિ તો પછી એને એના બાપને ઘેર જવું જરૂર છે.

રાજા૦ જેવી ગોર મહારાજની ઇચ્છા. તમને જો એમ સારૂં લાગે તો એમ થવા દો.

ગોર૦ બેટા આવ મારી પાછળ.

શકું૦ હે ભગવતી ધરતી મા, હવે જો તું મને માગ આપે તો તારા પેટમાં સમાઇ જાઉં. વીટંબણા બહુ પડી.

( એમ કહી ગોરની સાથે રડતી રડતી ચાલી જાય છે–તપસ્વિઓ પણ તેની પાછળ જાય છે )

**( ૨ ) રા. યાજ્ઞિકના ભાષાન્તરમાંથી.**

ઋષિયો૦ ( હાંથ ઉંચા કરીને ) જય જયકાર થાઓ, મહારાજ.

રાજા૦ સર્વેને નમસ્કાર કરૂં છું.

રાજા૦ ઋષિયોની તપશ્ચર્યા તો નિર્વિઘ્ને ચાલે છે કની ?

( શ્લોક અથવા અનુષ્ટુપ વૃત્ત )

ઋ૦ વિઘ્ન ધર્મક્રિયાને શાં સાધુનો રક્ષિ તું છતાં ?
અંધકાર થશે ક્યાંથી તપે છે સૂર્ય તેજ જ્યાં ? ૧૯૦

રાજા૦ રાજાનો ધર્મ છે કે પ્રજાનું રક્ષણ કરવું અને તે કરવા માટે મને રાજા કરી કહે છે. વારૂ, હવે ભગવાન કણ્વ ઋષિ કુશળ તો છે ? એમને રૂડે જગત રૂડું.

ઋષિયો૦ સાધુ પુરૂષને કુશલ તથા ખુશી રહેવું પોતાને સ્વાધીન છે. એઓએ આપની ક્ષેમ કુશલતા પુછી આટલો સંદેશો કહાવ્યો છે.

રાજા૦ કહો, શી આજ્ઞા છે ?

શારંગરવ૦ એ કે આપે પરસ્પર ભાવથી મારી દુહિતાની સાથે લગ્ન કીધું તે વાત જાણીને પ્રસન્ન થઈ મેં ખુશાથી અનુમત આપ્યું કેમકે,

( ઉપેન્દ્રવજ્ર વૃત્ત )

જાણ્યો તને ઉત્તમ પૂજ્ય પ્રાણિ,
શકુંતલા સત્કૃતિમૂર્તિ માની ।
પત્ની પતિની રુચિ જોડ યોગ્ય
છુટ્યો વિધાતા જન દોષથી જ. ૧૯૨

હવે એ ગર્ભિણી છે માટે તમારે બન્નેએ સાથે રહીને ગર્ભવિધાનનો સંસ્કાર કરવો જોઈએ. તે સારૂ એનો રાજમંદિરમાં સ્વીકાર કરવો.

ગૌતમી૦ મહારાજ, મારે કાંઇ બોલવાની ઇચ્છા છે પરંતુ બોલવાનો અવસર નથી તેથી બોલતી નથી.

( આર્યા ગીતિ વૃત્ત. )

વડીલ મત આણે નહિ લીધો, તેં પણ પુછ્યું ન બંધુને ।
એકમેકમાં સમજ્યાં, તો શું કો'છો હવે પરસ્પરને ? ૧૯૩

શંકુ૦ ખરે, પ્રાણનાથ શું બોલશે, વારૂ ?

રાજા० વળી આ વાત ક્યાંથી કાઢી ?

શકું० એના આવા વચનથી મને ઝાળ ઉઠે છે.

શારંગ૦ કેમ વારૂ ? આપ તો લોકવ્યવહારથી કાંઇ અજાણ્યા નથી.

( વંશસ્થ વિલવૃત્ત. )

સતી છતાં વાસ પિહેરમાં કરી
સુવાસિની આશ્રય ભાંહુનો ધરી।
રહે, કરે તો સહુ લોક વારતા,
હશે ખરે શું વ્યભિચારિણીજ આ ? ૧૯૪
સગાં કુટુંબી સહુ એજ કારણ
ધરે હમેશાં મનમાંહ ધારણા
વળાવવાની ધણી પાસ પુત્રિને
ન હોય જો કે પ્રિય એ પિયૂ મને. ૧૯૫

રાજા૦ શું એની સાથે આગળ મેં લગ્ન કીધું હતું ?

શકું૦ ( ખેદ પામીને મનમાં ) હે હૃદય, જેની તેં બીક મનમાં ધરી હતી તે વાત આગળની આગળ આવી ઉભી રહી.

શારંગ૦ કરેલું કામ કબુલ કરવું ગમતું નથી માટે ધર્મને કોરે મુકીને આડે રસ્તે ચાલવું એ રાજાને ઘટિત છે ?

રાજા૦ આવો ખોટો તર્ક ઉઠાવી કેવો પ્રશ્ન પુછે છે ?

શારંગ૦ જેને લક્ષ્મીનો મદ ચઢી જાય છે તે લોકોમાંજ વિશેષે કરીને આવાં વિકાર જાણ્યામાં આવે છે.

રાજા૦ વિશેષે કરીને મારા ઉપર એ તડાકો કરતો હોય એમ લાગે છે.

ગૌતમી૦ બેટા, હવે જરાએ શરમ રાખીશ નહિ. આવ તારા મોહો ઉપરનો બુરખો કાઢી લેઉં કે પછી તને તારો ભર્તાર સારી પેઠે ઓળખે. ( એમ કહી તે પ્રમાણે કરે છે. )

રાજા૦ ( શકુંતલાને નિહાળી જોઇને મનમાં )

(માલિની અથવા માનિની વૃત્ત.)

મુજ નિકટ ઉભેલું રૂપ સોહામણું આ
પ્રથમ કદિ કર્યું મેં લગ્ન એ સાથ કે ના!
મન નવ દૃઢ થાયે એ વિષે આજ મારૂં
ઘડિ ઘડિ ઉઠવાથી તર્ક આ એજ સારૂં. ૧૯૬
જ્યમ ભ્રમર ફરે છે જૂઇતું પુષ્પ ભાળી
અતિ દવજલથી છે એ ભરેલું નિહાળી!
મન નહિ ધરતો એ લાલચે ભોગ લેવા
ત્યમ નહિ કરતો એ પુષ્પનો ત્યાગ એવા. ૧૯૭

શારંગ૦ કેમ મહારાજ મુગા કેમ બેસી રહ્યા છો?

રાજા૦ અહો તપોધનો, મારા મનમાં એ વાત ઘણી ચોળાયાં કરે છે તો-પણ હજુ મને એમ સાંભરતું નથી કે મેં આગળ કોઈવાર એનો સ્વીકાર કીધો હોય. વળી નજર આગળ જોઉં છું કે એ ગર્ભિણી છે તો હું શો જવાબ દેઉં?

શકું૦ (મનમાં) હાય, હાય! જ્યારે પરણ્યા વિષેજ રાજાને સંદેહ છે તો પછી મારા મનમાં ભારે સુખ ભોગવવા વિષેનો મનોરથ પાર પડ-વાની શી આશા?

શારંગ૦ એમ મા બોલો, હો.

(ઉપજાતિ અથવા આખ્યાનકી વૃત્ત.)

તેં સ્પર્શ કીધો મુનિની સુતાનો
સ્વીકાર કીધો મુનિયેય તેનો!
હવે ઘટે શું કરવી અવજ્ઞા
તપસ્વિ કેરી ક્ષણ એક એવા? ૧૯૮
ચોરેલ વસ્તુ નિજ તોય તેને
ન બાધ કર્તાં ઋષિએ જરીએ
લેવા દઈ, પાવન, ચોર પેઠે,
તને કર્યો એમજ સર્વ જાણ. ૧૯૯

શારદ્વત૦ અહો શારંગરવ, હવે એને ઝાઝું બોલોમાં. અરે શકુંતલા, અમારે જે કહેવાનું હતું તે તો કહી ચુકયા અને એણે કેવી રીતે જવાબ દીધો તે પણ તેં સાંભળ્યો. હવે તારૂં એની સાથે લગ્ન થયેલું એ બાબતની એને ખાતર જમા થાય એવી તારી પાસે કાંઇ એંધાણી હોય તો આપ.

શકું૦ એનો ભાવ તો મારા ઉપરથી તદ્દન ઉઠી ગયો છે. ત્યારે કદાપિ એને સંભારી આપું તોપણ તેથી શું થવાનું? આટલા બોલવામાંથી સાર એ નિકળ્યો કે હવે મારૂં નશીબ ફુટયું (તાણીને) અહો પ્રાણનાથ, (એટલું અર્ધું બોલીને) જ્યારે તમે મારા લગ્ન વિષે શંકા આણો છો તો એ નામે તમને બોલાવવા ઘટારત નથી. અહો પુરૂવંશી, પૂર્વે આશ્રમમાં મને વચન આપી મારા સરખી સ્વભાવે ભોળા દીલવાળી સ્ત્રીને આવા આવા બોલ બોલીને કાહાડી મુકવી તમને ઘટારત નથી.

રાજા૦ (કાને હાથ દઈને) ચુપ, હવે હું આવાં પાપી વચન સાંભળનાર નથી.

(આર્યા ગીતિ વૃત્ત.)

મુજ કુલ કાં લાંછન દે ને, આ જનની કરે ખરાબી કાં।
નદી તીર જ્યમ તોડી રો'ળે જલને ઉખાડતી તરૂ ત્યાં. ૨૦૦

શકું૦ હશે. પરસ્ત્રીનું ગ્રહણ કેમ કરૂં એવીજ જો તમારા પેટમાં ખરેખરી શંકા હોય તો તે શંકા નિવારણ કરવા સારૂ તમને એંધાણી આપું પછી કાંઈ?

રાજા૦ વાહ એ તો ઉત્કૃષ્ટ કલ્પના.

શકું૦ (આંગળીએ અંગુઠી જુવે છે તો) હાય! હાય! આ આંગળી અડવી ક્યાંથી? (એટલું કહી ખેદ યુક્ત થઈ ગૌતમીને જુવે છે.)

ગૌતમી૦ ખરે તું શક્રાવતારમાં સચીને તીર્થે કુંડમાં જલવન્દન કરતી હતી તે વખતે વીંટી આંગળીએથી નિકળી પડી તો નહિ હોય વારૂ?

રાજા૦ કેહેવત છે કે **प्रत्युत्पन्नमति स्त्रैणम्** સ્ત્રી જાતને બુદ્ધિ ઉઠાવતાં જરા વાર ન લાગે તે આ ઠેકાણે ખરૂં પડે છે.

શકું૦ જોયું ? આ ઠેકાણે પણ નસીબ બે ડગલાં આગળનું આગળ. તો પણ તમારી ખાતર જમા થવા સારૂ એક બીજી વાત કહીશ.

રાજા૦ ભલે. હવે વાત સાંભળવાનું આવ્યું. બોલ શું કહે છે ?

શકું૦ એક દિવસ નવમાલિકાના મંડપમાં આપણે બેઠાં હતાં. તે વેળા કમળપત્રના પ્યાલામાંથી તમે હાથમાં પાણી રેડયું, નહિ વારૂ ?

રા૦ રેડયું પછી ?

શકું૦ તે વખતે દીર્ઘાપાંગ એ નામનું હરણનું બચ્ચુ જેને મેં છોકરૂં કરી પાળ્યું હતું તે આપણી પાસે આવી બેઠું, તેના ઉપર તમને દયા આવી તેથી તમે પોતે પીતા પહેલાં એ બાપડાને કહ્યું કે લે આ પી. તમારી સાથે એને પરિચય નહિ તેથી તમારા હાથમાંથી પીવાનું મન થયું નહિ. તથાપિ તે જ પાણી મેં મારા હાથમાં લીધું ત્યારે એ કરારે પી ગયું. તે વખત તમે હસીને નહિ બોલ્યા કે સહુ પોતપોતાનાં સગાં વહાલાંનો વિશ્વાસ રાખે છે ! તમે બંને જણ અરણ્યવાસી છો માટે એકબીજાની પતીજ પડે જ તો

રાજા૦ આવી જ રીતે પોતાનું કાર્ય સાધનારી સ્ત્રીઓ જુદી જુદી પણ મધુર વાણી બોલીને વિષયી લોકોનાં મન હરી લે છે.

શકું૦ (રિપમાં) અરે દુષ્ટ, તારા મનમાં જેવા વિચાર છે તે પ્રમાણે જ બીજાના મનમાં જાણે છે કે ? બાહારથી ધર્મનો મોટો ડોળ ઘાલીને પેટમાં પાળી રાખે છે એવો તારા જેવો બીજો કોણ હશે વારૂ ? જેમ કોઇ ખાડાનું મોહો વનસ્પતિના વેલાથી ઢાંકી દીધું હોય અને અંદરથી છેક પાતાળ સુધી ઉંડો હોય એવાં તમારાં આચરણ છે.

રાજા૦કોઇ એવું નથી માનવાનું કે, પુરૂકુળનો રાજા પોતાનું અથવા બીજાનું સત્યાનાશ વાળી નાંખશે.

શારદ્વત૦ હવે ઝાઝી રકઝક કરવામાં શું વળ્યું ? આપણે ગુરૂનો સંદેશો હતો તે કહ્યો. ચાલો હવે પાછા વળીએ ( રાજા. ભણી )

( શ્લોક અથવા અનુષ્ટુપ વૃત્ત )

લો આ પત્ની તમારીને તજો કે ઘેર રાખજો;
પ્રભુતા સ્વામિની કાંજે માનેલી સર્વ શ્રેષ્ટ, જો, ૨૦૬

ગૌતમી૦ ચાલ, આગળ ચાલ. (એમ કહીને આગળ જાય છે.)
શકું૦ કેમ, કેમ? આ કપટીએ તો મને છેતરી! હવે તમે પણ મને અભાગિણીને મુકીને જશો કે? (એમ કહી પાછળ જાય છે)
ગૌત૦ (ઉભી રહીને) બેટા સારંગરવ, શકુન્તલા આંખમાં આંસુને રડતી આપણી પાછળ આવે છે. એના ભર્તારે એને છાંડી તો હવે આ મારી દીકરી શું કરશે?
શારંગ૦ (શકુન્તલા ભણી ફરીને રોષમાં) અરે અભાગિણી, શું ધણીથી સ્વતંત્ર થવા માગે છે? તારા મનનું ધાર્યું થશે કે?
શારંગ૦ શકુંતલા,
(શકુન્તલા બીકથી થરથર કંપે છે.)

(દ્રુતવિલમ્બિત વૃત્ત)

નૃપતિ જેમ વદે તમ હોય તું,
કદિ ઘડીભર તો કુલમાં તને!
તુજ પિતા નવ લેઇ શકે ફરી
કુળ તણા વ્યવહાર જ તેં તજ્યા. ૨૦૭
પણ તને મન એમ જ હોય કે
પતિવ્રતાવૃત્ત ભંગ કર્યું નથી,
પતિકુલે કરવો નિજ વાસ તો
ઘટિત દાસીપણું પણ વેઠતા. ૨૦૮

તારે તો અહીંજ રહેવું ઘટારત છે માટે ઉભી રહે. અમે હવે સધાવિએ છિયે.
રાજા૦ આ ઠેકાણે મારે શું કરવું?

(આર્યા ગીતિ વૃત્ત)

મૂઢ બન્યો હું આજે, મિથ્યા, ભાષણ કરે છ આ અથવા;
એ વિષયે નથી નિશ્ચય, જ્યાં લગિ મનને થયો પરિપૂર્ણ. ૨૧૦
ત્યાં લગી કરવું શું? મેં પરણેલી સ્ત્રી તણો ત્યાગ કરવો?
કે પરનારી તણો મેં સ્વીકાર કરી વટાળવો દેહ? ૨૧૧

પુરોહિત૦ (વિચાર કરીને)જો એમ હોય તો હું કહું તેમ કરો.

રાજા૦ કહો, શું કરવું?

પુરો૦ આ સ્ત્રીને પ્રસવ થાય ત્યાં સુધી ભલે એ મારે ઘેર રહે. શા માટે એમ જો પુછો તો મારે એવું કહેવાનું છે કે પૂર્વે સાધુ પુરૂષો કહી ગયા છે જે તને પેહેલ વેહેલો પુત્ર થશે તે ચક્રવર્તિ થશે. જો એ મુનિનો દોહિત્ર આ પ્રમાણે લક્ષણવાળો નિવડે તો પછી એનો સત્કાર કરી અંતઃપુરમાં રાખવાનો બાધ નથી.

રાજા૦ જેવી તમો ગુરૂઓની ઇચ્છા.

પુરો૦ બેટા, મારી પાછળ ચાલ.

શકું૦ શિવ, શિવ, શિવ! ઓ પૃથ્વી, મારી મા! અરે વસુધા! આ સમે મને તું માર્ગ દે કે તારામાં સમાઈ જાઉં.

(એમ કહી શકુંતલા રડતી રડતી ચાલી અને પુરોહિત તથા તપસ્વિયો સાથે બહાર નીકળીને જાય છે.)

(૩) રા. ઠાકોરના ભાષાન્તરમાંથી.

ઋષિયો૦ (હાથ ઉંચો કરીને) રાજન્, વિજય પામો!

રાજા૦ સૌને વંદન કરૂં છું.

રાજા૦ મુનિયોની તપક્રિયા તો નિર્વિઘ્ન ચાલે છે?

ઋષિ૦ ક્રિયા વિઘ્ન કયમ હોય, સંત રખોપું તું કરે!
સૂરજ માથે સ્હોય, શકે તિમિર શું પ્રગટ થૈ! ૧૪

રાજા૦ ત્યારે તો મ્હારૂં રાજા પદ સાર્થક.

—વારૂ, કાસ્યપ ભગવાન કુશળ તો છે? એમની કુશળતામાં જગત્‌નું કલ્યાણ.

ઋષિ૦ સિદ્ધવાન યોગીઓને કુશલતા સ્વાધીન હોય છે. એમણે આપના સારા ખબર પૂછીને આપને આટલું કહાવ્યું છે.

રાજા૦ (આતુરતાથી) શી આજ્ઞા કરી છે?

શાર્ઙ્ગરવ૦ "આ મારી પુત્રી અને આપ સામસામાં વચન આપીનેજ પરણ્યાં છો તે ત્હમારા બેનું હું પ્રીતિથી માન્ય રાખું છું કેમકે

અમે સુણ્યો લાયકનો તું અગ્રણી,
શકુંતલા મૂર્તિ જ સત્ક્રિયા તણી;
સમાન આવી વિધિ જોડ જોડીને
કલંકથી મુક્ત થયો ઘણે દિને. ૧૫

"માટે હવે એ સગર્ભા છે તેને સ્વીકારો, અને બંને સહધર્મચારી બનો."

ગૌત૦ આર્ય, મ્હને પણ કૈંક કહેવાની ઇચ્છા છે. તમે બેયે અમને બોલવાની બારી જ રાખી નથી, કેમકે

ગુરૂજન બંધું કોઇ પૂછ્યું ન આણે કે તમે,
રહ્યાં પરસ્પર મોહી,–કહું શું એકનું અવરને? ૧૬

શકું૦ (સ્વગત) હવે આર્યપુત્ર શું કહે છે વારૂ!

રાજા૦ અરે વળી આ શું આવી પડ્યું!

શકું૦ (સ્વગત) આ બોલ તો અગ્નિની ઝાળ જ!

શાર્ઙ્ગરવ૦ આમ કેમ વારૂ? સંસાર વ્યવહારમાં આપજ વિશેષ માહેતગાર તોયે?

સતીય જો કાયમ રહે પિયેરમાં
બને છે શંકાસ્પદ પત્ની લોકમાં;
ચહે સગાં તેથી સદા જ એ વસે
સમીપ ભર્તાની ન હેત હો ભલે. ૧૭

રાજા૦ તે હું શું આ ભવતિને કદી પે પરણેલો?

શકુ૦ (શોકાતુર થૈને સ્વગત) હૃદય, ત્હારો અંદેસો ખરો પડ્યો.

શાર્ઙ્ગ૦ રાજાએ શું ધર્મ વીસરવો યદિ રૂચે ન કર્યું હાથે?—

રાજા૦ આ ખોટું આળ દેવાનું કાંઇ કારણ?

શાર્ઙ્ગ૦ સત્તા મદના કર્મ જ્યાં ત્યાં એવાં સદોષ જ તે. ૧૮

રાજા૦ અરે, આતો મ્હારૂં સ્પષ્ટ અપમાન!

ગૌ૦ બેટા, જો ઘડીવાર લાજતી નાઃ આ બુરખો કહાડી લઉં, એટલે ત્હારો પતિ ત્હને ઓળખશે.

તેમ કરે છે.

રાજા૦ ( શકુંતલાને જોઈને સ્વગત )—

અપૂર્વ ઝળકી રહ્યું નિરખું રૂપ આ આવિયું,
અને મુજ વરેલું એ ખરૂં, ન વા, ન નિર્ણી શકું:
તુષારભર્યું કુંદ જેમ નિરખે પ્રભાતે અલિ,
હુંયે ત્યમ નહીં શકું ત્યજી દઈ નહીં ભોગવી. ૧૯

વિચારમાં પડે છે.

શાર્ઙ્ગ૦ રાજન્, કેમ કૈં બોલતા નથી ?

રાજા૦ હે તપોધનો, સંભારી કહાડવા મથતાં પણ આ ભવતિના પાણીગ્રહણની વાત સાંભરતી નથી. તો એ સ્પષ્ટ સગર્ભાનો કેવલ ક્ષેત્રિન્ બનીશ એવી મનને શંકા રહે છે ત્યાં હું કેવી રીતે વર્તું ?

શકું૦ ( સ્વગત ) આર્યપુત્રને લગ્ન વિષે પણ શક ! અરેરે, મ્હારી ઉંચી ઉંચી ઉડતી આશા !

શાર્ઙ્ગ૦ નહીં નહીં !

સ્વચ્છંદે જે સંગ કીધો પુત્રીશું, વધાવી લીધો,
એવા મુનિ કેરૂં આમ કરો છોજી અપમાનઃ
—ચોરેલું પોતાનું જાતે આપી દૈ દસ્યુને ખાંતે
થાપે તેને શાહુકાર, એવો જેનો ઉપકાર. ૨૦

શાર૦ શાર્ઙ્ગરવ, હવે ત્હમે બસ કરો. શકુંતલા, અમે કહેવાનું હતું તે કહ્યું. પણ આ મહારાજ આમ કહે છે; તું જ જવાબ દૈને એમની ખાતરી કરી આપ.

શકું૦ એવો પ્રેમ હતો તેની આ દશા થૈ ગૈ ત્યાં સંભારીને યે શું ! મ્હારી જાતને જ હવે મ્હારે રડવી રહી એટલું જ નક્કી. ( મ્હોટેથી ) આર્ય પુ— ( અર્ધું જ બોલી અટકીને ફરીથી ) પણ લગ્ન વિષે જ શક છે ત્યાં એ સંબોધન તો ચાલ વિરુદ્ધ.

પૌરવ, પ્હેલાં આશ્રમમાં આ સ્વભાવે ભોળાં દિલને વચન દૈ છેક ભોળવી લૈને હવે વળી આવું આવું વિપરીત બોલવું ત્હમને ઠીક છાજે છે, ખરૂં કની ?

રાજા૦ (કાન ઢાંકી દૈને) દૂર આ પાતકી વાણી!

મલિન નામ રૂડું કરવા, પતિત વળી મુજને, તું ક્યમ ઇચ્છે?
મર્યાદા તોડંતી જ્યમ નિજ જલ વળી તટ તરૂને સરિતા. ૨૧

શકું૦ વારૂ, જો ખરે જ પરસ્ત્રી છું એવી શંકાને લીધે ત્હમે આમ કહો છો, તો આ અભિજ્ઞાન વડે ત્હમારો સંશય ટાળીશ.

રાજા૦ બહુ રૂડી વાત.

શકું૦ (વીંટીના સ્થલને અડકીને) હાયરે! આ આંગળીએ વીંટી તો નથી જો!

ગૌત૦ ખરે ત્હારી વીંટી શક્રઘાટમાં શચીતીર્થનાં જલને વંદન કરતાં સરી પડેલી.

રાજા૦ (સસ્મિત) આ તો જેને સ્ત્રી જાતની તુરત બુદ્ધિ કહે છે તે.

શકું૦ એ તો દૈવે પોતાનું બલ દેખાડયું. ત્હમને બીજું કહું.

રાજા૦ ઠીકસ્તો. હવે સાંભળી રૂહેવાનું આવ્યું.

શકું૦ જુવો, એક દિવસ જૂઇના માંડવામાં ત્હમારા હાથમાં કમલપત્રના દડિયામાં પાણી હતું.

રાજા૦ હાં ચલાવો.

શકું૦ તે ક્ષણે મ્હારો દીર્ઘાપાંગ નામનો પુત્રક બાળુડો હરિણ આવ્યો. એના ઉપર ભાવ આણી "ભલે આ પ્હેલો પીએ" એમ કહી ત્હમે એને પાણી દેખાડી પાસે આવવા પટાવ્યો. પણ ત્હમારો પરિચય નહીં એટલે એ ત્હમારા હાથમાં ન જ આવ્યો. પછી એ જ દડિયો મ્હેં હાથમાં લીધો એટલે એમાંનું પાણી એણે પ્રીતિથી પીધું. ત્યારે ત્હમે હાસ્ય કર્યું કે "સૌ પોતાના જાતિભાઇનો વિશ્વાસ કરે, ત્હમે બંને રાની વનચર ખરાં કની!"

રાજા૦ આપમતલબી બૈરીઓની આવી આવી ખોટી પણ મધ જેવી વાણી વડે વિષયી પુરૂષો આકર્ષાય છે.

શકું૦ (ગુસ્સાથી) અનાર્ય, પોતાની જ જાત ઉપરથી ક્યાસ કરો છો? ધર્મનો વેશ ધરનાર ઘાસથી ઢંકાયલા કુવાના જેવા ત્હમારી માફક તે બીજું કોણ વર્ત્તતું હશે!

રાજા૦ પૌરવો અધોગતિ વાંછે છે. એ મનાય જ નહીં.
શાર૦ આવી ઉભાજોડીથી શું ફલ? ગુરૂનો સંદેશો પ્હોંચાડ્યો. આપણે પાછા વળીએ. (રાજાને)—

જુવો આ આપની કાંતા, ત્યજો રાખો યથા રૂચિઃ
સ્ત્રી સંબંધે ધણી કેરી પ્રભુતા સર્વતોમુખી. ૨૬

—ગૌતમી, આગળ થાવ.

ચાલી નીકળે છે.

શકું૦ અરે, આ કપટીએ તો મ્હને ઠગી; અને ત્હમે પણ મ્હને તજી જશો?

પાછળ જાય છે.

ગૌતમી૦ (ઉભી રહીને) બેટા શાર્ઙ્ગરવ, આ બિચારી શકુંતલા રોતી રોતી આપણી પાછળ આવે છે. સ્વામી કઠોર થતાં, તિરસ્કાર સુદ્ધાં કરતાં, મ્હારી પુત્રી બીજું શું કરે?

શાર્ઙ્ગ૦ (પાછો વળીને ગુસ્સાથી) રે અમર્યાદ, આમ સ્વતંત્રતા લે છે?

શકુંતલા બ્હીને થરથરે છે.

શાર્ઙ્ગ૦ શકુંતલા,

નૃપ કહે ત્યમ ત્હેં કુલ બોળ્યું જો,
તુજ જુવે મુખ કહે ક્યમ તાત જોઃ
પણ તું હોય સતી જ ખરેખરી
વસ અહીં જ, ભલે બની કિંકરી.

ઉભી રહે, અમે જૈશું.

રાજા૦ (પુરોહિત તરફ જોઇને) આમાં સારૂં માઠું ત્હમને જ પૂછું:

ભૂલી ગયો જ હું કે આ બોલે મિથ્યા ન એ લહું,
ત્યાં કરૂં શું, બનુ ત્યાગી સ્ત્રીનો કે વ્યભિચારી હું. ૨૭

પુરોહિત૦ (વિચાર કરીને) એમ છે તો આ પ્રમાણે કરીએ.
રાજા૦ ફરમાવો.
પુરો૦ આ ભવતી ભલે પ્રસવ થતાં સુધી અમારે ત્યાં રૂહે. આમ કહેવાનું શું કારણ, તો એ કે સાધુઓનો પ્રથમથી આદેશ છે કે આપનો

પ્હેલોજ પુત્ર ચક્રવર્ત્તી નીવડશે. આ મુનિદૌહિત્ર ચક્રવર્ત્તીનાં લક્ષણવાળો જણાશે તો આ બાઇને સત્કારપૂર્વક અંતઃપુરમાં સ્વીકારી શકશો; અને જો ઉલટું બનશે તો તો એમને એમના પિતા પાસે જવાનું જ પ્રાપ્ત થવાનું.

રાજા૦ જેવી ગુરૂની ઇચ્છા.

પુરો૦ પુત્રી, મ્હારી પાછળ આવ.

શકું૦ ભગવતી વસુંધરા, મ્હને માગ આપ!

રોતી રોતી ચાલવા માંડે છે, પુરોહિત અને તપસ્વીઓની સાથે જાય છે. શાપથી સ્મૃતિમૂઢ થયલો રાજા શકુંતલા વિષે વિચાર્યા કરે છે.

---

મહાકવિ કાલિદાસે જ ઉતાવળમાં લખેલા, શાકુન્તલથી ઉતરતા પરન્તુ મનહર, 'વિક્રમોર્વશી ત્રોટક'નું ભાષાન્તર આજથી આસરે બેંતાળીશ વર્ષ ઉપર રા. રા. રણછોડભાઇ ઉદયરામ તરફથી પ્રથમ જ પ્રજા સમક્ષ મૂકવામાં આવ્યું હતું. વયોવૃદ્ધ વિદ્વાન્ રણછોડભાઈનો નાટકો તરફ પક્ષપાત સઘળી ગુજરાતી પ્રજાને વિદિત જ છે. પોતાના અનુવાદમાં-મૂળ સંસ્કૃત નાટકોમાં નહોતાં-'પ્રવેશ' દાખલ કરીને તેને વધારે સારી રીતે ભજવી શકાય એવો બનાવ્યો છે. ભાષા સરળ હોઈ સઘળા સમજી શકે એવી છે. પોતાની શૈલી એમણે સરળ યોજી છે. જૂના અપ્રચલિત હરિણી, વંશસ્થ, પૃથ્વી જેવા સંસ્કૃત છંદોને ઠેકાણે કવિત્, ચોપાયા, રોળા, હરિગીત જેવા ચાલુ ગુજરાતી છંદો દાખલ કરીને લોકની રૂચીને અનુસર્યા છે. એમણે આધાર તરીકે સ્વીકારેલો મૂળ પાઠ દોષવાળો, ભ્રષ્ટ અને ક્ષેપક ભાગથી ભળેલો હોવાથી ભાષાન્તર ઝાંખું અને ભૂલભરેલું નીવડ્યું છે.

એજ ત્રોટકનું બીજું ભાષાન્તર બારેક વર્ષ ઉપર રા. કીલાભાઇ ઘનસ્યામ ભટ્ટે પ્રગટ કર્યું હતું. આ ભાષાન્તરમાં પાઠશુદ્ધિ ઉપર પહેલવહેલું લક્ષ આપવામાં આવ્યું છે. તેની સાથે પદ્યભાગ બનતા સુધી મૂળનાં જ વૃત્તમાં ઉતારવામાં આવ્યો છે. ઉત્સાહી લેખકને છાજતો શ્રમ એમાં ડગલે ડગલે દૃષ્ટિએ પડે છે. પરંતુ ઉત્સાહના વેગની સાથે ઔચિત્ય ઉપર જે લક્ષ રહેવું જોઇએ, સંગત જાળવવા જે સાવધાનતા વાપરવી જોઇએ,

મૂળના બંધનું માધુર્ય ગુજરાતી પદ્યમાં આણવા જે કુશળતા યોજવી જોઇએ, તેની આ ભાષાન્તરમાં ન્યૂનતા છે.

ઉક્ત બંને ભાષાન્તરો ભાષામાં છતાં થોડાંક જ વર્ષ ઉપર 'વનમાળી' તખુલ્લસથી કોઇ વિદ્વાને આ ત્રોટકનો ત્રીજો અનુવાદ પ્રજા સમક્ષ મુક્યો છે. આ ત્રીજો અનુવાદ એવો સરસ છે કે એનું વિવેચન કરવાની અમને ઇચ્છા થાય છે. આ આનંદમય કાર્ય અમે સહજ વિગતે કરીશું. **'વનમાળી'**ને તેમની શક્તિ અને તેમણે ભાષાન્તર કરવામાં મેળવેલા જય સારૂ અમે અભિનંદન આપીએ છીએ. વિવેચન અને સરખામણીમાં અમે માત્ર રા. ઝીલાભાઇના જ અનુવાદની વાત કરીશું.

પ્રવેશ કરતી અપ્સરાઓ 'જેને દેવ વ્હાલા હોય તે અબળાઓની વ્હારે ધાઓ' એવું કહે છે. પુરૂરવ તેમને 'આક્રંદ મા કરો' વગેરે બોલથી ધારણ દે છે. વનમાળીના આ અનુવાદમાં કાલિદાસની મૂળ ઉક્તિની સરળતા, સ્વાભાવિકતા અને સમર્થતા બરાબર જળવાઇ છે, ને કવિનો ભાવ મનપસંદ રીતે પ્રદર્શિત થયો છે. એ જ પ્રસંગની ઝીલાભાઇની ઉક્તિઓ લો. એઓ અપ્સરાઓને મુખે "દેવતાઓનો પક્ષ લેનાર અમારૂં રક્ષણ કરો" અને પુરૂરવને મુખે 'બહુ થયું, બહુ થયું, આક્રંદ કરવું જવા દો' વગેરે બોલ કહેવડાવે છે. એમાં શબ્દાર્થ ખરો છે પણ ભાવ પલટાઇ ગયો છે. ક્યાં સાત્વિક પવિત્ર પ્રેમ અને ક્યાં રાજસ્ પક્ષપાત? ક્યાં વ્હાર અને ક્યાં રક્ષણ? 'આક્રંદ મા કરો' એ બોલમાં ધીરજ આપવાનો ભાવ સમાયો છે. 'બહુ થયું, બહુ થયું' વગેરેમાં ન્હાના હઠીલા બાળકને રડતું છાનું રાખતાં જે ધમકી અપાય છે તેના જેવો ભાસ રહ્યો છે. **વનમાળી** પાત્રના હૃદયમાં ઉતરી તેમના ભાવનું પ્રતિબિમ્બ આપવા પ્રવૃત્ત થાય છે. ઝીલાભાઇ તેમના મુખમાંથી નીકળતા શબ્દો ઝડપી લેઈ તેનો પ્રતિધ્વનિ આપવાનું કરે છે. પુરૂરવ ઉર્વશીને છોડાવી લાવવાને નીકળે છે તે વખતે અપ્સરાઓને વિશ્વાસ આપનારાં જે વચન કહે છે તે ઝીલાભાઇના ભાષાન્તરમાં નીચે પ્રમાણે છેઃ—

'રાજા૦ ત્યારે વિષાદ કરવો જવા દો, હું તમારી સખીને પાછી લાવવાનો પ્રયત્ન કરૂં છું.'

પ્હેલોજ પુત્ર ચક્રવર્ત્તી નીવડશે. આ મુનિદૌહિત્ર ચક્રવર્ત્તીનાં લક્ષણવાળો જણાશે તો આ બાઈને સત્કારપૂર્વક અંતઃપુરમાં સ્વીકારી શકશો; અને જો ઉલટું બનશે તો તો એમને એમના પિતા પાસે જવાનું જ પ્રાપ્ત થવાનું.

રાજા૦ જેવી ગુરૂની ઇચ્છા.

પુરો૦ પુત્રી, મ્હારી પાછળ આવ.

શકું૦ ભગવતી વસુંધરા, મ્હને માગ આપ!

રોતી રોતી ચાલવા માંડે છે, પુરોહિત અને તપસ્વીઓની સાથે જાય છે. શાપથી સ્મૃતિમૂઢ થયલો રાજા શકુંતલા વિષે વિચાર્યા કરે છે.

---

મહાકવિ કાલિદાસે જ ઉતાવળમાં લખેલા, શાકુન્તલથી ઉતરતા પરન્તુ મનહર, 'વિક્રમોર્વશી ત્રોટક'નું ભાષાન્તર આજથી આસરે બેંતાળીશ વર્ષ ઉપર રા. રા. રણછોડભાઈ ઉદયરામ તરફથી પ્રથમ જ પ્રજા સમક્ષ મૂકવામાં આવ્યું હતું. વયોવૃદ્ધ વિદ્વાન્ રણછોડભાઈનો નાટકો તરફ પક્ષપાત સઘળી ગુજરાતી પ્રજાને વિદિત જ છે. પોતાના અનુવાદમાં–મૂળ સંસ્કૃત નાટકોમાં નહોતાં–'પ્રવેશ' દાખલ કરીને તેને વધારે સારી રીતે ભજવી શકાય એવો બનાવ્યો છે. ભાષા સરળ હોઈ સઘળા સમજી શકે એવી છે. પોતાની શૈલી એમણે સરળ યોજી છે. જૂના અપ્રચલિત હરિણી, વંશસ્થ, પૃથ્વી જેવા સંસ્કૃત છંદોને ઠેકાણે કવિત્, ચોપાયા, રોળા, હરિગીત જેવા ચાલુ ગુજરાતી છંદો દાખલ કરીને લોકની રૂચીને અનુસર્યા છે. એમણે આધાર તરીકે સ્વીકારેલો મૂળ પાઠ દોષવાળો, ભ્રષ્ટ અને ક્ષેપક ભાગથી ભળેલો હોવાથી ભાષાન્તર ઝાંખું અને ભૂલભરેલું નીવડયું છે.

એજ ત્રોટકનું બીજું ભાષાન્તર બારેક વર્ષ ઉપર રા. કીલાભાઈ ઘનસ્યામ ભટ્ટે પ્રગટ કર્યું હતું. આ ભાષાન્તરમાં પાઠશુદ્ધિ ઉપર પહેલવહેલું લક્ષ આપવામાં આવ્યું છે. તેની સાથે પદ્યભાગ બનતા સુધી મૂળનાં જ વૃત્તમાં ઉતારવામાં આવ્યો છે. ઉત્સાહી લેખકને છાજતો શ્રમ એમાં ડગલે ડગલે દૃષ્ટિએ પડે છે. પરંતુ ઉત્સાહના વેગની સાથે ઔચિત્ય ઉપર જે લક્ષ રહેવું જોઇએ, સંગત જાળવવા જે સાવધાનતા વાપરવી જોઇએ,

અધીરી બનેલી અણુપતીજ આણતી રંભાની ચિંતા દૂર કરવાની છે; અર્થાત્ ઉક્તિ રંભા પ્રત્યે જ છે. આથી **વનમાળી** નીચે પ્રમાણે ભાષાન્તર આપે છે.
" (સહ૦ એક ક્ષણ પછી ) સખી ! નિશ્ચિંત થા-જો એ પણે આકાશમાં
હરણની ધજા ફરકે, ને આ પેલો સોમદત્ત રથ એ રાજર્ષિનો દેખાય.
એ કાર્ય સિદ્ધ કર્યા વિના પાછા ફરે નહિ."

કહેવાની જરૂર રહેતી નથી કે વનમાળી પ્રતિભાના બળે પ્રસંગ પોતાના મન આગળ ખડો કરી પછી તેના નૈસર્ગિક સ્વરૂપમાં તે વાંચનાર આગળ રજુ કરે છે, ત્યારે કીલાભાઈ પ્રતિભાને અનુસરવાનો ઉદ્દેશ બાજુ ઉપર મુકી અર્થને વળગી રહે છે. પહેલી ધજાઓ દેખાવી, પછી રથ ઓળખાવો, ને તે ઉપરથી રાજાના વિજયનું અનુમાન બાંધવું એ નિરૂપણ કેવું સ્વાભાવિક છે ?

સહજન્યાએ લક્ષ ખેંચવાથી સર્વે અપ્સરાઓ ઉંચી દૃષ્ટિ કરી જુએ છે, તેવે સામેથી રાજા ઉર્વશીને અને ચિત્રલેખાને લેઈને આવે છે. ઉર્વશી ભયથી બેશુદ્ધ થઇ ગઈ છે. ચિત્રલેખા અને રાજા તેને હોંશીઆરીમાં આણવા પ્રયત્ન કરે છે. અહિં પુરૂરવાના મુખમાં **सुन्दरि समाश्वसिहि समाश्वसिहि** એ શબ્દો મૂકેલા જે જોવામાં આવે છે તે ચિત્રલેખાની ઉક્તિની પુનરૂક્તિ રૂપ છે, અર્થાત્ ક્ષેપક છે, બીજી પ્રતને અનુસરીને **વનમાળી**એ તે છોડી દેવા જોઈતા હતા. આ પછીની થોડી ઉક્તિ પછી ઉર્વશી પોતાને પકડનાર કેશિ દાનવનો અંતરમાં ઉપકાર માને છે. તે વખત વનમાળીએ **दाणवोहिं** પાઠ સ્વીકારવામાં ભૂલ કરી છે, એ અમારે કહેવું જોઈએ. બીજી પ્રતનો **दाणवेण** પાઠ ઇષ્ટ છે.

વિક્રમોર્વશીના વનમાળીના અનુવાદનું વાર્તિક લખવું એ અમારો ઉદ્દેશ ન હોઈ અનીચ્છાએ પણ અમે ઘણા મનોહર અને રમણિય પ્રસંગો છોડી દઈએ છીએ; તોપણ છૂટાં છૂટાં મનહર ચિત્રો આપવાની લાલસા તજી શકતા નથી. એક ચિત્ર સખીસમાગમના પ્રસંગનું નીચે આપીએ છીએ.

( અનુષ્ટુપ. )

લતાને આર્તવી લક્ષ્મી ભેટે તે વિધ સુંદરી,
ઝંખતી સખીઓને આ અધીરી જૈ મળે ફરી.

આ ભાષાન્તર મૂળને બહુ મળતું છે અને મળતું છે માટે જ ભળતું નથી. પડછે વનમાળીનું ભાષાન્તર જૂવો.

'પુરૂ૦ તો તમે સંતાપ છાંડો—આ હું તમારી સખીને છોડાવી લાવવા જાઉં છું.'

અહીં મુખ્ય વાક્યની સાથે 'તો' અવ્યયને જોડી દીધાથી ઉર્વશીના છૂટકારા માટે ત્વરા ને તત્પરતાનો ભાસ બહુ સારી રીતે થાય છે. વળી 'તમે સંતાપ છાંડો' ગર્ભવાક્ય રૂપે યોજવાથી દુખિયાને આશ્વાસન આપવાની કાળજી આગળ પડતી બને છે. પુરૂરવાનાં વિશ્વાસપ્રદ વચનોના જવાબમાં રંભા 'સોમના પૌત્રને તો એમ જ ઘટે' એવું ઝીલાભાઈના શબ્દમાં કહે છે. અહીં 'એમ' પદમાં સંકટ નિવારણનો અર્થ ગમ્યમાન રહે છે. એ અર્થ 'ચંદ્ર ભગવાનના પૌત્રે સંતાપ હરવો યુક્ત જ છે' એવી ઉક્તિ રાખી વનમાળીએ ઉક્ત કરી સુગમ બનાવ્યો છે. રાજા દૈત્ય ઉપર ચઢી ગયા પછી અપ્સરાઓ ઠેરવેલે સ્થાને જઇને બેસે છે. રંભાના મનને હજુ પ્રતીતિ થતી નથી કે પુરૂરવા ઉર્વશીને છોડાવી લાવશે. મેનકા તેના મનનો સંશય દૂર કરે છે ને રાજાના પ્રતાપનું પિછાન કરાવે છે. એટલામાં રાજાનો રથ આવતો દેખાય છે. આ પ્રસંગની સહજન્યાની ઉક્તિ ઝીલાભાઈ અને વનમાળીની અનુવાદકળાનું તારતમ્ય આપોઆપ બતાવી આપે એવી જોઈ અમે તેને નીચે ટાંકીએ છીએ.

"સહજન્યા૦ (ક્ષણવાર થોભીને) અલીઓ! શાંત થાવ, શાંત થાવ, જુવો પેલી હરિણના ચિન્હવાળી ફરફરતી ધજાવાળો સોમદત્ત નામનો રાજર્ષિનો આ રથ દેખાય; એ (તો) કોઇ દિવસ કામ સિદ્ધ કર્યા વિના વળે જ નહિં.' (ઝીલાભાઇ)

ભાષાન્તર મિ૦ પંડિતે છાપેલા મૂળને શબ્દે શબ્દ મળતું છે. પરંતુ વિચારવાનું છે કે સહજન્યા તે સર્વ સખીઓ પ્રત્યે કહે છે કે એકલી રંભા પ્રત્યે? સંકાશીલ એકલી રંભા છે. તેને મેનકા રાજાના પરાક્રમની ખાતરી આપે છે તે, છતાં એ 'પ્રેમ અનિષ્ટ શંકી છે' એ ન્યાયે તેને સંપૂર્ણ વિશ્વાસ આવતો નથી. તે ઇચ્છે છે કે 'રાજા વિજયી થાઓ.' આ પ્રેમે

અધીરી બનેલી અણુપતીજ આણતી રંભાની ચિંતા દૂર કરવાની છે; અર્થાત્ ઉક્તિ રંભા પ્રત્યે જ છે. આથી **વનમાળી** નીચે પ્રમાણે ભાષાન્તર આપે છે.

"(સહ૦ એક ક્ષણ પછી) સખી! નિશ્ચિંત થા-જો એ પણે આકાશમાં
હરણની ધજા ફરકે, ને આ પેલો સોમદત્ત રથ એ રાજર્ષિનો દેખાય.
એ કાર્ય સિદ્ધ કર્યા વિના પાછા ફરે નહિ."

કહેવાની જરૂર રહેતી નથી કે વનમાળી પ્રતિભાના બળે પ્રસંગ પોતાના મન આગળ ખડો કરી પછી તેના નૈસર્ગિક સ્વરૂપમાં તે વાંચનાર આગળ રજુ કરે છે, ત્યારે કીલાભાઈ પ્રતિભાને અનુસરવાનો ઉદ્દેશ બાજુ ઉપર મુકી અર્થને વળગી રહે છે. પહેલી ધજાઓ દેખાવી, પછી રથ ઓળખાવો, ને તે ઉપરથી રાજાના વિજયનું અનુમાન બાંધવું એ નિરૂપણ કેવું સ્વાભાવિક છે?

સહજન્યાએ લક્ષ ખેંચવાથી સર્વે અપ્સરાઓ ઉંચી દૃષ્ટિ કરી જુએ છે, તેવે સામેથી રાજા ઉર્વશીને અને ચિત્રલેખાને લેઈને આવે છે. ઉર્વશી ભયથી બેશુદ્ધ થઇ ગઈ છે. ચિત્રલેખા અને રાજા તેને હોંશીઆરીમાં આણવા પ્રયત્ન કરે છે. અહિં પુરૂરવાના મુખમાં **सुन्दरि समाश्वसिहि समाश्वसिहि** એ શબ્દો મૂકેલા જે જોવામાં આવે છે તે ચિત્રલેખાની ઉક્તિની પુનરૂક્તિ રૂપ છે, અર્થાત્ ક્ષેપક છે, બીજી પ્રતને અનુસરીને **વનમાળી**એ તે છોડી દેવા જોઈતા હતા. આ પછીની થોડી ઉક્તિ પછી ઉર્વશી પોતાને પકડનાર કેશિ દાનવનો અંતરમાં ઉપકાર માને છે. તે વખત વનમાળીએ **दाणवोहिं** પાઠ સ્વીકારવામાં ભૂલ કરી છે, એ અમારે કહેવું જોઈએ. બીજી પ્રતનો **दाणवेण** પાઠ ઇષ્ટ છે.

વિક્રમોર્વશીના વનમાળીના અનુવાદનું વાર્ત્તિક લખવું એ અમારો ઉદ્દેશ ન હોઈ અનીચ્છાએ પણ અમે ઘણા મનોહર અને રમણિય પ્રસંગો છોડી દઈએ છીએ; તોપણ છૂટાં છૂટાં મનહર ચિત્રો આપવાની લાલસા તજી શકતા નથી. એક ચિત્ર સખીસમાગમના પ્રસંગનું નીચે આપીએ છીએ.

(અનુષ્ટુપ.)

લતાને આર્તવી લક્ષ્મી ભેટે તે વિધ સુંદરી,
ઝંખતી સખીઓને આ અધીરી જૈ મળે ફરી.

સ્નેહીના સમાગમે અંતર જે પ્રફુલ્લિત થાય છે, તેનું આથી સુંદર-તર ચિત્ર કયું હશે ? હવે વેલમાં એકાવળ હાર ભરાતાં પાછું વાળી જોતી ઉર્વશીનું દૃશ્ય જોઈએ.

(પુરૂ૦ સ્વગત ) એહો ગિરિના શિખરપરની વેલી !

**( આર્ય્યા ભારિણી. )**

કર્યું તેં પ્રિય સ્વર્ગ સુંદરીને, અટકાવી ક્ષણ વિઘ્ન આચરીને;
અરધું મુખ પાછું વાળી મીઠી, દગ વાંકી થકી જોતી જેથી દીઠી.

આ ઉજ્વળ રસનું ચટકું જુઓ ને ભભકભર્યા **માલતીમાધવ**માંનાં રંગનાં કૂંડે કૂંડાં જુઓ. કાલીદાસ જે અસર ચાર લીંટીથી કરે છે તે **ભવભૂતિ** પાનાં ભરીને પણ કરી શકતો નથી.

હવે વનમાળીની સહૃદયતાની પિછાણ કંઈક કરીએ. મુર્છાવસ્થ ઉર્વશીનો હૃદય કંપ વર્ણવતી ગાથા લો.

સુતનુ તણા કુસુમ સમા કુમળા ઉરનો હજી ન કંપ સમે
જોને, હરિચંદનનાં સ્તન મધ્યે ઉચ્છ્વસે કુસુમે.

અહિં અર્થ તો મૂળના પ્રતિબિંબ રૂપ હોવાથી રમણીયજ છે. એમાં જે કાંઈ ખુબી સમાયલી છે, તેનું માન મહાકવિ કાલિદાસને છે. પણ તે અર્થ ગુર્જરી વાણીમાં ઉતારતાં ગાથાની પદ્યરચનામાં જ હૃદયના ધ્રબકારાનું ભાન કરાવતો થડકો આવેલો જોઇએ છીએ તેનો યશ તો **વનમાળી**ને છે. આવી જ સૂચક સંવાદી પદ્યરચનાનો બીજો દૃષ્ટાંત નીચેની ગાથા છે.

રાગાંકુર રૂપ રોમે અંકિત આ અડક્યું અંગ મુજ સ્હેજે;
રથના અથડાવાથી મૃગાક્ષીના અંગ શું આજે.

આમાં રથનાં ચક્રનો અથડાટ ઉત્તરાર્ધ વાંચવાની સાથે વાંચનાર આપોઆપ અનુભવશે. વર્ણરચનાની આ વ્યંજક શક્તિ **વનમાળી**ના આ અનુવાદમાં જ સ્ફુરે છે. વનમાળીની કળાનું એક વધારે ઉદાહરણ આપી અમે આમ પ્રસંગો આપતા અટકીશું. એ ઉદાહરણ ચિત્રરથનો પ્રવેશનો પ્રસંગ છે, જે નીચે આપીએ છીએ.

'( સૂત ) આયુષ્માન ! પૂર્વદિશામાં મહાન વેગયુક્ત

(અનુષ્ટુપ.)

એ સોનાનાં કડાંવાળો વ્યોમથી ગિરિના શિરે;
વીજથી ઓપતા અભ્ર જેવો આ કોઈ ઉતરે.

પૂર્વદિશામાં દૃષ્ટિમર્યાદામાં ચિત્રરથ ઝળકે છે ને સારથિની દૃષ્ટિ તે તરફ ખેંચાય છે. તેજ વખતે તે પુરૂરવાનું લક્ષ પૂર્વક્ષિતિજ તરફ ખેંચે છે. ગંધર્વરાજ અપરિમિત અંતરેઃછેક દૃષ્ટિમર્યાદામાં દેખા દે છે; તે 'પૂર્વ-દિશા' શબ્દથી સૂચવ્યું છે. કહેતા કહેતામાં ચિત્રરથ અલૌકિક વેગે બહુ દૂર પણ પરિમિત અંતરે આવી પહોંચે છે; એટલે આપોઆપ 'એ' શબ્દ સૂતના મ્હોંમાંથી નીકળી જાય છે. દરમ્યાન તે ન કળી શકાય એવી ઝડપથી પાસે ને પાસે આવે છે. એટલે સોનાનાં કડાંની એંધાણી લક્ષમાં આવે છે. બીજે ક્ષણે તે માથા ઉપર ઉંચે આકાશમાં દેખાય છે; તે અવસ્થાન 'વ્યોમ' શબ્દથી બતાવ્યું છે. આકાશમાંથી હેમકૂટના શિખર ઉપર ઉતરવું તે તો એક ક્ષણનું કામ છે; આ અવતરણ 'ગિરિના શિરે' એ મિત શબ્દથી દર્શાવ્યું છે. પર્વતના શિખરથી જ્યાં રાજાનો રથ હતો, ત્યાં ચિત્રરથ હીંડીને આવે છે; એ નિકટતા અદ્ભુત વેગથી ચકિત બનેલો સારથિ 'આ કોઈ,' શબ્દથી પ્રકાશિત કરે છે. છે તો નાનકડો અનુષ્ટુપ પણ ચિત્ર કેવું સુરેખ છે? પોતાના જ લખેલા ગ્રંથોમાં આવી સાવધાનતા લેખક રાખે એવું સૌ કોઇ ઇષ્ટ ગણશે. ટૂંકામાં આ ભાષાન્તર એ નાટકના બીજાં ભાષાન્તરોમાં શ્રેષ્ટ હોઈ ભાષામાં મનોરંજક અને સમર્થ ગ્રંથનો ઉમેરો કરે છે.

આ સિવાય મહાન કવિ કાલિદાસનાં નાટકોમાં રા. રણછોડભાઇએ 'માલવિકાગ્નિમિત્ર'નું ભાષાન્તર ગુજરાતીમાં ઉમેર્યું છે. વિક્રમોર્વશી ત્રોટકનું ભાષાન્તર કરવાની પૂર્વે રા. કીલાભાઇએ સંસ્કૃત સાહિત્યમાંથી 'પાર્વતી પરિણય'નું ભાષાન્તર કર્યું હતું. બાણકવિ વિરચિત આ નાટક-નું ભાષાન્તર, ભાષાન્તર તરીકે મનને સંતોષ ઉપજાવે એવું બન્યું છે. મૂળ ગ્રંથની સારી સંશોધિત સટીક આવૃત્તિ ન છતાં એ ગુંચવણભરેલા પ્રસંગમાં તાત્પર્ય ગ્રહણ કરવામાં અનુવાદકે ઠીક કાળજી રાખી જણાય છે. ભાષાન્તરની શૈલી બહુધા સરલ અને મનોહર છે. પદ્યો મધુર અને

માત્રાદોષ આવી ગયા છે, તે કાનને ત્રાસપ્રદ છે એમાં શક નથી. નવી જાતની લાવણી ઠેકાણે ઠેકાણે દાખલ કરી છે. લાવણી બોલની સાથે જ કાંઇક અમુક તરેહની જુગુપ્સા જોડાયલી છે. અને સંસ્કાર આપીને 'લાવણ્યમયિ' કરીએ તોપણ એ બંધ અમને તો અરૂચિકર લાગે છે. ભાષા એકંદર સુંદર અને લાલિત્યવાળી છે. કેટલીક જગાએ જરૂર વના કઠણ સંસ્કૃત શબ્દો રાખ્યા છે. 'અંતર્વ્યાકુલવિધુદંબુદસમો' અને 'લોલોલ્લોલક્ષુભિત કરણોદ્વેગ' એ તો સંસ્કૃતમયી ગુજરાતીની પરાકાષ્ટા છે. ભાષાને સંબંધે ભાષાન્તરમાં મોટામાં મોટો ગુણ આત્મગ્રંથ જેવી સરળતા એ જ છે.

દણ્ડકાના પ્રદેશના વર્ણનનો **મણિલાલે** લખેલો કટાવ આ ભાષાન્તર વિષે સમગ્ર અસર તથા એકંદર અભિપ્રાય બતાવનાર ઠીક પ્રતિમા છે. "કો કો ઠામે, સ્નિગ્ધ રમ્યને, નયન હસાવે' તેમ જ 'કો કો ઠામે, રૂપ ભયંકર, ધારી કર્કશ, દેતિ ત્રાસ બહુ' એવી આ ભાષાન્તરમાં પણ જૂદી જૂદી ભૂમિઓ છે. ગમે એમ હોય પણ એ સાક્ષરે આ અપૂર્વ નાટકના ભાષાન્તરથી ગુજરાતી સાહિત્યમાં એક રસભર્યું નાટક ઉમેર્યું છે. શાકુન્તલની પેઠે આ અપૂર્વ નાટકનાં બીજાં ભાષાન્તરો થયાં નથી.

આ લખતી વખતે જ આ નાટકમાંહીના ચિત્રદર્શનના મનોહર પ્રસંગનું એક બીજું ભાષાન્તર અમારા જોવામાં આવ્યું છે. મૂળ પ્રસંગની પેઠે એ ભાષાન્તર પણ ઘણું જ મનોહર છે. ભવભૂતિની બાનીનું યથાયોગ્ય ચિત્ર એમાં આપ્યું છે. આ છૂટક પ્રસંગનું ભાષાન્તર કરનાર **વનમાળી** તખુલ્લસધારીએ આખા નાટકનું ભાષાન્તર નથી કર્યું એ શોચનીય છે. 'ચિત્રદર્શન' સન ૧૯૦૯ ના 'સમાલોચક'માં છપાયું છે. ખરી રીતે ચિત્રદર્શનના એ ભાષાન્તરની નોંધ લેવાનું અમારી પ્રતિજ્ઞાની બ્હાર છે છતાં એની ખુબી વડે 'ઉત્તરરામચરિત'ની નોંધ લેતાં પડછે એને મુકવાની લાલસા અમે અટકાવી શકતા નથી, એ જ અમારો બચાવ છે. અમે એ પ્રસંગ આખો ન ઉતારતાં તેમાંથી જેટલો ભાગ ઉતારી લઇએ છીએ તે ભાગ મૂળમાંથી તેમ જ **રા. મણિલાલ**ના ભાષાન્તરમાંથી વાંચીને આની જોડે મેળવી જોવાની અમારા વાંચનારાઓને વિનતિ કરીએ છીએ

"(રામ સજલ નેત્રે) સાંભરે છે—અહા—સાંભરે છે મને સૌ

(અનુષ્ટુભ)

નવા પરણી આવીને પિતુશ્રી શિર ગાજતાં;
આપણા દિન માજીની છાયામાં સુખમાં જતા.

(હરિણી)

નવીં કળીં સમી રૂડી ઊંડેરી દાઢવડે અને,
ફૂલ શીં ખીલતી દંતૂડીએ મનોહર આનને
સહજ સલૂણાં અંગે જ્યોત્સ્ના સમાન સુધામયે,
મુદિત કરતી માજીશ્રીને વધુ વધુ વિસ્મયે।

(સીતા) આર્યપુત્રને યાદ છે કે આ સ્થળ?

(રામ) અરે

(માલિની)

શ્રમ થકીં કરમાયાં નાળ શાં સાવ વ્હીલાં,
મુજ ઉર અરપી તું ધ્રૂજતાં અંગ ઢીલાં;
બહુ બહુ પરિરંભે ગાઢ ચંપાઇ છાંયે,
અહિં ગઈ હતીં જંપી વ્હાલી, તે તે ભૂલાયે?

(લક્ષ્મણ) જુઓ આ વિંધ્યાટવીમાં પેસતાં વિરાધ ગળી જવા તત્પર થયો હતો તે.

(સીતા) એનું નથી કામ. દક્ષિણના વનમાં પ્રવેશ કરતાં આર્યપુત્રે એક તાડપત્ર લેઈ મારે માથે છત્રછાયા કરી હતી તેનું પેલું ચિત્ર જણાય છે, તેજ હું તો મારે જોઇશ.

(રામ) અહો પ્રિયે!

(વસંતતિલકા)

જે ઝાડ પ્હાડથીં અહિં ઝરણાં ઝરે છે,
જ્યાં વૅાનપ્રસ્થ તપ વૃક્ષ તળે કરે છે;
મૂઠી વરીથી અહિં તુષ્ટ ગૃહસ્થ રે' છે,
વ્હાલા સદા અતિથિ જેહ તણે ઉરે છે.

(લક્ષ્મણ) આ જુઓ જનસ્થાન મધ્યે આવેલો પ્રસ્ત્રવણ પર્વત. તેમાંથી ગુફા ગવ્હરોને ગજાવી મૂકતી ભગવતી ગોદાવરી વહે છે, જેના ઉભય તટે. ખીચોખીચ ઉગેલી ઝાડીની લીલીછમ ઘટા-ગીચ બાઝી છે. એ પર્વત ઝરમર ઝરમર વરસ્યા કરતા મેઘને લીધે જુઓ એવડો શ્યામ સોહે છે.

( રામ ) **( માલિની )**

ટઠવઠ કરતો'તો વત્સ સૌમિત્રિ, તેણે
સુખથીં દિન જતા ત્યાં આપણા સાંભરે ને!
વિમળજળની આવે યાદ ગોદાવરી કે?
તટપર ફરતાં ત્યાં આપણે; છે ફરે તે?

વળી અહિં,

સજડ ભુજ અકેકે-સે'ડમાંહિ ભરાઈ
મુખથી મુખ અડાડી-સ્નેહ શું અંક લેઈ
ગુપચુપ ગગણુંતાં અક્રમે આપણી તે
રજનિ જ રજની શી વીતતી સાંભરે કે?

"ચિત્રદર્શન-સમાલોચક-૧૯૦૯."

મહાન કવિશ્રી કાલિદાસ અને ભવભૂતિની વાણીનો પ્રસાદ જેમ સંસ્કૃતમાંથી ગુર્જરીમાં ઉતર્યો છે તેમ જ બીજી ભાષાઓમાંથી પણ આ સાઠીમાં ગ્રંથો આપણી ભાષામાં આવ્યા છે. વાર્ત્તિકકાર તરીકે અને બુદ્ધિના પરિપાકને માટે પ્રખ્યાત ગુર્જર સાક્ષર **સ્વ. નવલરામે** એક ઘણું સુંદર હાસ્યરસ ભરેલું નાટક પ્રસિદ્ધ કર્યું હતું. આ નાટક તે તેમનું 'ભટનું ભોપાળુ' છે. એ ગ્રંથ મૂળ ફ્રેંચ ભાષામાં મો. મોલિયરે સામાન્ય વર્ગના લોકના વિનોદ અને સુધારાને માટે લખ્યો હતો. એનું ઈંગ્રેજી ભાષામાં સમર્થ ગ્રંથકાર ફીલ્ડિંગે પોતાની નાની ઉમ્મરમાં ભાષાન્તરકર્યું હતું. ફ્રાન્સ અને ઈંગ્લંડ બન્ને જગાએ આ પુસ્તકના લેખક અને અનુવાદકે બહુ પ્રસિદ્ધિ પ્રાપ્ત કરી હતી. ફીલ્ડિંગના આ સન ૧૭૩૨માં કરેલા ઈંગ્રેજી અનુવાદ ઉપરથી સન ૧૮૬૭ સ્વ. નવલરામે આ રૂપાન્તર કર્યું છે. અસલ ગ્રંથનાં યુરોપિયન સ્ત્રી

પુરૂષોની જગાએ ગુજરાતી સ્ત્રી પુરૂષો પાત્રસ્થાને ગોઠવાયાં છે. આ ફેરફારને અનુસરતા બીજા ફેરફાર યોજી કાઢવામાં સ્વ. નવલરામે ચતુરાઈ વાપરી છે. જૂદાજ જનમંડળમાં આવ્યા છતાં, જૂદી જાતનાં હોવા છતાં મૂળ ફીલ્ડિંગનું પુસ્તક રૂપાંતર રૂપે મોજુદ છે. હાસ્યરસ લખનાર મોલિયરની વિચિક્ષણ બુદ્ધિ ગુજરાતી 'ભોળા ભટ' માં આવી છે. પણ તેણે ગુજરાતી વેશ પ્હેર્યો છે, અને પોતાની અસલ નાતજાત ન જણાય એમ આવી છે. આ ગ્રંથ બીજા ગ્રંથનું રૂપાન્તર હશે એવી કલ્પના પણ અજાણ્યાને થવી કઠણ છે. મૂળ ગ્રંથકારની કૃતિ જોડે રૂપાંતરકારની પ્રતિકૃતિનું તદ્દન સામ્ય થઈ ગયું છે. આમ થવું એજ રૂપાંતરકારની ચતુરાઈ. ઘણી રીતે સુધરી શકે એવું હજુ છે છતાં 'ભટનું ભોપાળું' ઘણે અંશે આવા ચાતુર્યથી ભરેલું છે. મૂળ ગ્રંથકારને ફ્રાન્સમાં, ઈંગ્રેજી અનુવાદકને ઈંગ્લંડમાં તેવીજ રૂપાંતરકારને પણ ગુજરાતમાં કીર્ત્તિ મળી છે. સન ૧૮૬૭ માં આજ ગ્રંથ વડે આ સ્વર્ગવાસી સાક્ષરે ગ્રંથકર્ત્તાના મંડળમાં પ્રથમ પ્રવેશ કર્યો.

આ ગ્રંથ હાસ્યરસપ્રધાન છે. એમાં પ્રથમથી તે છેવટ સુધી અવિછિન્ન હાસ્યરસનો જ પ્રવાહ છે. રસોમાં હાસ્યરસ જ્યારે પ્રાસંગિક હોય છે ત્યારે ઉચ્ચ રસિકને પણ ભોગ્ય થાય છે. જ્યારે સપ્રયોજન હોય છે ત્યારે બુદ્ધિશાળીની પણ પતિભાને દીપાવે છે; અને નૈસર્ગિક હોય છે ત્યારે જનસ્વભાવના પંડિતને કિંમતી થઈ પડે છે. ઉંચી જાતનો હાસ્યરસ આલેખવામાં બુદ્ધિ, અનુભવ, રસિકતા અને ચાતુર્ય એ સર્વનો ઉપયોગ છે. હસે છે તો બધાં પણ ચતુરના હસવા હસાવવામાં કાંઈ અપૂર્વતા રહેલી છે.

ज्यों कदरिके पातमें पात पातमें पात,
त्यों चतुरनकी बातमें बात बातमें बात

(पदुमावती.)

વળી હાસ્યરસના મદારીનું ખરૂં ચાતુર્ય પોતાનાં માંકડાને ખેલવવા કરતાં તેને અંકુશમાં રાખવામાં વધારે જોઈએ છિયે. તેમ જ પ્રસંગ,

પ્રયોજન, સ્વાભાવિકતા, બુદ્ધિ, રસિકતા, ચાતુર્ય, અનુભવ, અપૂર્વતા અને અંકુશ વગરનો હાસ્યરસ એકલાં મરચાંના ભોજન જેવો જ છે.

મો. મોલિયરના નાટકમાં હલકાં પાત્રો છે. હલકી બુદ્ધિના લોકને ઉપદેશ કરવો એ તેનો ઉદ્દેશ છેઃ અને તેવો જ ઉદ્દેશ ગુજરાતીમાં રૂપાંતર કરનારે રાખ્યો છે, તે પણ સન ૧૮૬૭ ના આપણા દેશકાળને યોગ્ય જ છે. ઉચ્ચવર્ગના વિદ્વાનોને એ ગ્રંથ નિરસ પડે તેમ નથી. કારણ નાનાં છોકરાંના હાસ્યથી મોટાં કાંઇક આનંદ પામી શકે છે અને એમની સ્થિતિ સમજવાને વધારે શક્તિમાન થાય છે.

'ભટનું ભોપાળું' અસલ ગ્રંથ પેઠે નાટક રૂપે જ છે, અને એમાં અસલ ગ્રંથનો ઉદ્દેશ અને તેની સંકળના જોઈએ તેટલી સચવાઈ છે. યૂરોપિયન દેશાચાર આપણા દેશમાં નથી તેને ઠેકાણે આપણા દેશાચારનું આવાહન યોગ્ય રીતે થયું છે. યૂરોપમાં મોટી વયની કુંવારી કન્યા ગમે તેની સાથે લગ્ન કરે અગર પ્રતિબંધ આવતાં તેની સાથે નાશીએ જાય. આપણા દેશમાં બાળલગ્ન હોવાથી એ અસંભવિત છે. તેમ છતાં કેટલીક નાતોમાં વધારે મોટી કન્યાના વધારે પૈસા ઉપજાવવાની રૂઢિ છે. અને તેવી નાતમાં ચંદા, નથ્થુશા, ઝૂમખાશાહ મળી આવે એવું છે; મોટી થયેલી કન્યા ચંદાની પેઠે મુંગી થઈ બેસે તો તેમાં નવાઈ જેવું નથી.

'ભટનું ભોપાળું' છપાતાં પહેલાં કવિ નર્મદાશંકરે વાંચ્યું હતું અને એનો હાસ્યરસ ખરો નથી એવા કવિના આક્ષેપના ઉત્તરમાં સ્વ. નવલરામે એમને એક કાગળ લખ્યો હતો, જેનું ખોખું 'નવલગ્રંથાવળિ'માં છપાયું છે. "કવિ તમે હાસ્યરસ સમજતા નથી" એમ સ્વ. નવલરામ લખે છે. કવિને ટોણું મારનાર પોતે અધિક ચતુરાઈ દર્શાવશે એમ લક્ષી અમે 'ભટના ભોપાળા'નો વિચાર કરીશું.

નાટકનું સ્થળ સુરત જીલ્લો છે, અને આ નાટક હાસ્યરસપ્રધાન છે એ જોતાં ઉભય પ્રસંગનો સંયોગ પ્રથમ દર્શને જ યોગ્ય લાગી જાય છે. કાઠીઆવાડ, સુરત અને અમદાવાદ એ ગુજરાતનાં ત્રણ અંગો છે. પરંતુ સુરત જીલ્લો રંગીલો છે, બીજા ભાગ નથી. જેમ મનુષ્ય માત્રને અન્ન

વિના ચાલતું નથી તેમ ખાનગી અથવા બહારના સંસારમાં સુરતી પ્રજાને ઘણું ખરૂં મશ્કરી અને ટોળ સિવાય ચાલતું નથી. 'ભટના ભોપાળા' માં તેમ સુરતમાં પણ મનસા વાચા કર્મણા મશ્કરી કરવા કરાવવાનો પ્રચાર સવિશેષ છે. તેમાંએ પ્રાકૃત મશ્કરી કરવી અને તેની લ્હેજત ભોગવવી એ ત્યાંના જ વતનીઓ સમજે છે. પારસી પ્રજાનો ટિંખળી સ્વભાવ પણ સુરતના જ સહવાસે આવ્યો હશે. મૂળ ઈરાનના પારસીઓ તો ગંભીર છે. ગુજરાતના પ્રસિદ્ધ ગ્રંથોમાં પ્રથમ હાસ્યરસપ્રધાન ગ્રંથ 'ભટનું ભોપાળું' છે. તેનું અને રૂપાંતરકારનું સ્થળ સુરત છે. ઉત્તર ગુજરાતનો વતની તેમાં આવો અને આટલો હાસ્યરસ ભાગ્યે જ ભરી શકત. ઉત્તર ગુજરાતના વતનીઓ વડે ઘણાએ ગ્રંથ લખાયલા છે, પરંતુ હાસ્યરસના ગ્રંથો ઘણુંખરૂં સુરતના વતનીઓના જ છે. શિવડોરભટાણી અને ભોળાભટના જેવી વઢવાડો સાથે નથ્થુશા અને ઝૂમખાશા જેવાઓ લે છે તેવી છૂટ અને બીજાં સર્વ ચિત્ર સુરતનાં જ વતની છે. તેમનો હાસ્યરસ જોઈ અમદાવાદીઓ હસશે, પણ તેનો સ્વાદ સુરતીઓ લે તેટલો અમદાવાદીઓ નહિ લેઈ શકે. ઉત્તર ગુજરાતમાં હાસ્યરસના પુસ્તકમાં મુખ્ય કવિ દલપતરામનું 'મિથ્યાભિમાન નાટક' છે. પણ તેનો હાસ્યરસ નૈસર્ગિક નહિ પણ કૃત્રિમ અને પ્રાસંગિક છે, એ વિષે અમો આગળ યોગ્ય જગાએ કહીશું. પ્રેમાનંદે કૃષ્ણ પાસે સુદામાને અને રૂક્મિણી પાસે કૃષ્ણને કહેવડાવ્યાં છે એવાં નર્મ વાક્યમાં અને નરસિંહમહેતાના મામેરામાં છે તેવાં મર્મ વાક્યમાં ઉત્તર ગુજરાતની પ્રવિણતા છે. એ દેશને સુરતની પેઠે 'ખડખડ' હસવું આવડવાનું જ નથી. મશ્કરી પુરેપુરી કેમ કરવી, લ્હડતાં લ્હડતાં હસવું શી રીતે, હસતાં હાડ કેમ ભાગવાં, મારમાં પણ પ્રીતિ કેમ ગણી લેવી, રોતાં રોતાં કેવી રીતે હસી પડવું, અપમાન અને ગાળોને મશ્કરીમાં કેમ લેખવવાં એ અને એવા અનેક પ્રસંગોથી "ભટનું ભોપાળું" ભરપૂર છે, અને ઠેકાણે ઠેકાણે એમાં આ પ્રસંગોમાં ફરકતો હાસ્યરસ ઉભરાઈ જાય છે. ચિત્ર કહેવતોના ભંડાર અને ઢોંગસોંગના સંગ્રહસ્થાન જેવો આ ગ્રંથ છે, અને એવા વિષયોમાં શોધકબુદ્ધિ કેમ પ્રવર્ત્તે છે તેના અવલોકનથી જ હાસ્યરસ ઉભરાશે. ખરી વાત છે કે આ સર્વ મૂળ ગ્રંથનું પ્રતિબિમ્બ છે. પણ પ્રતિબિમ્બ ધારણું

કરવાની પણ શક્તિ જોઇએ છીએ. **प्रभवंति शुचिर्विम्बोद्ग्राहे मणिर्न-मृदाञ्चय:** ગુજરાતી રૂપાંતરમાં આ પ્રતિબિમ્બ ઘણે અંશે રહ્યું છે. ડા. ગ્રેગરી અને ભોળાભટ જેમ એક જ માણસ નથી તેમ ભટાણી અને ડોર્કાસમાં પણ ફેર છે. અને તેવી રીતે ઘણે ઠેકાણે જોવામાં આવશે. પરંતુ એ ફેર યોગ્ય છે. બિમ્બ પ્રમાણે જ પ્રતિબિમ્બ જોઇએ એવું નથી. જે કાચમાં પ્રતિબિમ્બ પડે તેના આકારની પણ પ્રતિબિમ્બમાં અસર હોવી જોઈએ. આ ન્યાયે ફ્રેંચ પાત્રો ગુજરાતી થાય તો તે પુરેપુરાં જ થાય ત્યારે રૂપાંતર શુદ્ધ થયું ગણાય. પાત્ર હલકાં છતાં આ પુસ્તકમાં અનુચ્ચ ગ્રામ્યતા નથી. કેટલીક જગાએ સ્હેજ કહેવા જેવું હતું તે સ્વ. નવલરામે બીજી આવૃત્તિમાં ફેરફાર કરી નાંખ્યું છે. કોઈ સ્થળે દીર્ઘસૂત્રતા આવી જઈ કાર્યવેગની મંદતાને લીધે રસમાં સ્હેજ ખામી જણાય છે. પરંતુ એકંદરે આ પુસ્તક એક ઉચ્ચ જાતિનું બન્યું છે અને આપણી ભાષામાં આવાં રૂપાંતરો ક્વચિત જ જોવામાં આવે છે. દીલગીરી એટલી જ છે કે આ રૂપાંતરની સ્પર્ધા કરે એવું એકે પુસ્તક આપણી ભાષામાં અદ્યાપિ થયું નથી.*

સ્વર્ગવાસી **નારાયણ હેમચન્દ્રે** બંગાલીમાંથી 'અશ્રુમતિ' નામનું સુંદર નાટક ગુજરાતીમાં ઉતાર્યું છે. ખૂલ્લા દીલથી લખેલા અર્પણપત્ર–ઉત્સર્ગ–માં એ સાધુ બધું માન સાક્ષર શ્રી નૃસિંહરાવને આપે છે. અને ખરેખાત એ નાટકની ભાષા શ્રી નારાયણની ભાષા જ નથી. મૂળ નાટક અમારી અગાડી નથી, અને હોય તોયે વાંચીને સમજીએ એટલા બંગાલીના જ્ઞાનને અભાવ અમે માત્ર ગુજરાતી ભાષાન્તરની જ વાત કરીશું. જ્યોતિરિંદ્રનાથ ટાગોરના શ્રી નારાયણના આ આખા અનુવાદને રા. નૃસિંહરાવે સુધાર્યું નથી; પણ બધું જ જાતે લખી આપીને અને કવિતા બનાવી આપીને કવિત્વમય કરી દીધું છે. મૂળ નાટકમાં શેક્સપીઅરની છાયા ખૂલી જણાય છે. ફરીદના પાત્રમાં ઇઆગોએ અને રાજકુમાર સલીમના પાત્રમાં ઓથેલોએ પુનર્જન્મ લીધો હોય એવું સાફ દૃષ્ટિગોચર થાય છે. ઉંચા પ્રકારનો રસ રેડીને અને ઉંચે પ્રકારે પાત્રતા જાળવીને રા. નરસિંહરાવે બેશક આ નાટક

* સ. લો.

સર્વાનુભવ કવિત્વમય કરી દીધું છે; અને ભાષામાં એક આદરણીય પુસ્તકનો વધારો કર્યો છે. શ્રી નારાયણે બંગાળીમાંથી 'પુરૂવિક્રમ' નામે બીજા નાટકનો અનુવાદ પણ કર્યો છે.

મહા કવિ વિશાખદત્તના 'મુદ્રા રાક્ષસ'ના સાક્ષર **કેશવલાલ હર્ષદરાય ધ્રુવે** કરેલા અનુવાદની ખાસ નોંધ લેવી જોઇએ. નંદ વંશનો નાશ થઇને મૌર્ય વંશની સ્થાપના થયાનું ચમત્કારી ચિત્ર આપતું આ નાટકનું વસ્તુ કેવળ ઐતિહાસિક છે. પાત્રનિરૂપણ અને સંવિધાનચાતુર્યને માટે આ નાટક સંસ્કૃત ભાષામાં પણ અદ્વિતીય જ છે. રા. ધ્રુવ એક સારા સાહિત્યવેત્તા છે અને એમણે એ શાસ્ત્ર ઉપર બહુ પરિશ્રમ કરીને 'ગીત ગોવિન્દ', 'અમરૂશતક', 'ઘટકર્પર' અને મુદ્રારાક્ષસ વગેરેનાં ભાષાંતર કરીને ભાષાની સમૃદ્ધિમાં કિંમતી વધારો કર્યો છે, એટલું જ નહિ પણ પોતાના સહૃદયપણાનો ગુજરાતી વાંચકોને પરિચય દર્શાવી આપ્યો છે. આ નાટક ઉપર એમની ટીકા અલૌકિક છે. અમુક ગ્રંથમાં અમુક લોકોત્તર ચમત્કારવાળું વસ્તુ હોય તેને સમર્થન કરવા માટે રહસ્યને સ્ફુટ કરવું એ કામ સાધારણ બુદ્ધિથી બની શકતું નથી. કેટલાક ટીકાકારો માત્ર ઉપર ઉપરની બાબતો વિશે જ વિવેચન કરીને પોતાનું કર્તવ્ય કર્યું માને છે, અને ચિંત્ય અને સંદિગ્ધ સ્થાનોની ઉપેક્ષા જ કરે છે. એવાને માટે હાસ્યમાં કહેવામાં આવે છે તેમ **'श्रीधर स्वामींकोंभी शंका पड गइ'** એમ બને છે! પરંતુ વિદ્વાન ટીકાકારો ચિંત્યસ્થાનોનો શોધ કરીને અને તેનું સ્પષ્ટિકરણ કરીને ગ્રંથના ગૌરવમાં ઓર વધારો કરે છે. આવા ટીકાકારો ઉત્તમ પંક્તિના છે; અને એઓ ઉત્તમ ટીકાકારના માનને પાત્ર થયા છે. એમની ટીકા એવી સુવિસ્તર અને સપ્રમાણ છે કે તેની આગળ કલકત્તાની સંસ્કૃત ટીકાવાળી અને સ્વ. જસ્ટીસ તેલંગવાળી આવૃત્તિઓ ગૌણ થઇ ગઈ છે. પાઠાંતર નક્કી કરવામાં તો એમના પ્રયાસની પરિસીમા જ છે. ગ્રંથના રહસ્ય અને પાઠાંતર સંબંધે સારી મીમાંસા કરીને મૂળપદ પદાર્થનો ભાવ દર્શાવતાં આસપાસનાં પ્રમાણો આપીને તેને બહુ જ વિદ્વત્તાભરી રીતિયે સ્ફુટ કર્યો છે. તેમ જ ઘણા કાળ થયાં ફરી ગયેલા પાઠોના અસલ પાઠ સિદ્ધ

કરવા માટે પણ બહુ જ શ્રમ લીધો છે. કાળનિર્ણયમાં એમણે ઉઠાવેલા પૂર્વ પક્ષનો રદીઓ ડા. ભાણ્ડારકર તરફથી ઘણાં વર્ષો થયાં તોએ બ્હાર પડયો નથી.

મૂળ નાટકનું વસ્તુ ઐતિહાસિક છે એ અમે કહી ગયા. ચાણાક્યની નીતિ કુટિલ છે અને શ્રી વિશાખદત્તે નાટકમાં તેનું તાદૃશ ચિત્ર ખડું કર્યું છે. પરંતુ કુટિલ નીતિ છતાં આ નાટકમાં કોઈ વ્યક્તિના લોભ, લાભ કે કામની તૃપ્તિનો હેતુ નથી. ધન અને બળના મદમાં અંધ થયેલા જુલમગાર નંદને પદચ્યુત કરીને તેની ગાદીએ લાયક રાજાને બેસાડવો એવો ઉચ્ચ આશય છે. નીતિ ખુની છતાં ખૂનરેજી અટકાવનાર છે. આખા રાજ્યફેરફારમાં લોહીનું એક ટીપું ધરાધરી પડ્યું નથી. વસ્તુ અને વસ્તુસંકલના સચોટ હોઇને કાર્યવેગ ઘણો ત્વરાયુક્ત ચાલે છે. એટલી અને એવી ત્વરા છે કે વાંચતાં વાંચતાં આપણે પણ પાત્રમંડળમાં પ્રવેશ કરીને જાણે ભજવતા હોઈએ એવું ભાસે છે. શુદ્ધ ભાષાન્તર, વિદ્વત્તાભરેલી ટીકા, પાશ્ચિમાત્ય પાંડિત્યના ધોરણપર લખેલી સમર્થ પ્રસ્તાવના, અને એ બધાંની સાથે પોતાની સરળ પ્રાસાદિક ભાષા વડે રા. ધ્રુવે આ નાટક વિદ્યાર્થીથી માંડીને વિદ્વાનો ધરાધરીને મનન કરવા જેવું બનાવ્યું છે.

આ જ નાટકનું બીજું એક ભાષાન્તર ભાવનગરમાં થયું હતું પણ તેના વિશે કશું લખવા જેવું નથી.

મનોવિકારો અને ષડ્રિપુઓને પાત્ર બનાવીને લખાયલા સુંદર 'પ્રબોધ ચંદ્રોદય નાટક'નો ગુજરાતી અનુવાદ પણ આ સાઠીમાં થયો છે. સદ્ધર્મનો બોધ આપતાં જુદાં જુદાં પંથોનાં ભોપાળાં વિવેકમાં રહીને આ રૂપકમાં કાઢયાં છે. અનુવાદ રસભર્યો અને સારી ભાષામાં લખાયો છે. આજ પ્રબોધ ચંદ્રોદય નાટકનું બીજું ભાષાન્તર **સ્વ. રા. વલ્લભજી હરિદત્ત** આચાર્યે કર્યું છે. પણ એ અનુવાદ વિષયે કાંઈ કહેવા જેવું નથી.

માલવિકાગ્નિ મિત્ર નાટક, નાગાનંદ નાટક, અને વેણીસંહાર નાટક વગેરેનાં પણ ભાષાન્તર આ સાઠીમાં જ થયાં છે.

સ્વ. કવિ બાલ—**બાલાશંકર ઉલ્લાસરામે** "મૃચ્છકટિક" નું ભાષાન્તર કરીને આપણા વાચનમાં એક આનંદદાયી 'પ્રકરણ' ઉમેર્યું છે. પોતે જ વિનયમાં એને 'છાયા મૃચ્છકટિક' કહ્યું છે. મૂળને બહુ અનુસરતું ન છતાં, એમનું આ નાટક સુંદર છે. મૂળ નાટકના પાઠમાં ઘણો ઘોંટાળો છે. ક્ષેપક ભાગ એટલો બધો પેસી ગયો છે કે તેને પરખી કાઢવો મુશ્કેલ છે. તથાપિ બાલાશંકરની ભાષા પ્રાસાદિક હોવાથી નાટકમાં કોઈ એવી તરેહની સુંદરતા આવી છે કે વાંચનારાને આનંદ ઉપજે જ. આ જ ઉત્સાહી લખનારે 'કર્પુરમંજરી' નામે 'સટ્ટક' નું ભાષાન્તર પણ કર્યું છે. ભ્રષ્ટ મૂળને અંગે થતા સ્વાભાવિક દોષોની અવગણના કરીએ તો આ નાન્હકડું 'સટ્ટક' વાંચવાલાયક બન્યું છે. બાલાશંકરની બાની જ એક તરેહની મસ્ત મનોહરતા ઉત્પન્ન કરે છે.

બંગાળી ઉપરથી થયેલા મૂળ હિંદીમાંથી કેટલાક ફેરફાર અને થોડા વધારા સાથે રા. **નર્મદાશંકર દેવશંકર મહેતાએ** 'સતી નાટક' ગુજરાતી પ્રજા રૂબરૂ મુક્યું છે. આ નાટક ઉચ્ચ ભાવનાવાળું, શૈવ પંથીઓને અને સ્ત્રીઓને ખાસ વાંચવાલાયક છે.

'પ્રિયદર્શિકા' અને 'રત્નાવલિ' નાં બબ્બે ભાષાન્તર ગુજરાતીમાં થયાં છે. રત્નાવલિના એક ભાષાન્તરકર્તાએ તો ગ્રંથના નામ ધરાધરીનું ભાષાન્તર કરીને તેનું નામ 'મણિમાલા' રાખ્યું છે !

મરાઠી અગર બીજી ભાષામાંથી 'પુનર્વિવાહ પક્ષની પૂરેપૂરી સોળે સોળ આના ફજેતી અથવા રૂઢિ દિગ્વિજય', 'મોટા માધવરાવ પેશ્વા' અને 'ભ્રાંતિસંહાર' નામનાં નાટકો પણ થયાં છે.

મહાન કવિ સેક્સપીઅરનાં નાટકોનાં ભાષાન્તરો અને રૂપાંતરો ગુજરાતીમાં થયાં છે. સન ૧૮૭૨ માં 'કોમેડી ઓફ એરર' ના વસ્તુ ઉપરથી 'આશ્ચર્યકારક ભૂલવણી' નામે નાટક થયું છે. 'કાઠીઆવાડી' એવા ઉપનામથી લખનારે 'જૂલિયસ્ સીઝર્' અને 'ઓથેલો' નાં ભાષાન્તર તેમ જ 'ઓલ્ વેલ્ ધેટ્ એન્ડસ્ વેલ્' ના વસ્તુ ઉપરથી 'ચંદ્ર–રમણ' નામે પ્રતિકૃતિ રૂપ નાટક રચ્યું છે. આ નાટકોની ભાષા અપરિચિત લાગે છે

અને મૂળનો સેક્સપીઅરનો રસ ધારણ કરી શકતી નથી. અંગ્રેજી રૂઢ વાક્યોના શબ્દશઃ તરજુમા ગુજરાતીમાં મૂળનો ખુબીદાર ભાવ આણી શકતા નથી. બીજાં નાટકો કરતાં 'ચંદ્ર–રમણ' જે પ્રતિકૃતિ રૂપ છે તે ઠીક થયું છે; જો કે એમાં પણ મૂળ વસ્તુ ઇંગ્રેજીમાંથી લીધેલું છે એ વાત એની શૈલીપરથી સહજ જ દષ્ટિગોચર થાય છે.

ગુજરાતી નાટકનો આરંભ કરનાર તો રા. રા. રણછોડભાઇ ઉદયરામ જ છે. સન ૧૮૬૧ માં તેમણે 'જયકુમારીનો જય' નામનું નાટક લખવા માંડ્યું; અને સન ૧૮૬૨ માં કડકે કડકે બુદ્ધિપ્રકાશમાં પ્રસિદ્ધ કર્યું. આ નાટક સને ૧૮૬૫ માં પુસ્તકના આકારમાં 'જયકુમારી વિજય નાટક' એ નામે બહાર પડ્યું. એ પુસ્તકની પ્રસ્તાવનામાં તેઓ લખે છે કે 'ભવાઈ ઉપર અભાવ ઉપજવાથી પ્રથમ મારૂં લક્ષ નાટક ઉપર ગયું, અને મનમાં એમ આવ્યું કે નાટક વિષય પણ ગુજરાતી ભાષામાં ખેડાવો જોઈએ. આ વિષય ઘણો અઘરો છે, તેથી સામાન્ય સમજણ-વાળા લોકનું સુખ તેમાં થવું કઠિણ છે; માટે પ્રાચીન અને અર્વાચીન વિદ્વાનોનાં નાટક આપણી ભાષામાં પ્રસિદ્ધ થવા માંડે, તેના અગાઉ ઉપરના પ્રકારના લોકોનો તેમાં કાંઇ પણ પ્રવેશ થવાને સાધન મળે એટલા માટે મેં આ પુસ્તક લખવાનું આરંભ્યું;' અને આ કારણ થી તેઓ પ્રસ્તાવનામાં લખે છે કે, કુશળતાથી લખાયલા નાટક સરખી વસ્તુ, નાયક અને રસભેદની રચના ન કરતાં સામાન્ય લોકોને સમજણ પડે એવો વિસ્તાર તેમણે પુસ્તકમાં કર્યો છે. એ પુસ્તકમાં નાન્દી, સૂત્રધાર અને નટીનાં ભાષણ વગેરેથી સંસ્કૃત નાટક સરખો આરંભ કર્યો છે. પણ તે પછી સંસ્કૃત નાટકોનો નમુનો લીધો નથી. પણ સંસ્કૃત કે ગ્રીક ગમે તે નાટકશાસ્ત્રના નિયમો સચવાય તોજ નાટક રચાય એમ નથી. કાર્ય, વસ્તુસંકલના અને પાત્રભેદ એ નાટકના આવશ્યક અંશો છે. આ અંશો સિદ્ધ થવા માટે નાટકોમાં બીજનો ક્રમશઃ ઉદ્‌ભેદ હોવો જોઇએ; અને નાટક એ કાવ્ય હોવું જોઈએ. જયકુમારી નાટકમાં બીજના આવા ક્રમશઃ ઉદ્‌ભેદને બદલે સંભાષણ રૂપ વાર્તા છે, અને ગદ્ય જ છે. કેટલીક

ભાષામાં નાટકોમાંનાં બધાં સંભાષણ પદ્યમાં હોય છે. સંસ્કૃતમાં ગદ્ય અને પદ્ય બન્નેમાં હોય છે. કાવ્યને માટે ગદ્ય અને પદ્ય બન્ને ચાલે. સારા નાટકકારનું ગદ્ય કવિત્વવાળું હોય છે; અને જ્યાં ભાવ એકાએક એકઠો થઈ જાય છે અગર જ્યાં રસ વધતાં વધતાં ઘટ થઈ જાય છે ત્યાં તે પદ્ય–કવિતામાં–સ્ફુરી આવે છે. જયકુમારી વિજય નાટકમાં મધ્ય ભાગમાં આવાં કાવ્ય મુકવાનો પ્રયત્ન છે. બાકી જ્યાં જ્યાં પદ્ય છે તે તે સંભાષણ રૂપેજ માત્ર છે. નાયક નાયકાના લાંબા લાંબા પત્રો તે પણ ગદ્યમાં છે. નાટકની નાયકા જયકુમારી ગરીબ કુટુંબની પણ સુશિક્ષિત કન્યા છે. તેના ગુણથી આકર્ષાઈ પ્રાણલાલ નામે ધનવાન અને કેળવાયલો પુરૂષ કેટલીક મુસ્કેલીઓ છતાં આખરે લગ્ન કરે છે, એ આ નાટકનું વસ્તુ છે. આ પુસ્તકથી રા. રણછોડભાઈની નાટકકાર તરીકે ખ્યાતિ થઇ એટલું જ નહિ પણ એ પુસ્તક ઉપરથી કેટલાક કાળ સુધીને માટે ગુજરાતની નાટક રચનાનો આકાર રચાયો. પ્રેમમાં પડેલાં નાયક નાયકા પોતા વચ્ચે ઘણું અંતર છતાં અનેક વિઘ્નો નિવારીને આખરે લગ્ન કરીને સુખી થાયઃ એજ વાર્તા આ પછી રચાયલાં અને ભજવાયલાં નાટકોમાં સમાઈ હતી. નાયક નાયકા વચ્ચેના અંતરની, અને તેમને નડેલાં વિઘ્નોની કલ્પના માત્રમાં જ એ સર્વ નાટકોની એક બીજાથી ભિન્નતા હતી. આ સર્વ પ્રવાહને વહેતો કરવાનું માન રા. રણછોડભાઇને જ ઘટે છે. ઘણાં ખરાં નાટકોમાં આરંભમાં સૂત્રધાર પછી વિદૂષક પ્રવેશ કરે છે અને નાટકનો સમારંભ ન સમજી શકવાથી મૂર્ખાઈ ભરેલા પ્રશ્નો કરે એ પદ્ધતિ પણ આ નાટકમાં મુકેલા એવા પ્રસંગના અનુસરણથી થઈ છે. જયકુમારી વિજય નાટકનો વિદૂષક સંસ્કૃત નાટકોના વિદૂષક કરતાં અભાવ ઉત્પન્ન કરનાર ભવાઈના રંગલાનો નિકટ સંબંધી છે. નાટકના સાહિત્યમાં રા. રણછોડભાઈની સહુથી વધારે ખ્યાતિ આ પછી સને ૧૮૬૬ માં તેમણે રચેલા ‘ લલિતા દુઃખદર્શક નાટક ’ને લીધે થઈ છે. લલિતા દુઃખદર્શક કરુણરસ નાટક છે, અને એનો અન્ત દુઃખમય આવે છે. બાળલગ્નથી અને વરમાં ગુણને બદલે કૂળ જોયાથી કેવાં માઠાં પરિણામ થાય છે એ દર્શાવવા એ આ નાટકનો હેતુ છે. એની રચનામાં સંસ્કૃત નાટકોનો નમુનો લીધો નથી. એમાં સૂત્રધાર નટી વગેરે આવતાં નથી.

નાટ્યશાસ્ત્રના **मधुरेण समापयेत्**–' મધુરથી સમાપ્તિ કરવી '—એ ધોરી સૂત્ર અનુસાર સંસ્કૃત નાટકોમાં અંતે કરૂણરસ લાવવામાં આવતો નથી. 'લલિતા દુઃખદર્શક'માં અંતે લલિતા–નાટકની નાયકા–નું દુઃખથી મૃત્યુ થાય છે. આ નવો માર્ગ લેવામાં રા. રણછોડભાઈએ યોગ્ય હિંમત કરી છે. દુઃખમય અન્તવાળું નાટક રચી તેમાં કરૂણ રસ જાળવવો એ અઘરૂં પણ છે. આવી હિમ્મત અને રસિકતાને અભાવે રા. રણછોડભાઈનું અનુકરણ કરનારા બહુધા આ માર્ગ ગ્રહણ કરી શક્યા નથી. ' લલિતા દુઃખદર્શક ' પ્રસિદ્ધ થતાં જ બહુ લોકપ્રિય થઇ પડયું હતું. અમદાવાદમાં ઠેરઠેર વંચાતું હતું એ અમને સાંભરે છે. 'ગુજરાતી નાટક મંડળી'એ લાંબા વખત સુધી એ ખેલ ભજવ્યો હતો અને તેમાં રોજ પ્રેક્ષકોની ઠઠ જામતી. એના નાયક નંદનકુમારની કુપાત્રતા એટલી લોકપ્રિય થઈ પડી હતી કે ' નંદન ' એ શબ્દ મુંબાઇગિરી ભાષામાં મૂર્ખતા અને અધમતાવાચક થઈ પડયો હતો. કહેવાય છે કે એ ખેલ જોઈ એક ડોશી ઉપર એટલી અસર થઇ હતી કે પોતાની દિકરીનો વિવાહ કરેલો વર નંદનકુમાર જેવો છે અને તેથી દિકરી આખરે લલિતાની પેઠે દુઃખી થશે એમ ધારી એણે એ વિવાહ ફોક કર્યો હતો. આ પ્રમાણે આ નાટક જનવિચારમાં પ્રબળ અસર કરાવનાર થયું હતું. તેમ જ અનુકરણ કરનારાઓને પણ પત્નીની દુઃખી સ્થિતિનો વિચાર આલેખવાનો નમુનો થઈ પડયું હતું. બેશક રસાર્દ્રતા અને આવડતની ખામીને લીધે તેઓએ બહુધા એવી સ્થિતિનો અંત સુખમય કલ્પ્યો અને કરૂણ રસમય ઘટના તેઓ કરી શક્યા નહિ.

આ નાટક બીજના ઉદ્ભેદમાં, સંકળનામાં, પાત્રભેદમાં અને કાવ્યત્વમાં ' જયકુમારી વિજય નાટક ' કરતાં ઘણું ચઢીઆતું છે. જયકુમારી વિજયની લાંબાં લાંબાં ગદ્ય ભાષણોની શૈલી એમાં કાયમ રહી છે અને વધારામાં લાંબાં પદ્ય વર્ણનોની શૈલી નવી દાખલ થઈ છે. ત્રીસ ત્રીસ ચાળીસ ચાળીસ તૂકનાં લાંબાં પદ્યને લીધે રસની ક્ષતિ થાય છે. નાટકની રચનામાં આવો વિસ્તાર અનુચિત છે. આ પ્રમાણે નાટક સાહિત્યમાં અગ્રણી થયા પછી રા. રણછોડભાઈએ સંસ્કૃત નાટકોના અનુવાદ કર્યા, પુરાણો પરથી

વસ્તુ લેઈને નાટકો લખ્યાં અને ઈંગ્રેજીમાંથી પણ આપણી ભાષામાં ઉતાર્યાં એ અમે યોગ્ય સ્થળે કહી ગયા છઈએ.

નાટકોની રચનામાં તેમનો એક આગ્રહ દૃઢ હતો કે પ્રાકૃત વર્ગની અધમ રૂચિની ખાતર નાટકમાં અધમતા આણવી નહિ, પણ લોકસમાજ ઉન્નતિ ગ્રહણ કરી શકે તે માટે ઉન્નતિસાધક અંશો નાટકમાં દાખલ કરવા. એમનો આ નિયમ સ્તુત્ય હતો. પરંતુ બીજા લખનારાઓએ રા. રણછોડભાઈનો આ ઉચ્ચ આશય જાળવ્યો નથી. નવી થયેલી નાટકમંડળીઓ પોતાના પ્રેક્ષકોની તૃપ્તિ સારૂ નવાં નાટકો મેળવવા ફાંફાં મારતી હતી અને ઘણાં નવાં નાટકોનો જન્મ આવી વાંછનાને જ આભારી છે. આમ જન્મેલાં નાટકોમાં રા. રણછોડભાઈના નિયમોનો કેવળ અનાદર થયો છે એ ઘણું શોચનીય છે. ગુજરાતી નાટકસાહિત્યની વૃદ્ધિ થઈ નહિ, તેમાં ઉચ્ચતા આવી નહિ, એનું આ એક મોટું કારણ છે. ઉપર કહી ગયા તેમ ગુજરાતી નાટકસાહિત્યનો આરંભ હિંદુ સંસારમાં સુધારો કરવાની ભાવનાથી થયો. આ બળને બીજાં પણ બળ આવી મળ્યાં હતાં.

નવાં લખાયલાં નાટકોની સંખ્યા ઘણી થોડી છે, એ શોચનીય છે. પૌરાણિક વસ્તુ ઉપરથી રચાએલાં નાટકોમાં રા. રણછોડભાઈનું 'બાણાસુર મદમર્દન,' અંગ્રેજી ભાષાન્તર ઉપરથી કરેલું 'હરિશ્ચન્દ્ર' અને કવિ નર્મદનાં 'દ્રૌપદી દર્શન,' 'રામ જાનકી દર્શન', અને 'બાળકૃષ્ણ વિજય' વગેરે આવી જાય છે. નર્મદાશંકરમાં એ પ્રકારનું કવિત્વ ન હોવાને લીધે આ નાટકો એમની કવિતાની પેઠે પ્રસિદ્ધિ પામ્યાં નથી. રસિક અને શુદ્ધ ભાષામાં લખાયલું રા. **મધુવચરામ** વહોરાનું 'નૃસિંહ નાટક' અને કેટલાક સારા અંશોવાળું રા. ભટ્ટનું 'શ્રવણ પિતૃભક્તિ નાટક' પણ આ વર્ગમાં જ આવે છે; બન્ને અત્રે નોંધ લેવા જેવાં છે.

ઐતિહાસિક નાટકોમાં રા. **ગણપતરામનું** 'પ્રતાપ નાટક' પ્રસિદ્ધ થયું હતું. એ ગ્રંથ વાંચીને કાઠીઆવાડના વિદ્વાન સ્વ. **મણિશંકર કીકાણીએ** પોતાનો અભિપ્રાય દર્શાવ્યો છે તે અમારો પણ આધીન મત છે. સ્વ. મણિશંકર કહે છે કે તે 'દશ' નાટક નથી. આ પુસ્તકના

પાત્રભેદ, વસ્તુસંકલના અને રસ તેમ જ એ બધાંની નિષ્પત્તિ કરનાર ખૂદ ભાષા એને માટે ઘણું કહેવાનું છે. છતાં સ્થળસંકોચને લીધે વધારે કહી શકાતું નથી. જો અમુક પુસ્તકની વધારે આવૃત્તિઓ થવા માત્રમાં જ ગુણ રહ્યો હોય તો આ નાટકની ચારેક આવૃત્તિઓ થઇ છે. એ જ વસ્તુ લેઇને વાંકાનેરના **રાજકવિ નથુરામે** પણ નાટક મંડળીને સારૂ 'પ્રતાપ પ્રતિજ્ઞા' નામનું નાટક લખ્યું છે. મર્હુમ સાક્ષર **નવલરામે** 'વીરમતિ નાટક' પ્રગટ કર્યું હતું. એનું વસ્તુ માળવાના પરમાર રાજપુત્ર જગદેવનાં પરાક્રમો-માંથી લીધેલું છે. એમાં કેટલાંક સારાં ભાષણો અને સારાં કાવ્યો છે, પરંતુ કેટલીક જગાએ દીર્ઘસૂત્રીપણું દેખાય છે. તેમ જ વસ્તુસંકલના અને રસના અવિચ્છિન્ન પ્રવાહની ખામી જણાઈ આવે છે.

નીતિનો બોધ કરનારાં નાટકો પણ આ સાઠીમાં થયાં છે, પણ ઉપ-દેશનાં ભાષણો રૂપે અને રસની તેમ જ વસ્તુસંકલનાની ખામીને લીધે ખુબી વિનાનાં થયાં છે. અમુક દુરાચાર ત્યાજ્ય છે એ બતાવવાને જે કૌશલ્યની જરૂર છે તેને અભાવે તેઓ પોતાના હેતુનાં ઉચ્છેદકરૂપ નીવડયાં છે. રા. પાનાચંદ અમરજીએ રચેલા 'વ્યભિચાર ખંડન' નાટકનો હેતુ સ્તુત્ય છતાં એ નાટક ખંડન નહિ પણ મંડનની ગરજ સારે એવું બન્યું છે. વ્યભિચારના જૂદી જૂદી વ્યક્તિ, જૂદી જૂદી જ્ઞાતિ અને જાતિ, જૂદા જૂદા ધર્મ અને પંથ પરત્વે વિભાગ પાડીને તેમાં તેમાં પ્રવર્તતા જૂદા જૂદા પ્રકારના વ્યભિચાર દર્શાવતા નિર્લજ પ્રસંગો અનિષ્ટ ભાષા અને લંબાણથી જૂદા જૂદા પ્રવેશોમાં વરણવી તેની પછી બીજા પ્રવેશમાં 'જ્ઞાન સૂર્યાગજા'નું તેવી અનીતિની દુષ્ટતા દર્શાવતું ભાષણ આપ્યું છે. આવા રચનાથી અનીતિ ફેલાવનારૂં વાંચન જ માત્ર વધાર્યું છે. આ નાટક જોતાં જ અમને 'ફાર્બસ વિલાસ'નું એક ગોરજીએ અમદાવાદમાં જોવા લાયક જગાઓ કેઈ કેઈ છે એ સવાલના જવાબમાં કહેલું રમુજી કવિત યાદ આવે છે. એમાં બધી જોવા લાયક જગાનાં નામ ગણાવ્યાં છે. છેવટે એક દોહરો ઉમેરીને સાત ગાઉ ઉપર આવેલી અડાળજની વાવ ધરાધરી ગણાવીને તે જોવા ન જવું એવો ઉપદેશ કર્યો છે। મલીનતા દર્શક ચિત્ર જાતે પ્રગટ રીતે મલિન ન જોઇએ.

માત્ર સૂચનાથી મલિનતા દર્શાવાય અને એનાં અનિષ્ટ પરિણામો કુશળ વસ્તુસંકલનાથી જણાવાય તો જ આવાં નાટકોથી નીતિબોધ થઇ શકે છે. આજ વર્ગમાં મુકવા જેવું બીજું નાટક 'મદ્યપાન દુઃખદર્શક ચંદ્રમુખી નાટક' છે.

**સ્વ. ડા. હ. હ. ધ્રુવે** નાટક સાહિત્યમાં પણ સુંદર ઉમેરો કર્યો છે. દર્પણકારનાં ગણાવેલાં અઠ્ઠાવીસે પ્રકારનાં દશ્ય લખવાં એવી એ સ્વર્ગવાસી ઉત્સાહી વિદ્વાનની પ્રતિજ્ઞા અમે જાણીએ છીએ. એને અનુસરીને જ એમણે 'અંક' અને 'વ્યાયોગ'ના નમુના તરીકે 'વિક્રમોદય' અને 'આર્યોત્કર્ષ, લખ્યાં છે. આર્યોત્કર્ષમાં રાષ્ટ્રીય ભાવનાની જાગૃતિનું સારૂં ચિત્ર છે. 'અંક' અને 'વ્યાયોગ' જાતે જ ન્યૂન સંધીવાળાં રૂપક છે માટે એને બીજાં પ્રસિદ્ધ નાટકો સાથે સરખાવાય નહિ. સંસ્કૃતમાંના 'વ્યાયોગ'–**ધનંજય વિજય**ની સાથે મેળવતાં આ વિદ્વાનનું સારૂં કાવ્ય ભરેલું રૂપક બેશક ચઢે છે. રસ પણ તેમાં ઘટે એવો ભરેલો છે. ગુજરાતી ભાષાને એ વિદ્યાના જ વ્યસની વિદ્વાનના અકાળ અવસાનથી ખરેખરી ખોટ ગઇ છે.

**રા. મગનભાઇ ચતુરભાઇ** પટેલ તરફથી પોતાના પ્રથમ પ્રયત્ન તરીકે પ્રગટ થયેલા 'વૈદેહી વિજયમ્' નામના નવા નાટકમાં અંશાવતારી રામચંદ્રજીના જીવનના એક અંશનું નાટકરૂપે નિરૂપણ છે. આદિ કવિ શ્રી વાલ્મિકી, ભવભૂતિ અને તુલસીદાસે પોતાના ગ્રંથોમાં શ્રી રામચંદ્રજીનાં મનોહર ચિત્રો આપ્યાં છે. આ કવિયોએ આલેખેલાં ચિત્રોથી ત્રિભુવનૈક વીર શ્રી રામચંદ્રજીનું અંશાવતારીપણું ઓર ખીલીને આપણા હૃદયમાં આનંદ ઉપજે છે. પરંતુ રા. મગનભાઇનાં ચિત્ર એ પવિત્ર મૂર્ત્તિને આપણા હૃદયમાંના ઉચ્ચસ્થાન ઉપરથી નીચી પાડે છે. તેમને મનુષ્ય બનાવી દે છે અને તે પણ કેવી એ કોટીનું. શ્રીરામચંદ્રની મદનવિવશતા, ઉપભોગલોલુપ્ય, અને કામીજનની બીજી ચેષ્ટાઓ એમના સર્વમાન્ય ચારિત્ર્યથી તદ્દન વિરૂદ્ધ છે. તેમને યુવરાજપદે સ્થાપન કરવાનો સમારંભ થઈ ચૂક્યો હતો. બીજે દિવસે તેમ થાય તે પહેલાં કૈકેયીના આગ્રહથી તેમને રાજપાટ છોડીને વનવાસ જવું પડયું હતું. આ સમયનું ઉક્ત કવિયોનું કહેલું વર્ણન એ મહાવીરને કાંઈ ઓર જ ચિત્રે છે. તુલસીદાસજી કહે છે કેઃ—

પ્રસન વદન ન થયું સુણી, અતિ શુભ રાજ અભિષેક;
ગ્લાની ન મુખ વનવાસ દુઃખ, મુખચર્યા સ્થિતિ એક. ૧
સદાય સ્હેજ પ્રસન વદન મંગળપ્રદ મંજૂલ.

(કવિ **શીવલાલ**નું તુલસી કૃત રામાયણ).

તે જ આ રામચંદ્ર એમ રા. મગનભાઈના ચિત્રથી મનાતું નથી. સંસ્કૃતની પ્રીતિ અને મોહથી રા. મગનભાઇએ કાલિદાસનાં નાટકોના કેટલાક ભાવ, ધાટી ઈત્યાદિ લીધાં છે; બલ્કે અનુકરણ જ કર્યું છે. કેટલાંક વાક્યો અને પાત્રની સૂચનાઓ સંસ્કૃત જ છે. આ નાટકમાં કેટલાક ગ્રામ્ય શબ્દો ઘુસી ગયા છે અને ભાષા વગર હેતુએ અગમ્ય થઈ છે. એમના પ્રથમ પ્રયાસની કુતુહલતાને લીધે આ નાટક વંચાશે. આ ઉત્સાહી અને વિદ્યાવિનોદી યુવાન તરફથી એક સારૂં ભાષાન્તર મળવાનો સંભવ છે.

'ભટના ભોપાળા' ની વાત કરતાં બીજાં હાસ્યરસ નાટક થયાં નથી એમ અમે કહ્યું છે. બેશક ભટના ભોપાળાના જેવા નૈસર્ગિક હાસ્યરસવાળું નહિ પણ હાસ્યરસથી ભરેલું બીજું એક સુંદર નાટક ગુજરાતી સાહિત્યમાં ઉચ્ચસ્થાન ભોગવે છે. **સ્વ. કવીશ્વર દલપતરામનું 'મિથ્યાભિમાન નાટક' એક વાર વાંચ્યું હોય તો તે હૃદયમાંથી ખસતું નથી.** આ નાટકનો હાસ્યરસ નૈસર્ગિક નહિ પણ પ્રાસંગિક છે; તેમ જ 'ભટના ભોપાળા' ની પેઠે છલકાઈને ઉભરાઇ જતો ત્વરિત નહિ પણ ઠાવકો, બેઠો અને શાંત વહેતો છે. પોતે રતાંધળો હતો તે આખું જગત જાણતું હતું તથાપિ કોઈ ન જાણી જાય એવો પ્રયત્ન કરનાર જીવરામ ભટ આ નાટકનો નાયક છે. કવિયે બધાં પાત્રને મિથ્યાભિમાની કલ્પ્યાં છે. એકને કુળનું, બીજાને વિદ્વત્તાનું તો ત્રીજાને વળી જૂદી જ બાબતનું મિથ્યાભિમાન છે. ટુંકમાં સઘળાં પાત્ર પોતપોતાના મિથ્યાભિમાનમાં પચી રહેલાં છે. હાસ્યરસ જમાવવાની સ્વ. દલપતરામની શક્તિ કુદરતી હતી. તેમનો હાસ્યરસ પણ ઠરેલ છે. પાત્રભેદ અને સારી સંકલના છતાં આ નાટક માત્ર વાર્તારૂપ લાગે છે. નાટકમાં ગમે તે સ્થળે, ગમે તે વખતે અને ગમે તે પ્રસંગે રંગલો –વિદૂષક આવે અને ગમે તેનું ગમે તેવું ઉપહાસ કરે અને ગમે એ બોલે એ

પદ્ધતિ એમણે ભવાઈની લીધી છે. વિદૂષકનું નામ રંગલો રાખ્યું છે તે પણ ભવાઈનું જ છે, છતાં સ્વ. દલપતરામે પોતાના રંગલાને કાળ અને સ્થળ અંતર કુદી જનાર સર્વવ્યાપી બનાવ્યો નથી. મુંબાઈના એક ભાટીઆ ગૃહસ્થ તરફથી છપાયલા ઇનામને સારૂ કવીશ્વરે આ નાટક લખ્યું હતું. પસંદગીને સારૂ મોકલતી વખત એના ઉપર સંજ્ઞા પણ 'ભુંગળ વિનાની ભવાઇ' એવી રાખવામાં આવી હતી. આખું નાટક ભજવાતાં સાજંદાની મંડળી હાજર રહે છે; અને પાત્રનો પ્રવેશ વગેરેનું સૂચન પણ 'જૂવો ભાઇ જીવરામ ભટ આવ્યા. ઇ. ઇ. તાતા થેઇ.' વગેરે ભવાઇની જ પરિભાષામાં જ કર્યું છે. ભટના ભોપાળાને અંગે બોલતાં અમે એક સમર્થ વિદ્વાનના શબ્દોમાં કહી ગયા છઇએ કે હાસ્યરસ જમાવતાં માંકડાંને ખેલવવાના કરતાં અંકુશમાં રાખવામાં ખરૂં ચાતુર્ય છે. આ અંકુશને અભાવે, મિથ્યાભિમાન નાટકના રંગલાના અનુકરણ રૂપે પાછળથી થયેલાં નાટકોમાં વિદૂષક એક પ્રબળ પાત્ર થઇ પડયો હતો. વિદૂષકની શક્તિ અગાધ થઈ પડી! એ ગમે ત્યાં અને ગમે ત્યારે જઇ શકતો! એ ગમે તેવી બાબતમાં ટાહાલું પુરતો! અમારા મિત્ર સ્વ. કેશવલાલ પરીખના 'કજોડા દુઃખદર્શક નાટક'માં તો વિદૂષકની શક્તિ પરાકાષ્ટાએ પહોંચી છે. એ નાટકમાં કજોડાવાળું દંપતિ સુઈ રહે છે તે વખત પણ વિદૂષક હાજર હોય છે! નાટકની નાયકા ચંચળ પોતાના પતિને શયનગૃહમાં કાંઈ કહે છે તેના ઉત્તર ધરાધરી આપવાની ધૃષ્ટતા વિદૂષક કરે છે! 'મિથ્યાભિમાન નાટક' લખ્યા છતાં પણ કવીશ્વર નાટકકાર તરીકે ગુજરાતને જાણીતા નથી.

શિશુપાળ વધ અથવા રૂક્મિણી હરણ એ પ્રખ્યાત પૌરાણિક ઈતિવૃત્તને વસ્તુ લેઇને રા. ન. પુ. શંઘવીએ એજ નામનું નવીન નાટક રચ્યું છે. રા. રણછોડભાઇ અને રા. મણિલાલનાં હાલની શૈલીનાં નાટકની રીતે આ નાટક લખવામાં આવવા છતાં તેમાં નાટયશાસ્ત્રના નિયમોની ઉપેક્ષા કરી જણાતી નથી. બીજને યથાપ્રસંગ ખિલવવામાં તેમણે બહુ સફળ પ્રયાસ કર્યો છે. પદ્ય છંદમાં નહિ પણ હાલનાં નાટકશાળાઓમાં

પહેરીને હાથમાં મંજીરા લેઇને રંગભૂમિના એક ખૂણામાં સાંજંદાની સાથે હાજર જ રહેતો. પાત્ર આવે, અભિનયયુક્ત ગદ્ય બોલવાનું હોય તે બોલે, અને જ્યાં પદ્ય આવ્યું કે 'મેં કહેતા હું–કે કહેતી હું–તૂં સૂનલે' કહીને ચૂપ ઉભું રહેતું. એમ થાય કે સૂત્રધાર મંજીરા ખખડાવતેકને સાજંદા જોડે ગાવા મંડી જાય! બ્રહ્મચારી થએલો અર્જુન સુભદ્રાને પોતાનો પ્રેમ નિવેદન કરે તે સૂત્રધાર દ્વારા થાય! અને લાલિત્ય ભરેલી સુભદ્રા પણ પોતાનો પ્રેમ સૂત્રધાર મારફત જ ગાઈ જણાવે! ગુજરાતમાં નાટકમંડળીઓ નવી નીકળી ત્યારે ઘણા કાળ સુધી આ રિવાજની અસર રહી હતી. મોરબી નાટકમંડળીનાં નાટકોમાં આરંભમાં કેટલાંક વર્ષ સુધી પાત્રોની ગદ્ય ભાષા હિંદી અને ગાયનો ગુજરાતીમાં હતાં. પારસીભાઈઓએ આ પ્રદેશમાં પણ યથેચ્છ રમણ કર્યું છે. પારસી નાટકમંડળીઓ પ્રથમ અસ્તિત્વમાં આવી હતી. ફારસી અને ઉર્દુ કિસ્સાઓ ઉપરથી તૈયાર કરેલાં નાટક એઓ ભજવતા. ગુલબંકાવલી, બદરેમુનિ અને બેનઝીર એવાં એવાં નાટકો પારસી અને મુસલમાન કોમોને રૂચતાં થઈ પડતાં. એમાંની કેટલીક મંડળીઓએ સારૂં નામ કહાડ્યું છે. ગુજરાતી કંપનીઓ પણ સારી અને માતબર થઈ છે. બાકીનીઓ જૂના ઉતરેલા ડ્રેસ, જૂના રદ્દ થઈ ગયેલા પડદા અને સીનેરીથી પોતાનો નિભાવ કરી લે છે. તેમને નાનાં ગામમાં રખડવું પડે છે અને જેમણે નાટક શું એ કદી જોયું કે જાણ્યું એ ન હોય એવા પ્રેક્ષકોને રિઝવીને પોતાનું ગુજરાન કુટી કાઢવું પડે છે. મહેનતના બદલામાં ગામડામાંથી અનાજની લખણી ઘરાઘરી કરાવતી મંડળીઓ હોય છે!

નાટક મંડળીઓ સારૂ લખાયલાં નાટકોમાં છેક હલકા વર્ગની જ રૂચિને આનંદ આપી ઘણા પ્રેક્ષકો મેળવી દ્રવ્ય સંપાદન કરવાનો હેતુ હોવાથી ઉચ્ચ ભાવના, ઉંચો રસ અને ઉચ્ચ વૃત્તિયોનો અવકાશ જ રહેતો નથી. માત્ર સભાપણુ રૂપે વાર્તા લખી તેમાં વિષયવાસનાને ઉદ્દીપ્ત કરવી, ગમે તે રીતે હાસ્ય ઉપજાવવું એ નાટકનો ઉદ્દેશ થઈ પડ્યો છે. પ્રેમમાં પડેલી મોટી પદ્વીની સ્ત્રી, પોતાના પ્રેમના અવલંબન નાના છોકરાને 'છોકરા

ડરમાં તું દીસ સાથ, તને કોઇ ન મારે લાત'; અને અગાડી જતાં છોકરાને ફોસલાવવા કહે છે 'જેને મારે કેવાં કંકણ હાથ' એમાં કવિતા ક્યાં છે? રસ ક્યાં છે? પોતાની સાધ્વી સ્ત્રીનું શિયળભંગ થવાની શંકાથી ચારસેં ગાઉથી એને 'ફ્રૂટ' (!) કહેવા આવેલો રાજવંશી પતિ ઉઘાડી તરવારે અંતઃપુરમાં ધસે, સ્ત્રીને–રાણીને–લાત મારે અને બેબાકળી થઇને ફસડાઇ પડેલી સ્ત્રીના ઉપર તરવાર ઉગામી–તડી તડીને મારવા જતો અને ક્રોધ-ભર્યો ઉભો રહીને પછી ગાયન ગાવા મંડી જાય, આના જેવો રસભંગ બીજે ક્યાં જડે?! ઉચ્ચ વર્ગનું પાત્ર પોતાની સ્ત્રીને 'ફ્રૂટ ગ—ડી ચૂપ' કરીને ગાયન ગાય છે ત્યાં જૂગુપ્સાની સીમા આવી રહે છે. તેમાં એ વળી આવા દેખાવ વખતે 'વન્સ્ મોર' થાય અને વારેવારે એના એ જ ધમ-પછાડા, એના એ જ અભિનયો કરાય, અને વારેવારે કુદરતમાં ના જ બને એવા બનાવો જેમકે મોત, તે પણ આવી ક્ષૂદ્રતાથી ભજવી બતાવાય ત્યાં તદ્દન કૃત્રિમતા આવે છે. વળી કોઈ કોઈ નાટકોમાં અમુક પાત્રને ઉપદેશક બનાવી તેની પાસે ડહાપણનાં ટાલલાં કુટાવાય છે. સત્ય સ્પષ્ટ કહી બતા-વવું નહિ પણ સમગ્ર નાટક ઉપરથી વાંચનારને–જોનારને–પોતાની મેળે ઉપજાવી કાઢવા દેવું એ ખરી રીતિ છે, તથાપિ અઘરી છે. અને તેથી જ નાટકને ભાષણ કરવાનું સભાસ્થાન બનાવી દેવામાં આવે છે. અગાડી નામઃ ગણાવેલા 'મદ્યપાન દુઃખદર્શક' માં બસેં પાનાંનું લાંબું ભાષણ છે! લખ-નારાઓને એ શી રીતે ભજવાશે તેનો ખ્યાલ પણ નહિ હોય!

જો નાટકો રંગભૂમિ પર ભજવી શકાય નહિ તો સાધારણ વાર્તા અગર નિબંધ અને નાટકમાં શો ફેર રહ્યો? નાટક એ નિબંધ નથી; નાટક એ કેવળ વાર્તા નથી. નાટકમાં બીજનો ઉદય ક્રમશઃ પગલેં પગલે સંકલિત થયો જોઈએ; તેમ જ એનો રસ પણ ગાઢ જોઈએ. સાધારણ નિબંધ અગર વાર્તા લખનારના કરતાં પણ નાટકકારમાં ઉચ્ચ પ્રકારનું ચાતુર્ય અને જૂદા જૂદા જનસ્વભાવનાં જૂદાં જૂદાં રસમય ચિત્રો આલેખવાની શક્તિ જોઈએ. અને તેથી જ નાટકકારની પદ્વી ઉ... આ વાત લક્ષની બહાર જવાથી જ નાટકની કળાની ક્ષતિ

ગણના થઈ છે. હાલ તો વાર્તાને સંભાષણનું રૂપ આપવું, હલકી પ્રતિનો હાસ્ય ઉત્પન્ન કરવાનો યત્ન કરવો, ગદ્યથી થાકે ત્યાં પદ્ય અને પદ્યથી થાકે ત્યાં ગદ્ય મુકવું, અને સંગીતશાસ્ત્રના નિયમ વગરના-ધપ-છપ-ગપ-ભપ-એવાં વિચિત્ર તાલ ને પ્રાસવાળાં ગાયનો ઉમેરવાં એ નાટક લખવાના ધોરી નિયમ થઈ પડ્યા છે. આવાં નાટકો ખાંડીબંધ ઉભરાઈ જાય તો-પણ તેથી ભાષાની સ્મૃદ્ધિ વધી લેખાતી નથી. **बोधारोमत्सरग्रस्ताः** ની પેઠે વિદ્વાનો લખતા નથી અને નાટકશાળાની ભૂખ ભાગવાનું કામ સાત ચોપડીઓની શમશેરે ઝૂઝતા લેખકો પર આવી પડ્યું છે. જેને કાંઈ ન આવડે તેને નાટકશાળાને માટે નાટક લખતાં આવડે । આમ થઈ પડ્યું છે એ ઘણું ખેદકારક છે. રા. રમણભાઈ કહે છે તેમ આના કરતાં પણ સુલભ નવલવાર્તા લખવાનો રસ્તો સૂજ્યો ત્યારે જ આ ગ્રંથકર્તૃત્વપદા-ભિલાષી-અમે એમને ગ્રાંથિકસન્નિપાત થયેલા કહીશું-ઉપાસકોએ નાટકનો ખ્યાલ મુક્યો ।

રંગભૂમિ ઉપર ભજવાતાં નાટકો સંબંધે ઉપર કહી ગયા. એ નાટકોમાં જો ઉંચી ભાવના દાખલ થાય, માત્ર હલકી પ્રતિના પ્રેક્ષકોના વિનોદાર્થે નહિ પણ જનસમૂહની વૃત્તિ અને નીતિ ઉચ્ચતર કરવાના સ્તુત્ય અને પ્રશંસનીય હેતુથી જ માત્ર તે લખાય અને ભજવાય તો બેશક ધીરે ધીરે પ્રેક્ષકોની રૂચિ પણ ઉંચી થાય. તેમ જ લેખકોની દષ્ટિ પણ સર્વદા ઉચ્ચ લક્ષ તરફ જ રહે. કેટલીક મંડળીઓનાં કેટલાંક નાટકો સારા અંશ-વાળાં છે, એ કહેવું જોઈએ. **મર્હુમ ડાહ્યાભાઇ ધોળશાનો** નાટકના સાહિત્યની ઉન્નતિ કરવાનો પ્રયાસ સારી રીતે જાણીતો છે. વાંકાનેરના રાજકવિ **રા. નથુરામનાં** કરેલાં નાટકોમાં કેટલાંક સારા અંશવાળાં પદ્ય છે. કાઠી-આવાડી નાટકમંડળીવાળા **રા. વિશ્વનાથનો** પણ ઉદ્દેશ એવો દેખાય છે. રા. ડાહ્યાભાઈનું નાની વયમાં મૃત્યુ થવાથી તેમનો પ્રયાસ અટકી પડ્યો. મોરબી અને ગુજરાતી મંડળીનાં કેટલાંક ગાયનો રસભરેલાં છે. પણ પ્રેક્ષક-વર્ગની તુષ્ટિને સારૂ ફરી ફરીને ગાવામાં આવવાથી તેનું લાલિત્ય ઓછું થતું જણાય છે.

નાટકોમાં કદી કદી સારાં કાવ્યો દૃષ્ટિગોચર થાય છે એમ અમે કહ્યું, પણ માત્ર સારાં કાવ્યોથી જ નાટકનું સમગ્ર રૂપ થતું નથી. તેમ થવાને તેનાં સઘળાં અંગો હોવાંજ જોઇએ. આંખ આંજી નાંખતાં ખોટાં જરીદાર કપડાં, ઝગઝગાટ રોશની અને ભપકાદાર પડદાઓથી મૂળ વસ્તુની ખામી પુરાતી નથી.

આવી દશામાં, ગુજરાતી નાટકસાહિત્યમાં માત્ર એક જ આશાજનક નવું નાટક ઉમેરાયું છે. પ્રથમ પ્રયાસ હોવાથી સર્વથા દોષરહિત તો નહિ પણ કુશળતા ભરેલી વસ્તુસંકલના, જનસ્વભાવનું રસિક ચિત્ર અને કવિત્વમય ભાવ મર્હુમ વિદ્વાન મણિલાલકૃત 'કાન્તા'માં જ દૃષ્ટિગોચર થાય છે. કવિના પોતાના હૃદયની વિશેષતા ગૌણતા પામીને માત્ર પાત્રના હૃદયનાં ભાવભર્યા ચિત્રો આ નાટકમાં જ મળે)છે. એ નાટક ઉપરથી લખનારનો બુદ્ધિપ્રભાવ નજર પડે છે. મનોહર કલ્પનાવિલાસ, સર્વ ઇંદ્રિયોના પુષ્કળ અભિલાપ, કુશળતા ભરેલો સર્વાનુભવ, સૃષ્ટિલીલાનું અનેકરૂપ દર્શન અને વર્ણનો નવાં લખાયલાં નાટકોમાં માત્ર 'કાન્તા'માં જ મળે છે. સન ૧૮૮૪ માં આ નાટક લખ્યા પછી સ્વ. મણિલાલે નાટકલેખન મૂકી દીધું. આ અંગે બોલતાં તો એમની વૃત્તિ અભેદમાર્ગગામી થતાં ખરેખર સાહિત્યને ખોટ જ ગઇ છે.

નાટકનું કવિત્વ બહુ વિરલ હોઈ તેમાં કુશળતા સંપાદન થવી બહુ દુર્ઘટ છે. માટે જ પ્રેરક બળો છતાં રા. રણછોડભાઈનો ચલાવેલો પ્રવાહ અટક્યો છે. એ ઝરણાએ વધીને નદીનું રૂપ ધારણ કર્યું નથી, અને નાટકસાહિત્યની ઉન્નતિ થઈ નથી. નાટક મંડળીઓનાં નાટકોમાં કાવ્ય નહિ અને બીજા લેખકોના નાટકમાં નાટ્ય નહિ એવી દુઃખભર સ્થિતિ આવી પડી છે.

વિશેષ બુદ્ધિ, કવિત્વ અને શક્તિવાળા લખનારા પેદા થઈ ગુજરાતી નાટકસાહિત્યમાં અવનવો વધારો થાય એ આશા સફળ થાઓ એવું ઇચ્છીએ છઈએ.

## પ્રકરણ ૩.

## સાહિત્ય ( ચાલુ ).

### (૩) કવિતા.

પુસ્તકો મેળવવામાં ઘણી ઘણી અડચણો પડતી હતી અને પુસ્તક મળ્યા પછી તેને ઉતારી અગર ઉતરાવી લેવાનું કામ ઘણું કંટાળા ભરેલું અને ખરચાળ હતું. નવી દાખલ થયલી કેળવણીને લીધે અને જૂદી જૂદી નવી નીકળેલી સંસ્થાઓને લીધે સામાન્ય રીતે પ્રજામાં જે ચાંચલ્ય આવ્યું હતું તેના પરિણામ તરીકે શરૂવાતમાં અમદાવાદમાં ત્રણ છાપખાનાં નીકળ્યાં હતાં. પ્રથમનાં છાપખાનાં શિલા પ્રેસનાં હતાં. આ તરફ એટલે અમદાવાદમાં સામળનું નામ વધારે જાણીતું તેથી સામળભટની વાતો ઘણી વંચાતી. લોકોને વાંચન પૂરૂં પાડવાના હેતુથી અમદાવાદના એક જૂના છાપખાનાવાળા **બાજીભાઇ અમીચંદે** સામળની ઘણી વારતાઓ છાપી હતી. શિલાપ્રેસને સારૂ છાપવાના પુસ્તકની પ્રથમ નક્લ કરવી પડતી હોવાથી લખનારાઓના જ્ઞાન પ્રમાણે આ વારતાઓમાં વિચિત્ર ફેરફાર થતો. સહેજ મળતા આવતા શબ્દોમાં, જ્યાં શબ્દ ન બેશે ત્યાં નવો શબ્દ ઘોચી ઘાલવાથી ફેરફાર થઇ જતો, તેમ જ અમુક શબ્દ ઉમેરીને વાંચવાની આંચળી હોવાથી પણ મૂળમાં ઘણો તફાવત પડી જતો.

ખૂદ સાહિત્ય અને પ્રજાના જ્ઞાનની વૃદ્ધિને માટે કાઢેલા બુદ્ધિપ્રકાશમાં જ કેવું અને કેવી રીતે લખાતું તે 'બુદ્ધિપ્રકાશ'ના ત્રીજા પુસ્તકના એક અંકમાંથી નીચે આપેલા અવતરણથી સમજાશે. તેમાં લખે છે કેઃ—

'પેહેલુ જે લોકોને વર્તમાન પત્ર અને ચોપાનીયાં વાંચવાની ટેવ હોય છે, તેઉનેં એવી સારી રીતે વાંચતા આવડે છે કે બે ઘડી લોક જોઈ રેહે છે. કેમકે જેવા ડોલથી વાંચવુ જોઈએ તેવો ડોલ કરીને વાંચે

છે ( જે વાતમાં અજબ તરેહનું, હરખનું, શોકનું જેવું હોય તેવું વાંચે છે. ) પણ બીજાથી તે રીતે વંચાતુ નથી. અને વલી રાત દાહાડાના વાંચનાર મતલબ જેવી બરાબર સમજે છે તેવી બીજા શમજતા નથી, ને તેથી કંઈક ફેરો તેઓ વાતનું વરેહુ કરે છે.'

'બીજો નફો એકે જે લોકો વર્ત્તમાંનપત્ર અને ચોપાનીઆં મેળવીને વાંચે છે તે લોકો સુધ લખવાનું ઘણું કરીને બરાબર જાણે છે અને ઝડપથી પણ લખે છે. અને શબ્દના અરથ બરાબર થાએ તેવા લખે છે; અને કેવો શબ્દ કીએ ઠેકાણે લખવો જોઇએ ત્યાંહાં તે લખે છે ને બોલવો જોઈએ ત્યાંહાં બોલે છે, તેમ બીજા લોકો હેવું કાંઈ કરવાને શકતા નથી. વાંચનારા જુદી જુદી ઢબનું વાંચવાનું તથા લખવાનું જાણે છે ને તેની મતલબ ઝટ સમજે છે ને તેમના વીચાર સારૂ હોય છે.'

ઈ. સ. ૧૮૬૦ માં છપાયલી બત્રીશ પૂતળીની વાર્ત્તામાંની 'ગોટકાની વાર્ત્તા'નું મુખપૃષ્ટ તે વખતની સ્થિતિનું આપણને ભાન કરાવે છે:—

"ગોટકાની વાર્ત્તા

દોહરા તથા ચોપાઈથી સામળ કવીની કીધેલી છે. આ પ્રાંતના લોકોની બુધી તથા ચતુરાઈ વધે તેને વાસ્તે **લલુભાઇ અમીચંદે** પોતાના છાપખાનામાં છાપી છે અમદાવાદ સને ૧૮૬૦ સંવત ૧૯૧૬."

આ લલ્લુભાઈ અમે ઉપર કહેલા બાજીભાઇના ભાઈ થતા અને તેમની પેઠે એમણે પણ છાપખાનું કાઢ્યું હતું.

આવા સાહિત્યથી પ્રજાની ભૂખ ભાગે એમ નહતું. જૂના કવિયોનાં કાવ્ય એકઠાં કરવાં, તેને કેવી રીતે ઉતારી લેવાં, કેવી રીતે જૂદાં જૂદાં લિખિત પુસ્તકોમાંથી મેળવીને તેનો સારોદ્ધાર કરીને છપાવવાં વગેરે સૂચનાઓ. મી. ફોર્બ્સે શરૂઆતમાં જ પોતાના ભાષણમાં આપી હતી. કેટલાંક વર્ષ બાદ જૂના કવિયોનાં કાવ્ય સારા રૂપમાં લોકોના વાંચવામાં આવે એવા સ્તુત્ય હેતુથી સરકારે **કવીશ્વર દલપતરામ** પાસે 'કાવ્યદોહન' નામનું પુસ્તક લખાવ્યું. એ પુસ્તક એમણે ઈ. સ. ૧૮૬૧ માં પૂરૂં તૈયાર કર્યું. એ પુસ્તકની પ્રસ્તાવનામાં એઓ લખે છે કે:—

"જેટલી કવિતા અમને મળી આવી તેમાંની સારી સારીમાંથી નમુના દાખલ લેઈ આ ચોપડીમાં દાખલ કરી છે. આ ચોપડીના ત્રણ ભાગ કર્યા છે. પહેલા ભાગમાં છંદ પ્રબંધને મળતી આવે એવી કવિતા લીધી છે. બીજા ભાગમાં પુરૂષોને ગાવાના તરેહ તરેહ રાગનાં પદ લખ્યાં છે. ત્રીજા ભાગમાં ગરબી, ગીત વગેરે સ્ત્રીઓને ગાવાના રાગની કવિતા દાખલ કરી છે.

"આ ચોપડી રચવાનું કારણ એટલું જ કે, ગુજરાતના કવિયો કેવી ભાષાથી અને કેવી ઢબથી કવિતા રચતા આવ્યા છે, તે સર્વેના જાણ્યામાં આવે. આ ચોપડીમાં આજથી પહેલાં થઈ ગયા તેજ કવિયોની કવિતા લીધી છે."

"આ ચોપડી વાંચ્યાથી ખાતરી થશે કે, **ચારસેં વર્ષ ઉપરના અને આ વખતના ગુજરાતના કવિયોની ભાષામાં કાંઇ વધારે ફેરફાર થએલો નથી.**"

આ પુસ્તકમાં લગભગ ચોર્યાસી* કવિયોની કવિતા આપી હતી. ટુંકી

* કાવ્યદોહન પુસ્તક ૧ લું.

ભાગ ૧. નરસૈ મહેતો, તુલસી, તુળસીદાસ, પ્રેમાનંદ, જગજીવન સન્યાસી, અખો, સામળભટ્ટ, વલ્લભભટ્ટ, દ્વારકોભક્ત, જીવરામ, કાળીદાસ, પ્રીતમદાસ, હેમો, રેવાશંકર, નિષ્કુળાનંદ, રણછોડજી દિવાન, મુક્તાનંદ, દયારામ, નરભેરામ, શોભણદાસ, ઘેલો વ્યાસ, ગીરધર, ભવાન ભક્ત, કેશવ, ધનદાસ, નિમાનંદ, ભુખણ, કૃષ્ણરામ, શંભુનાથ, ઉદયરત્ન.

ભાગ ૨. વિષ્ણુદાસ, શિવાનંદ, શિવદાસ, વિનયવિજય, રત્નો, જીવન, મનોહરદાસ, ધીરો ભક્ત, બ્રહ્માનંદ, અલખ બુલાખી, ડુંગર બારોટ, બાપુ, દેવાનંદ રણછોડ ભક્ત, મીરાંબાઇ, મૂળદાસ, માંડણ, શાંતિદાસ, ગોપાળદાસ, આશારામ, કલ્યાણદાસ, મીઠો, રાવો ભક્ત. કેવળપુરી, લાલદાસ, રાજે, ભોજો ભક્ત, રામકૃષ્ણ, મુકુંદ, સાંકળેશ્વર, ઈચ્છારામ, માવદાસ, અમૃત, સમયસુદર' જ્ઞાનવિમળ, મુનીલાવણ, આદિતરામ, રઘુનંદન, મંજુકેશાનંદ, ગોવિંદદાસ, દેવીદાસ.

ભાગ ૩ જો. દલપત, રઘુનાથદાસ, લજ્જારામ, પદ્મવિજય, હરિભટ, દીપવિજય, રૂપવિજય, પ્રેમાનંદ સ્વામી, મૂળદાસ, આત્મારામ, નાનોભક્ત, પુરીબાઈ, લઘુનાથ.

કાવ્યદોહન પુસ્તક ૨ જુ—જૈન કવિયો કુમુદચંદ અને જશવિજય.

મુદતમાં આ કાવ્યદોહનનો ઉઠાવ થઈ ગયો હતો. આ પુસ્તક લોકોમાં ઘણું પસંદ પડ્યું હતું અને એની ઘણી આવૃત્તિઓ થઈ હતી.

આ પછી સન ૧૮૬૫ માં સરકારે કવીશ્વર પાસે 'કાવ્યદોહન' નું બીજું પુસ્તક પ્રગટ કરાવ્યું. સરકારની ખાસ સૂચનાથી આ પુસ્તકમાં ઝાઝા કવિયોની કવિતા લીધી નથી. જે જે સારા લાગ્યા તેવા કવિયોની સારી સારી કવિતા લીધી છે. તેમ જ જે લીધી છે તે સંપૂર્ણ લીધી છે. અધુરો વિષય લેવાની અને ગરબીઓ લેવાની સરકારે ખાસ ના કહી હતી. આ પુસ્તકમાં નરસિંહ મહેતાનાં પરચુરણ પદો, પ્રેમાનંદ કવિનું 'નરસિંહ મહેતાનું મામેરૂં', 'સુદામાચરિત્ર' અને 'નળાખ્યાન' વગેરે લીધાં છે. અખાની જૂદા જૂદા વિષયની કવિતા, સામળભટની બત્રીસપૂતળીની, સુડાબોતેરીની અને બીજી વાતોમાંથી દૃષ્ટાંત દેવા લાયક જોઈને પાંચસે છપ્પા તારવીને લીધા છે.

'કાવ્યદોહન' સંબંધી કાંઈ ચરચા ઉઠી હશે એમ જણાય છે. શું થયું હતું તે અમને યાદ નથી પણ કવીશ્વરે બીજા પુસ્તકની પ્રસ્તાવનામાં સહજ ઇસારો કર્યો છે તે ઉપરથી કાંઇ અનુમાન થાય છે. તેઓ કહે છે કે "કોઇને શેલડી મીઠી લાગે છે, અને કોઇને દરાખ મીઠી લાગે છે; તેમજ કેટલાએક કેવી કવિતા પસંદ કરતા હશે અને બીજા જૂદી તરેહની પસંદ કરતા હશે. પણ મારી બુદ્ધિ પ્રમાણે મને જે સારી લાગી તે આ પુસ્તકમાં મેં લીધી છે. માટે જેને આ કરતાં સારી કવિતાનું પુસ્તક તૈયાર કરવાની મરજી હશે તે હવે ત્રીજું પુસ્તક તૈયાર કરશે. **પછી ચોથું વળી હું કરીશ!**"

બીજું પુસ્તક તૈયાર કરતાં શા ધોરણે કામ કર્યું હતું તે સમજાવતાં તેઓ કહે છે કે "હરેક કવિતાની ત્રણ ત્રણ પ્રતો જુદી જુદી મગાવીને, તેના રાગ બેસારીને, એના તાળમાં વધતા ઘટતા અક્ષરો લખનારાઓએ કરી નાંખેલા તે સુધારતાં બહુ મહેનત પડી છે. વળી એક પ્રત બીજી પ્રતને મળતી આવતી નથી. અને ઘણી અશુદ્ધ થઇ ગએલી, તે સુધારતાં બહુ મહેનત પડે છે. આ પુસ્તકમાં લીધેલી કેટલીએક કવિતાઓ, મુંબાઇમાં,

અને અમદાવાદમાં છાપખાનાવાળાઓએ છાપેલી છે, પણ ઘણી અશુદ્ધિને લીધે લોકો બરાબર વાંચી કે સમજી શકતા નથી; તેથી તેઓને પૂરો રસ લાગતો નથી. **અને સુધારીને છાપવાથી** 'કાવ્યદોહન' નું પહેલું પુસ્તક લોકોને કેવું પસંદ પડયું ? તે ટુંકી મુદતમાં તેની વધારે ખપત ઉપરથી માલુમ પડે છે. મારી તો ખાતરી છે કે પહેલા પુસ્તક કરતાં આ બીજું પુસ્તક સરસ થયું છે." પ્રથમ પુસ્તકમાં આવી ગયેલા કવિયોમાંથી ત્રણ ચારની અને બે નવા જૈન કવિની કવિતા આ પુસ્તકમાં લીધી હતી.

આ 'કાવ્યદોહનો' ની ભાષા વિષે બે બોલ બોલવાનું ઉપલબ્ધ થાય છે. કવીશ્વર પોતેજ બીજા પુસ્તકની પ્રસ્તાવનામાં કહે છે કે એ કવિતાઓ એમણે **સુધારીને** છાપી છે. તેમજ પહેલા પુસ્તકની પ્રસ્તાવનામાં સહેજ ઇસારો કરે છે કે ચારસેં વર્ષ ઉપરના અને આ વખતના ગુજરાતીના કવિયોની ભાષામાં કાંઇ વધારે ફેરફાર થએલો નથી. કેટલાક કહે છે તેમ પોતે ફેરફાર કરીને પોતાની ભાષા જૂની ભાષા તરીકે ગણાય એમ એમણે કર્યું હોય એ અમે માનતા નથી. તેની સાથે એમના કહેવા પ્રમાણે–કાવ્યદોહનમાં છપાયલી ભાષામાં હાલની ભાષા કરતાં કાંઇ ઝાઝો ફેરફાર જણાતો પણ નથી. ચારસેં વર્ષ ઉપરની અને હાલની ભાષામાં ફેર ન પડે એ સંભાવ્ય નથી. ચારસેં વર્ષ સુધી બોલાતી ભાષામાં કશો વિકાર ન થાય એ કોઈ પણ ભાષાશાસ્ત્રી કબૂલ રાખશે નહિ. તેમજ કવીશ્વરના વખત પછી મળેલા જૂના ગ્રંથો ઉપરથી એ વાત પ્રતિપાદન થઈ ગઈ છે.

અમને તો એમ લાગે છે કે કવીશ્વરે **જુના લખાયલા જુના ગ્રંથો** મેળવીને કવિતા છાપી નથી. એટલે એમને લોકોમાં પ્રચલિત હોય એવીજ–બીજી રીતે બોલીએ તો–ફેરફાર થયેલીજ–કવિતા મળી છે. નરસિંહ મહેતાનાં પ્રભાતિયાં લોકોમાં એટલાં ગવાય છે કે તેની ભાષા તો આજથી સો બસેં વર્ષ પછી પણ જોનારને પોતાના કાળની ભાષા જેવીજ લાગશે. 'કાવ્યદોહન' ઉપર સ્હેજ નજર નાંખવાથી અમારા કહેવાનું સત્ય દૃષ્ટિગોચર થશે. લોકોમાં ગવાતી ન હોય એવી અને પાછી જૂના કાળમાં ઉતારાયલી–લખાયલી કવિતાની વાત જૂદી છે. ભાષામાં ફેર પડયો નથી એ

બતાવવાને કવીશ્વરે પોતેજ ફેરફાર કર્યો હોય એ અમે માની શકતા નથી; પણ લોકોના વપરાશથી ફેરફાર થએલી કવિતાને જૂની-જે કાળે બનાવાઈ હશે તે કાળની માની લેવામાં કવીશ્વરની શુદ્ધ મનથી ભૂલ થઈ હોય એ સ્વાભાવિક છે.

'કાવ્યદોહન' ના બીજા પુસ્તકમાં નાંખેલું બીકું ઝડપીને કોઇએ કાવ્યદોહનનું ત્રીજું પુસ્તક કાઢી કવીશ્વર પાસે ચોથું કઢાવ્યું નથી. પણ કેટલાંક વર્ષો બાદ **રા. બ. હરગોવંદદાસ કાંટાવાળા** અને બીજા ગૃહસ્થોએ ગુજરાતી જૂની કવિતાનો ભંડાર ખંખોળવાનું સ્તુત્ય કાર્ય આરંભ્યું હતું. એમણે જૂના કવિયોનાં કાવ્ય એકઠાં કરીને 'પ્રાચીન કાવ્ય' નામથી એક ત્રિમાસિક પત્ર કાઢ્યું હતું. જૂના ગ્રંથોની ખોળમાં પડતા શ્રમની વાત છેક મી. ફોર્બ્સના કાળથી આપણે જાણીએ છઇએ. એમના જેવી પદ્દીના અને વગ ધરાવનારા ગૃહસ્થને પણ જૂનાં પુસ્તકો મેળવતાં કેવી અડચણ પડતી તે કવીશ્વર આપણને કહી ગયા છે. જૂનાં પુસ્તકોના માલિકો પ્રથમ તો હાથ જ મુકવા દેતા નથી, અને જો પુસ્તકનું અસ્તિત્વ કબૂલ કરીને આપવાની ખુશી બતાવતા તો ઘણાજ બદલાની આશા રાખતા. સ્વ. ફોર્બ્સ પાસે એવા સંયોગમાં એક માણસે ગામ કરતાં પણ કાંઈ વિશેષ ઈનામમાં માગ્યું હતું! આ માગણીના જવાબમાં એમણે કવીશ્વર પાસે હનુમાન નાટક માંહ્યલી વાત કહેવડાવી હતી! નાટકમાં હનુમાનનો વેશ આવ્યો તેને એક માણસે કહ્યું કે એ હનુમાન બાપજી! તમે મને બાયડી મેળવી આપો તો હું તમને તેલ સિંદૂર ચઢાવું. હનુમાને ઉત્તર આપ્યો કે 'તને પરણાવા મારી પાસે સ્ત્રી હોય તો હું જ કુંવારો રહું?' આ વસ્તુસ્થિતિ હજુ પણ બદલાઇ નથી. કવિ ભાલણના દશમની એક પ્રતને બદલે એક વિદ્વાન ગૃહસ્થે પચશેં રૂપીઆ ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી પાસે માગ્યા હતા! પાટણમાંથી એજ પુસ્તકની વાણીઆસાઈ અક્ષરે લખાયલી નજીવી પ્રતને બદલે પચ્ચાશ રૂપીઆ અને છપાય ત્યારે છાપેલી પચ્ચાશ નકલો અમારી પાસે માગી હતી! ત્રિમાસિકને સારૂ જૂની કવિતા મેળવતાં પડેલી વિટંબણાનો ઈસારો રા. બ. હરગોવંદદાસ ઘણી વાર કરે છે. નવ દશ વર્ષની જીંદગી ભોગવી આ ત્રિમાસિકે ઘણીક જૂની કવિતા અજવાળામાં આણી છે.

પ્રાચીનકાવ્ય ત્રિમાસિક નીકળ્યા પછી જૂની કવિતાનો ઉદ્ધાર કરનાર 'અપ્રસિદ્ધ ગૂજરાતી કાવ્ય' નામે એક સામયિક પત્ર નડીઆદમાં **રા. ચતુરભાઇ પટેલે** કાઢ્યુ હતું. એને લીધે પણ કેટલાક જૂના કવિયો અને જૂનાં કાવ્યો ગુજરાતી પ્રજાની જાણમાં આવ્યાં છે. રા. ચતુરભાઇએ ઉત્સાહથી આરંભેલા આ પત્રે વધારે જીવન ભોગવ્યું નહિ એ ગુજરાતી સાહિત્યને ગેરલાભ જ થયો છે.

પ્રાચીનકાવ્ય ત્રિમાસિકે થોડાં વર્ષ જીંદગી ભોગવી એટલામાં સુભાગ્યે **દિ. બા. મણિભાઇ જશભાઇ** વડોદરાના દિવાનપદે આવ્યા. તેમના પ્રયાસથી **શ્રીમન્મહારાજા ગાયકવાડ સયાજીરાવે** ગુજરાતી જૂની કવિતા પ્રસિદ્ધ કરાવવાનું ઘણું સ્તુત્ય કાર્ય આરંભ્યું.

શ્રીમન્મહારાજાએ એ શુભમાં સારી રકમ ઉદારતાથી આપી અને એક કમિટિ નીમીને ગ્રંથો પ્રકટ કરવાનું કામ તેને સોંપ્યું. ખાસ વહીવટ રા. હરગોવંદદાસ પાસે હતો. શાસ્ત્રી નાથાશંકર વગેરે એમની જોડે આ પ્રશંસનિય કાર્યમાં સામીલ હતા.

નવી નીકળેલી આ ગ્રંથમાળાને 'પ્રાચીન કાવ્યમાળા' નામ આપ્યું હતું. આ પુસ્તકોમાં કવિવાર જેમ મળી આવી તેમ જૂની કવિતા પ્રગટ થઈ છે. કવિનું જીવન, ગ્રંથનો સાર, પ્રસ્તાવના અને મૂળ ગ્રંથ એમ પ્રકટ કરવાનો સામાન્ય રીતે ક્રમ રાખ્યો હોય એમ જણાય છે. બની શકે ત્યાં એકથી વધારે પ્રતો ઉપરથી પાઠ મુકરર કરવામાં આવ્યા છે અને શબ્દાર્થ આપતી વખતે ટૂંકી–ઘણીવાર છેક જ ટૂંકી–ટીકા પણ આપવામાં આવી છે. આ ગ્રંથમાળાને માટે 'સુદર્શન'માં કોઇ 'સત્યને ચહાનાર' ચર્ચાપત્રિએ લખ્યું હતું કે તેમાં '(આ કાવ્યમાળામાં) એક સંગ્રહ થાય છે તે ઠીક છે, એ કરતાં વધારે સંતોષ ભરેલો અભિપ્રાય, અભિપ્રાય આપવાની યોગ્યતા ધરાવનાર કોઈએ આપ્યો નથી.' અમારો આધીન અભિપ્રાય આથી જૂદો છે. એક કામ કોઈએ પ્રથમ કર્યું તેનાથી વધારે સારી રીતે કરી શકાય એમ હોય એટલા જ ઉપરથી માત્ર પેલા પ્રથમ કરનારની કીર્ત્તિ અને માન ઓછું થતું નથી. જે સમયે કાવ્યદોહન સિવાય બીજાં જૂની કવિતાનાં પુસ્તકોનો જન્મ

થયો નહતો તે વખતે ઉદ્યોગ, ખંત અને રંજ ઉઠાવીને પ્રસિદ્ધ કરેલાં પ્રાચીન ત્રિમાસિક અને પ્રાચીન કાવ્યમાળાથી થએલી સાહિત્યસેવાની કિંમત ઓછી થઈ શકતી નથી. એ બન્નેને લીધે ગુજરાતી પ્રજા ઘણી જૂની કવિતા વાંચી શકી છે; અને તે માટે રા. બ. હરગોવંદાસ અને મર્હૂમ શાસ્ત્રીને ધન્યવાદ જ ઘટે છે.

લોકોમાં દિન પ્રતિદિન વાંચનનો શોખ વધતો જાય છે અને તે સારૂ પુસ્તકો પૂરાં પાડવાનો પ્રયત્ન ઘણા સાહિત્યપ્રેમી જનો કરી રહ્યા હતા. આવા એક વખાણવા લાયક શ્રમના ફળ તરીકે જ ગુજરાતી સાહિત્યને ભાઈ ઇચ્છારામ સૂર્યરામનાં 'બૃહત્ કાવ્યદોહન' મળ્યાં છે. આ ગ્રંથ પ્રગટ થયાની પૂર્વે બહાર પડેલાં 'કાવ્ય દોહન,' 'અપ્રસિદ્ધ ગુજરાતી કાવ્ય' અને 'પ્રાચીન કાવ્ય' વગેરેમાં આવી ગએલી તેમજ રા. ઇચ્છારામે મેળવેલી બીજી ઘણીક કવિતા એકઠી થઈને આ કાવ્યદોહન છપાયાં છે. એમની પ્રતિજ્ઞા દશ પુસ્તકો બહાર પાડવાની હતી. મોટાં દળદાર સાત પુસ્તકો તો બહાર પડી ચૂક્યાં છે. જો કે આ પુસ્તકોમાં છાપેલી કવિતા સંશોધન કરીને છાપી નથી, તેમજ ટીકા વગેરે આપ્યાં નથી છતાં આ સંગ્રહ ઉપયોગી થયો છે. શ્રમ અને વ્યય કરીને ભાષાના મોટા અને જૂના ભંડારને ગુજરાતી પ્રજા આગળ ખૂલ્લો મુકવાના ઇષ્ટ પ્રયત્નને સારૂ એ ભાઈને ધન્યવાદ ઘટે છે. દરેક કવિવાર, સંશોધિત અને ટીકાવાળી આવૃત્તિની જરૂર પૂરી પડી નથી, તે એઓ અગર બીજો કોઈ વિદ્વાન પૂરી પાડશે.

સ્વ. કવિ નર્મદાશંકરને કવિ દયારામ તરફ ઘણો પક્ષપાત હતો તે જાણીતી વાત છે. જૂનું નર્મગદ્ય જોતાં માલમ પડશે કે દયારામના જેવા પોતે હતા એવું એમનું માનવું હતું. દયારામની ગરબીઓ 'પ્રેમસાગર' નામથી તેમજ છૂટક છૂટક છપાઈ હતી. કવિએ જાતે મુસાફરી કરીને,—શ્રમ લઈને—દયારામની કવિતાનો સારો સંગ્રહ એકઠો કરીને છપાવ્યો. અત્યારસુધીમાં દયારામની કવિતાનો કવિના જેવો અને જેટલો સંગ્રહ બીજો થયો નથી. દયારામની ગુજરાતી કવિતાની ભેગી દયારામની હિંદી ભાષાની કવિતા અને એમના જાણીતા ગ્રંથ 'વસ્તુ વૃંદદીપિકા' અને 'સતસૈયા'

પણ છાપ્યા હતા. આ આવૃત્તિમાં, જેમ પોતાની નર્મકવિતામાં પોતાની કવિતા સબંધે કર્યું હતું તેમ કવિયે દયારામની કવિતાની તૂલના કરી કિંમત આંકીને તેનો પહેલો, બાજો અને ત્રીજો એવા વર્ગ પાડયા હતા ! આ વર્ગણી ગુજરાતી વાંચનારી પ્રજાને કબૂલ હોય એમ અમારૂં ધારવું નથી. મોટી કિંમત રાખ્યા છતાં પણ કવિનું પુસ્તક ખપી ગયું હતું; અને એની માગણી એટલી હતી કે ગુજરાતી પ્રેસે એની બીજી અને ત્રીજી એમ બે આવૃત્તિઓ કાઢી છે. આ આવૃત્તિઓમાં બહુ વ્યવસાયને લીધે અથવા સુધારનારના પ્રમાદને લીધે ઘણી ભૂલો પેસી ગઈ છે.

કાઠીઆવાડના **રેવાશંકર** કવિની કવિતા અને એમનો 'કૃષ્ણજન્મ-ખંડ,' **ભોજાભક્ત**ની કવિતા, ચાબખા, સ્વામીનારાયણ પંથના સાધુ કવિયો **નિષ્કુળાનંદ, પ્રેમાનંદ** અને **બ્રહ્માનંદ**ની કવિતા પણ જૂદી જૂદી છપાઈ પ્રસિદ્ધ થઈ છે.

સામળભટની બત્રીસ પૂતળીઓની વારતાઓ, વૈતાળપચ્ચીશી, અને સુડાબહોતેરીની વાર્ત્તાઓ તો શરૂવાતમાં તે વખતના છાપખાનાવાળાઓએ પ્રસિદ્ધ કરી હતી એ અમે આગળ કહી ગયા છઈએ.

અમદાવાદના સાઠોદરા નાગર કવિ **અલખ બુલાખીરામ**ની કવિતાનું એક નાનું પુસ્તક બ્હાર પડીને એમના ભક્તમંડળમાં વંચાયું હતું.

પ્રેમાનંદ કવિનાં ઘણાં કાવ્ય પ્રસિદ્ધ થઈ ચૂક્યાં છે. સહુથી સારી આવૃત્તિ નરસિંહમહેતાના મામેરાની છે. સ્વ. **નવલરામે** આ આવૃત્તિ કાઢી છે. આરંભમાં ગ્રંથને શોભે એવી પ્રસ્તાવના, કવિજીવન, પાઠાન્તર સાથે ટીકા વગેરે આપીને સારોદ્ધાર કરેલી આવૃત્તિ કેવી જોઈએ એનો નમુનો બતાવવાને જ કાઢી ન હોય એવી આ આવૃત્તિ છે. એજ કવિશ્રીનાં બીજા સુંદર કાવ્ય 'નળાખ્યાન' ની સારી રીતની ટીકાવાળી આવૃત્તિ નીકળી છે. આ આવૃત્તિ સુરતનિવાસી **રા. છગનલાલ ઠા. મોદી અને રા. દાસુભાઇ ડાહ્માભાઇ** બન્ને મિત્રોએ મળીને કાઢી છે અને એકંદરે સારી થઈ છે. પરંતુ આનાથી નળાખ્યાન જેવા કાવ્યની સંશોધિત અને યથાયોગ્ય ટીકાવાળી આવૃત્તિની ગરજ મટી ગઈ નથી. પ્રેમાનંદનાં દરેક કાવ્યની છૂટીછૂટી આવૃત્તિયો ભાષામાં થાય એવી આશા ગુજરાતીનો દરેક ભક્ત રાખે જ. મ

સુરત સોદાગરવાળા રા. **નગીનદાસે** પ્રેમાનંદનો દશમ–શ્રીમદ્ ભાગવતનો દશમ સ્કંધ–પ્રગટ કરવાનો આરંભ કર્યો હતો. સામાન્ય રીતે પુસ્તક વેચનારા જેટલી કાળજીથી પુસ્તક છપાવે છે તેટલી અને તેવા પ્રકારની કાળજીથી આ સુંદર ગ્રંથનો આરંભ થયો હતો. પરંતુ કેળવણી ખાતાની પાસે મદદ માગતાં એવા ગ્રંથનો જો સારોદ્ધાર કરીને છપાય તો જ મદદ આપવાની ઈચ્છા જણાવ્યાથી આ કામ રા. નગીનદાસે **કવિ નર્મદને** જ સોંપ્યું હતું. તેમણે જૂદી જૂદી પ્રતો એકઠી કરીને, સારોદ્ધાર કરીને આ સુંદર ગ્રંથ ગુજરાતી પ્રજાની સમક્ષ મૂક્યો હતો. શ્રીમદ્ભાગવતનો દશમસ્કંધ, અને તેમાંએ પ્રેમાનંદ કવિની નેવું વરસની વયે છેલ્લો લખાયેલો, પછી એમાં કહેવા જેવું શું હોય? રા. નગીનદાસે આ ગ્રંથની બીજી આવૃત્તિ કરી છે. ઘણી પ્રતો મેળવીને વધારે શ્રમથી સંશોધિત આવૃત્તિની હજુ ખામી છે. પ્રેમાનંદ સિવાય એના શિષ્ય રત્નેશ્વરે પણ ગુજરાતીમાં દશમસ્કંધ લખ્યો છે આ ગ્રંથ પણ આ સાઠીમાં પ્રસિદ્ધ થયો છે. દરેક અધ્યાયને આરંભે પોતે નવો બનાવેલો શ્લોક મૂક્યો છે અને ભાષાન્તર શુદ્ધ અને સારૂં થયું છે. કવિ પ્રેમાનંદના શિષ્ય પણ કેવા વિદ્વાન હતા તેનો ખ્યાલ આપણને આ ગ્રંથથી આવે છે. આ બે સિવાય પાટણના કવિશ્રી ભાલણે પણ પ્રેમાનંદની પહેલાં 'દશમ' લખ્યો છે. એની સંશોધિત આવૃત્તિ અમારી તરફથી તૈયાર થાય છે. ગુજરાતી પ્રેસમાંથી આખું શ્રીમદ્ભાગવત–ગુજરાતી કવિતામાં–બહાર પડ્યું છે. તેમાં પ્રેમાનંદનો દશમ અને બીજા કવિયોના બીજા સ્કંધ એવી ગોઠવણ છે.

કવિ પ્રેમાનંદના શિષ્ય ગીરધરનાં લખેલાં 'રામાયણ' ને આ સાઠીમાં જૂદા જૂદા માણસોએ પ્રગટ કર્યું છે. જેવો મળ્યો એવો ગ્રંથ છાપી નાંખવા સિવાય એમાં બીજી નવીનતા નથી. ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી તરફથી **રા. બ. હરગોવિંદદાસે** ઉદ્ધવ કૃત 'રામાયણ'ની આવૃત્તિ કાઢી છે. ગીરધરના રામાયણ સંબંધે કહ્યું તે કરતાં અત્રે કશુંએ વધારે કહેવા જેવું નથી. ઘણાં વર્ષ ઉપર 'અનુપ' ઉત્તરસંડાના રહીશ અને ભૂજના સ્વ. કુમારશ્રી કલુભા સાહેબ સી. આઈ. ઈ. ના શિક્ષક **કવિ શીવલાલ**

ધનેશ્વરે પણ એક રામાયણ આપણી ભાષામાં ઉમેર્યું છે. વ્રજ કવિ તુળસીદાસજીની બાનીનો રસ એમણે આપણી પ્રજાને ચખાડ્યો છે. એમણે પોતાનું ભાષાન્તર કકડે કકડે છપાવ્યું હતું. ભાષાન્તરમાંથી અમુક ભાગ અત્રેની હીમાભાઇ ઇન્સ્ટીટ્યૂટમાં વાંચી સંભળાવ્યો હતો તે અમને યાદ છે. રામના પ્રેમમાં મસ્ત અને ટેકી આ કવિનું રામાયણ મૂળે જ કઠણ છે. એની ભાષા વ્રજમાં બોલાતી વ્રજ નહિ પણ અયોધ્યા તરફ બોલાતી હિંદી છે. આખા ઉત્તર હિંદુસ્થાનમાં આ પુસ્તક ઘણું પ્રિય અને પવિત્ર ગણાય છે. આવા અપૂર્વ પુસ્તકનું, તેમાંએ ખાસ કાળજીથી થયેલું કવિ શિવલાલનું ભાષાન્તર મનોહર બન્યું છે. સ્વ. નવલરામ કહે છે તેમ "આ કવિયે (કવિ શિવલાલે) તુલસીકૃત રામાયણનું ભાષાન્તર ગુજરાતી ભાષામાં પ્રકટ કર્યું ત્યારથી કવિ વર્ગમાં એ સાબાશીની સાથે ગણનીય થાય છે" કવિ શિવલાલની ભાષા શુદ્ધ, રૂઢ અને સહજ કઠણ છે. એમનો પદ્યબંધ સર્વથા વખાણવા લાયક છે. ટૂંકામાં શિવલાલની બાની પ્રાસાદિક છે. રામાયણ જેવો મોટો ગ્રંથ વાંચવાની ફુરસદ ન હોય તો તુલસી ભક્તરાજે આલેખેલાં રામચરિત્રનાં છૂટક ચિત્રોની શિવલાલે કરેલા નકલ વાંચવાની અમે ભલામણ કરીએ છઈએ. તેમ કરવાથી એટલો કાળ આનંદમાં વ્યતિત થશે એ નિસ્સંદેહ છે. આવા મોટા ગ્રંથનો અનુવાદ કરવાથી શિવલાલને પદ્યબંધ સાધ્ય થયો હતો, અને રામાયણની છાપ એમના સઘળા લખાણમાં નજરે પડે છે. એમણે ગુજરાતી સાહિત્યમાં રામાયણ–મેઘદૂત–શ્રીમન્ કચ્છ ભૂપતિ પ્રવાસ વર્ણન–વિવાહ વર્ણન–કાવ્યકલાપ વગેરે ઘણા ગ્રંથોનો સારો ઉમેરો કર્યો છે. એમણે લખેલું ભારતનું પર્વ એમના અકાળમૃત્યુથી બહાર પડી શક્યું નથી.

ભૂજના મહારાવશ્રીના શિક્ષક **રા. છોટાલાલ સેવકરામે** પણ ગુજરાતી સાહિત્યમાં ભક્તકવિ તુલસીના બીજા ગ્રંથનો ઉમેરો કર્યો છે. 'તુલસી-સતસાઇ' જાતે રામરસાયણથી પૂર્ણ ગ્રંથ, તેમ જ ભાષાન્તરકર્તા પણ જાણીતા સાક્ષર હતા. આ ગ્રંથ સારો લખાયો છે. શોચનીય એટલું જ છે કે આ ગ્રંથનો અમુક ભાગ ગુર્જર વાંચનારને દુર્ઘટ લાગશે એવી શંકાથી ભાષાન્તર-કર્ત્તાએ મુકી દીધો છે. આ ભાગનું પણ ભાષાન્તર કરી–ટીકા સમજૂતી

વગેરેથી સુગમ બનાવ્યો હોત તો વધારે ઉત્તમ થાત. એજ ઉમંગી ગૃહસ્થે ભાષામાંથી બીજા 'વૃંદસતસાઇ' નામના ગ્રંથનું સરળ ભાષાન્તર કર્યું છે.

રઘુવંશનું પદ્યાત્મક ભાષાન્તર ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી તરફથી છપાવ્યું છે તેમ જ એ સંસ્થાએ 'કીર્તિકૌમુદી' નું ભાષાન્તર પણ કરાવ્યું છે. આ ભાષાન્તરોમાં મૂળનો રસ ને આનંદ આણવાનો યત્ન ફળીભૂત થયો જણાતો નથી.

મહાકવિ કાલિદાસના 'મેઘદૂત'ના પાંચ છ અનુવાદ આ સાઠીમાં થયા છે. કાઠીઆવાડના ધ્રાંગધ્રા સ્વસ્થાનના ડેપ્યુટી મેજીસ્ટ્રેટ **સી. જુજારકરે** 'શ્રી કાવ્ય રત્નપ્રભા' નામથી 'મેઘદૂત', 'અજવિલાપ' અને 'ઋતુ-સંહાર' એ ત્રણ કાવ્યનાં ભાષાંતર કર્યાં છે. 'કવિતાની ભાષા શુદ્ધ અને એવી સરળ છે કે જો કોઇ ગુજરાતીએ લખી હોય તો તેને પણ દૂષણકારી ગણાય નહિ. ભાષાન્તર અરિતાર્થ પકડીને કરી દીધું છે. મેઘદૂત અને અજવિલાપ હિંદુસ્તાની લાવણીની રાહપર અને ઋતુવર્ણન વિવિધ વૃત્તોમાં ઉતાર્યું છે; પણ મેઘદૂતનું ગાંભીર્ય એમાં જળવાઇ શકાયું નથી, અને અમારા વિચારમાં લાવણી એ કામને લાયક જ નથી. લાવણી શૃંગારને અનુકૂળ છે એ વાત ખરી, પણ તે મેઘદૂત જેવા વર્ણનપ્રધાન કાવ્યને નહિ. જ્યાં હૈયાના ઉભરાને બહાર કાઢવા છે ત્યાં જ એ ઉછળતી રમતી રાહ શોભે.' મેઘદૂતનું બીજું ભાષાન્તર **સ્વ. કવિ શિવલાલ ધનેશ્વરનું** છે. એમના રામાયણ-ના ભાષાન્તરનાં જેમ વખાણ કરીએ તેમ આ પુસ્તકનાં થઇ શકે એમ નથી. શિવલાલની ભાષા અને મીઠી બાની જ આમાં દેખાતી નથી. એટલું જ નહિ પણ કોઈ કોઈ પ્રસંગ ઠીક હોવા છતાં ભૂલો પેશી ગઈ છે. **રા. હરિકૃષ્ણ બળદેવનું** મેઘદૂતનું ભાષાન્તર મૂળને વધારે અવલંબીને લખાએલું છે. વાંચતાં જ ભાષાન્તરકર્તાના સંસ્કૃત જ્ઞાનની આપણને પ્રતિતી થાય છે. એમાં મૂળ વૃત્ત ન રાખતાં હરિગીત છંદ વાપર્યો છે. કાલિદાસનો રસ અને ગાંભીર્ય જળવાયું નથી, અને ભાષામાં સહજ ફક્કડાઇ–લાલાઈ–જણાઈ આવે છે. **સ્વ. ભીમરાવનું** મેઘદૂતનું ભાષાન્તર સં. ૧૮૭૯ માં બહાર પડ્યું હતું. જો કે ભાષા સરળ છે તથાપિ તેમાં 'લાવણ્યમયિ' ના લખનારની

ભાષાની સુંદરતા આવી નથી. એમણે કાવ્યમાં મંદાક્રાન્તા વૃત્તજ–મૂળની પેઠે વાપર્યું છે. આ પુસ્તકના ઉપર તે કાળે નિકળતા 'સ્વદેશવત્સલ'માં સખ્ત હૂમલો થયો હતો. એના દરેક શ્લોકે શ્લોક લેઇ તેમાંથી દોષ સિવાય બીજું પ્રજાને કાંઇ જણાવવામાં આવ્યું નહોતું. અમને એ હૂમલો વાંચીને વૃંદ કવિની જાણીતી ઉક્તિ સાંભરે છે. કવિ વૃંદ કહે છે કેઃ—

'પીએ રૂધિર પય ના પીએ, લગી પયોધર જોંખ;"

આ ચર્ચાના જવાબમાં રા. નરસિંહરાવે બુદ્ધિપ્રકાશનો વધારો કાઢીને સબળ બંધુકૃત્ય કર્યું હતું. કુતુહલની ખાતર એ માસિકો વાંચવાં હોય તેણે વાંચવાં. **સ્વ. હ. હ. ધ્રુવે** માત્ર પૂ મેઘનું સમશ્લોકી સુંદર અને સરળ ભાષાન્તર કર્યું હતું. ઉત્તરમેઘનું પણ ભાષાન્તર થઇ એ કાવ્ય પૂરૂં થયું નથી એ શોચનીય છે.

હવે અમે મેઘદૂતના અત્યાર સુધી થયેલાં ભાષાન્તરોમાં ઉત્કૃષ્ટ **સ્વ. નવલરામ**ના ભાષાન્તર સંબંધે કહીશું. 'સાક્ષરઉદ્દેશ તો મેઘદૂતના ભાષાન્તરમાં છે. ભાષાન્તર કરવાની કળા વિશે નવલરામે કેટલેક ઠેકાણે લખેલું છે, તે ઘણે અંશે યોગ્ય છે, અને મેઘદૂતનું ભાષાન્તર પણ જમે ઉધાર કરતાં ચ્હડતી પંક્તિનું નીકળે છે. કાલિદાસની રસગ્નતા સમજ્યા સિવાય એનો રસ ગુજરાતીમાં આણવો કઠણ છે; કવિનું ભાષાન્તર કરવામાં કવિત્વ જોઈએ છિયે; સંસ્કૃત કપડાં કહાડી ગુજરાતી પ્હેરાવ્યાથી ભાષાન્તર થતું નથી, પણ કાલિદાસ પોતે ગુજરાતી હોત અને એમણે પોતે જ મેઘદૂત ગુજરાતીમાં લખ્યું હોત તો કેવું લખત એનો વિચાર કરી તેવુંજ કોઈ સફળ લખે તો તેજ ભાષન્તરમાં અસલ ગ્રંથની યોગ્યતા આવે અને એનું જ નામ ભાષાન્તર. ભાષાન્તર કરો, અથવા ભટના ભોપાળાની પેઠે રૂપાંતર કરો, અથવા વાલ્મીકિના રામાયણ જેવા મહાપ્રસાદના કંઇક કણ નવા કવિયોનાં રામાયણમાં આણી પ્રાકૃત લોકોને ચખાડોઃ–તે સર્વમાં મૂળ લેખોનો આત્મા તો આવવોજ જોઇએ, જુદી વાણીમાં, જુદા દેશમાં, જુદા કાળમાં, જુદા વ્યવહારમાં અને જુદા રંગોમાં તે પ્રસંગોમાં પડેલું મૂળ બિંબનું પ્રતિબિંબ સ્વભાવે એજ હોવું જોઇએ. મુક્તિફોજવાળી મડમો ભગવાં લુગડાં પહેરવાથી

હિંદવાણી નથી થતી, તેમનાં શરીર બદલાતાં નથી અને અંતરના ગુણો પણ એવાને એવા જ રહે છે. સૌથી ભાષાન્તરકાર વગેરેનું કામ ઘણું સૂક્ષ્મ અને વિકટ છે. મોટા મોટા એમાં ગોથાં ખાય છે તો ન્હાના ન્હાનાની તો વાત જ શી ? એક કવિયે લક્ષ્મણવિયોગથી રામચંદ્રને રોવડાવીને 'સીતા સરખી સહસ્ત્ર જ મળશે' એમ કહેવરાવ્યું છે. પ્રેમાનંદ સરખાએ પણ આવી ભૂલ કરી છે. નળાખ્યાનમાં 'મોસાળ પધારોરે' એ કડવામાં દમયંતી પાસે એ કવિયે કહેવરાવ્યું છે કે 'સહેજો મામા મામીની ગાળ !' દમયંતીનાં ભાઇ ભોજાઇ પણ ચાતુર્વેદી બ્રાહ્મણ હશે ! 'મેઘદૂત'ના યક્ષને અગર કાલિદાસને નવલરામે પણ પ્રારબ્ધવાદી વેદાંતિ બનાવી દીધો છે......આવી ભુલો ન કરવા બાબત નવલરામે પોતે જ કેટલેક પ્રસંગે કહેલું છે; આ ભાગ સુધારી શક્યા નથી, અને કદાચિત જીવ્યા હોત તો સુધારત. પણ ભાષાન્તરકારને આવી મુશ્કેલિયો છે તે મેઘદૂતના ભાષાન્તરમાં પણ પ્રસંગે દેખાય છે. અને મુશ્કેલિયો દૂર કરવાની મુશ્કેલિ ભાષાન્તરકારો જ સમજશે. છતાં નવા યોજેલા 'મેઘછંદ'માં લખેલું, બને એટલું સરળ, અસલનો ઉચ્ચ અને સૂક્ષ્મ રસ જાળવવા સ્પષ્ટ અને યથાશક્તિ પ્રયત્ન કરતું, અને ગુજરાતીને અનુકૂળ થતું મેઘદૂતનું ભાષાન્તર મૂળ ગ્રંથના પરિચિત વાંચનારને મૂળ ગ્રંથનું ભાન કરાવે છે, અને એથી જ કાદમ્બરીના ભાષાન્તર અને રા. રણછોડભાઈએ કરેલાં ભાષાન્તરો પેઠે આ ભાષાન્તર પણ આપણા ભાષાન્તરકારોને અનુકરણીય છે. આ ભાષાન્તરનો ઘણોક ભાગ આનંદથી વાંચી જવાય એવો છે. જેમ જેમ આગળ વધે છે તેમ તેમ કલમ કસાતી સ્પષ્ટ માલમ પડે છે અને કાલિદાસની છાયા ભાષાન્તર પર કંઇક ઘટ થવા માંડે છે. ભાષાન્તરમાં 'શબ્દાર્થની શુદ્ધતા કરતાં આ છાયાની શુદ્ધતા વધારે ઉપયોગી છે.' મેઘદૂત છૂટાં છૂટાં ઘણાં મનોહર ચિત્રોથી ભરપૂર છે અને એ ચિત્રો અલૌકિક કળાથી સંકલિત કરી દઇ કાલિદાસે રસનો અવિછિન્ન પ્રવાહ વહેવડાવ્યો છે; દરેક છૂટા ચિત્રોના ભાવ-રસ-વગેરે સારી રીતે ગુજરાતીમાં ઉતાર્યા છે તોએ નવલરામના મેઘદૂતમાં એ ચિત્રો છૂટાં છૂટાં જ જણાઈ આવે છે અને અખંડિત રસપ્રવાહ મૂળ કાવ્ય પ્રમાણે વહેતો નથી.

છતાં પણ પ્રસિદ્ધ થયેલાં મેઘદૂતનાં બધાં ભાષાન્તરોમાં સ્વ. નવલરામનું ભાષાન્તર શ્રેષ્ઠ છે એ નિર્વિવાદિત છે.

**સ્વ. બાળાશંકરે** ‘ સૌંદર્ય લહરી ’ નું સુંદર ભાષાન્તર કર્યું છે. એ પુસ્તકમાં ‘ ટીકાકારોએ આ કવિતાંને અડવું નહિ ’ એવી સૂચના કરીને કેટલીક રસિક, ભાવવાળી અને માર્મિક કવિતા દાખલ કરી છે.

આ વિષય સમેટતાં સંસ્કૃતમાંથી **રા. કેશવલાલ ધ્રુવે** કરેલાં કેટલાંક ભાષાન્તરો વિશે બોલવાનું પ્રાપ્ત થાય છે. એમનું કરેલું **‘ગીતગોવિંદ’** નું ભાષાન્તર ગુજરાતીમાં થયેલાં ભાષાન્તરોમાં શ્રેષ્ટ પદવી ધરાવે છે. આ ગ્રંથની બે આવૃત્તિઓ થઇ ગઈ છે. નવી આવૃત્તિને રા. કેશવલાલે મૂળની છાયા તરીકે વર્ણવી છે. ગ્રંથના વર્ણનમાં કરેલ આ ફેરફાર અત્યંત અર્થ ગાંભીર્યવાળો છે. સંસ્કૃત-પદ્યનું ભાષાન્તર કરવું અત્યંત દુર્ઘટ છે. તેમાં પણ ‘ ગીતગોવિંદ ’ જેવા સમાસમય પદ્યનું મધુર અને સરળ ગુજરાતીમાં ભાષાન્તર રચવામાં દુર્ઘટતાની પરિસીમા છે. આ વસ્તુ સ્થિતિને માન આપવા માટે રા. કેશવલાલે આ ગ્રંથને છાયા ગ્રંથ કહ્યો હોય તો તે સંભવિત છે. પણ અમને એ એમનો વિનય જ લાગે છે. ગીતગોવિંદનો રસસ્વાદ ગુજરાતી ભાષામાં આપવાનો એમનો પ્રયત્ન અસાધારણ રીતે સફળ થયો છે. એમના ગીતગોવિંદમાં મૂળ ગ્રંથના ગૌરવનું યથાર્થ ભાન આપણને થઈ શકે છે. શુદ્ધ, સરળ, અને રસમય ગુજરાતીમાં વર્ણવેલું આ ‘ ગીતગોવિંદ ’ સ્વતઃ મનોહર છે; એટલું જ નહિ પણ એની મનોહરતા મૂળને પણ કંટક અંશમાં અર્પે છે. સંસ્કૃતના આરૂઢ અભ્યાસીને પણ મૂળ ગીતગોવિંદ જેટલું સરળ ન લાગે તેટલું રા. કેશવલાલનું ગુજરાતીમાં પાડેલું ગ્રંથનું પ્રતિબિંબ મનોહર અને રસપ્રદ છે. ગીતગોવિંદ જેવા કઠણ ગ્રંથની આ છાયા આટલી લોકપ્રિયતા સંપાદન કરી શકી છે તેનું કારણ રા. કેશવલાલની વાણીનો ‘ પ્રસાદ ’ છે. રા. કેશવલાલને પોતાના ભાષાન્તર–છાયા ગ્રંથમાં–પ્રસાદ લાવવાને જે શ્રમ અને વિવેક વાપરવો પડયો હશે તેનો ખ્યાલ આપવો અસંત કઠણ છે. જેમ જેમ તેમની ‘ છાયા ’ માં આપણે ઉંડા ઉતરીએ છીએ તેમ તેમ મૂળની સાથે સરખામણી કરવાની ઈચ્છા સહજ થાય છે, અને તેમ તેમ તેમનો

શ્રમ અને વિવેક ઉત્તરોત્તર વધારે ને વધારે સમજી શકાય ઉપર સ્હેજ ટીકા શ્રમ અને વિવેકની પાછળ રહેલી અસાધારણ શક્તિ માટે દૈવ તરફથી એક ધન્યવાદ આપવો જ પડે છે. બીજી આવૃત્તિમાં પ્રથમમાં કરેલા એમાં રાખ્યું ઉપર વિવેચન બુદ્ધિથી જોતાં રા. કેશવલાલની કાવ્ય-પરીક્ષાની શક્તિને માટે પણ આપણો વિચાર ઉંચી કોટીએ પહોંચે છે. સંસ્કૃત કવિતાનાં ગુજરાતી કવિતામાં ભાષાન્તરની સફળતા એ સંસ્કૃતનું પરિપૂર્ણ જ્ઞાન, ગુજરાતી ઉપર પૂર્ણ અમલ, અને કાવ્ય પરીક્ષાના ઘણા ઝીણા પ્રશ્નોનું મનોહારી સમાધાન કરવાની શક્તિની પરિસીમા સૂચવે છે; અને રા. કેશવલાલની પરિસીમાએ પહોંચેલી અનેકવિધ શક્તિ જ તેમના ભાષાન્તરને ગુજરાતીમાં શ્રેષ્ઠ ભાષાન્તરની પદ્દી અપાવે છે. સ્વ. મણિલાલ નભુભાઈના શબ્દોમાં કહીએ તો 'આવું રસિક અને યથાર્થ ભાષાન્તર અન્ય કોઈ વિદ્વાનથી ન થઈ શકત.'

એ જ વિદ્વાનનું બીજું ભાષાન્તર શંકર સ્વામી જેવા પરમ વેદાંતિને નામે ચઢી ગયેલું '**અમરૂશતક**' છે. દાક્ષિણાત્ય સુવર્ણકાર અમરૂ કવિની ખ્યાતિ સંસ્કૃત સાહિત્યમાં જગજાહેર છે. જો કે એ કવિનું કોઈ સર્ગબદ્ધ કાવ્ય હોય એમ જણાયું નથી, પરંતુ છૂટા છૂટા શ્લોક—મુક્તકને જ લીધે એની અપૂર્વ કીર્ત્તિ છે. એનો અકકેકો શ્લોક—અકકેક પ્રબંધ જેવો છે એમ સંસ્કૃતમાં કહેવાય છે. 'अमरुकवे रेकः श्लोकः प्रबन्धशतायते' ખરેખર, આ ઉક્તિ અતિશયોક્તિ નથી. એની બાનીમાં શ્રી જયદેવ જેવું લાલિત્ય નથી એ ખરૂં પણ એનો રસ, ધ્વનિ એને આની ઉચ્ચ પદ્દિ અપાવે છે. આવા રસિક કવિના શૃંગાર મુકુટમણિ જેવા શતકનું ભાષાન્તર રા. કેશવલાલ જેવા સંસ્કૃતનું ઉત્તમ જ્ઞાન ધરાવનારા અને કાવ્ય ચમત્કાર સમજવા ઉપજાવવાની ઉત્તમ રસિકતાવાળા સાક્ષરને હાથે થાય એ પરમ સંતોષ પામવા જેવું છે. પ્રારંભમાં જ '**विना पूर्व कविके हृदयसे हृदय मिलाये अनुवाद करना शुद्ध झखमारना ही नहीं, कविका लोकांतर स्थित आत्माको नरक कष्ट देनाहे**' એવી ભારતેંદુ શ્રી હરિશ્ચંદ્રની ઉક્તિને પોતાના સૂત્રરૂપે લેઈ રા. જવેરીલાલથી માંડીને અત્યારસુધીના ભાષાન્તરકાર

છતાં પણ પ્રસિદ્ધ કરતાં, તેમણે 'કવિનો અંતર્ગત અભિપ્રાય પ્રકટ' ભાષાન્તર શ્રેષ્ઠ' કરી છે. ભાષાન્તર બહુ ઉત્તમ છે, એની ભાષા શુદ્ધ રસાળી છે. અમરૂશતક ઉપર આઠ જૂદી જૂદી ટીકાઓ સંસ્કૃતમાં થઈ છે. તેમાં અર્જુનદેવની ટીકા દુર્ગાપ્રસાદે છપાવી છે, તેમાં આ શતકના પ્રત્યેક શ્લોક વિષે રસ, નાયિકા, અલંકારાદિનો સારો વિવેક છે.. રા. કેશવલાલે આ ટીકા, તેમ ભૂપાળની ટીકા વિલોકી, તેમ જ પોતાના વિસ્તર્ણજ્ઞાન પ્રદેશનો અનુભવ પણ તેમાં સંયોજી જે અતિ ઉત્તમ ટીકા પદ્યો સાથે આપી છે તે બહુ વિદ્વતાભરેલી અને રસિક છે. રા. કેશવલાલની રચનામાં રસની સાથે જે પ્રાચીન ગુજરાતી શબ્દોનું માધુર્ય ઉમેરાય છે તે જ એમની શૈલીની મનોહર, ભભક ગુર્જર સાક્ષરોને હમેશ વધુ ને વધુ આનંદજનક લાગતી રહે છે. ઘરમાં અને ઉંડાં ઉંડાં સ્ત્રી હૃદયોમાં સ્વાભાવિક રીતે ઉત્પન્ન થઇ બહાર પડતાં નૈસર્ગિક ભાવભર્યાં વચનો અને રમ્ય મધુર શબ્દોની સંકલના જ એમની કાવ્ય રચનાનો એક અલૌકિક આત્મા છે, એમ કહેવું અતિશયોક્તિ જેવું નથી. જો કે આ સાઠીમાં તો નહિ પણ એમના અમરૂની બીજી આવૃત્તિ થઈ છે અને તેમાં ઓર ખુબીઓ ઉમેરાઈ છે. આ આવૃત્તિમાં એમણે અમરૂના એક મુક્તકના ભાવનું સુંદર ચિત્ર આલેખાવીને આરંભમાં મુક્યું છે.

એ જ વિદ્વાને સંસ્કૃત '**ઘટકર્પર**' નામના નાના કાવ્યનું '**છાયા ઘટકર્પર**' નામથી ભાષાન્તર કર્યું છે. આ અનુવાદ શબ્દશઃ કર્યો નથી પણ સમશ્લોકી છાયામાં કંઈક ભાગે મૂળ ગ્રંથોનો યમકનો ચમત્કાર અને મુખ્યત્વે રસ જાળવીને કર્યો છે. છેલ્લા શ્લોકમાં 'ઘટકર્પર' શબ્દ આવવાથી મૂળ કાવ્યનું નામ પડયું છે. રા. કેશવલાલે પણ મૂળ યમક કુશળ શૃંગારને છાજે એવી પ્રતિજ્ઞા પોતાના અનુવાદમાં પણ છેલ્લી આવવા દીધી છે કેઃ—

"હાર્યો રજે ઝમકની ઝમકે ઠરૂં હું
તે ઘેર નીર ઘટકર્પરથી ભરૂં હું."

ફારસીમાંથી **શાહનામું** અને **કરીમા**નાં ભાષાન્તર પણ આ સાઠીમાં થયાં છે.

જૂના કવિયોની કેટલીક કવિતા ચુંટી કાઢી તેના ઉપર સ્હેજ ટીકા આપીને '**કાવ્ય નિમજ્જન**' નામથી રા. **હરિકૃષ્ણ બળદેવ** તરફથી એક પુસ્તક પ્રગટ થયું હતું. કવિ નર્મદે રાખેલી જોડણીનું થોડું ધોરણ એમાં રાખ્યું છે. એ જ પ્રમાણે વીસમા સૈકાના લખનારાઓની કવિતામાંથી ચુંટી કાઢીને **રા. હિમ્મતલાલ અંજારીઆએ** '**કાવ્યમાધુર્ય**' નામે નાનું સુંદર પુસ્તક બહાર પાડયું છે. સરકારી હાઇસ્કુલોમાં શિખવાય એવા હેતુથી બીજાં પણ આ જાતનાં કેટલાંક પુસ્તકો નીકળ્યાં છે. એઓમાંનાં કેટલાંક લેવી જોઈએ એટલી સંભાળથી લખાયાં હોય એમ જણાતું નથી કેમકે તેમાં હસવું આવે એવી ભુલો પેશી જવા પામી છે. એકમાં રણીદાસનું રહેવાનું ઠેકાણું 'ડાકોર પાસે સુંજ ગામ' લખ્યું હતું. બીજામાં કાહ્નડદે પ્રબંધના કર્ત્તા **પદ્મનાભ** કવિને જૈનનો મુડીઓ ઠરાવ્યો છે ! શાળાઓમાં શિખવાય એવી લાલસાથી લખાયલાં આવાં પુસ્તકોમાં ખોટી બાબત ન આવી જાય માટે વિશેષ કાળજી રાખવી જોઈએ.

હવે આ સાદીમાં નવી લખાયલી કવિતા તરફ નજર કરીએ. સાદીની શરૂવાતમાં અમદાવાદ અને સુરત બન્ને શહેરોમાં કવિયોનો ગુંજારવ સંભળાવા માંડયો હતો. ભુજની પોશાળમાં વ્રજભાષા અને સંસ્કૃત કાવ્ય શાસ્ત્રનો અભ્યાસ કરીને કવિપણું લીધેલા **દલપતરામ** આ બાજુ, અને એવા અભ્યાસ વગરના પણ કવિતા કરવાના કોડવાળા **નર્મદ** સુરત તરફ; ઇંગ્રેજી કેળવણીના લાભનો અભાવ છતાં પણ સાહેબ લોકોના ધાડા પરિચયને લીધે ઇંગ્રેજી વિચારની માહિતી મળેલા ડાવકા, મીઠા, ધીરા, અને વિચારવંત કવીશ્વર પોતાના કાર્યને આરંભે ક્યાં ક્યાં સુધારો ઇષ્ટ હતો તે જોઈ શક્યા હતા. જનમંડળમાં દુર્ગંધ મારતો કિયો અવયવ છે તે કુશળ શસ્ત્રવૈદ્યની પેઠે તેમને માલમ પડયો હતો. પણ શસ્ત્રવૈદું કામે ન લગાડતાં માત્ર ચિકિત્સાથી આરામ કરવાની વૃત્તિવાળા હોવાથી "ધીરે ધીરે" રૂચતી પણ સચોટ બાનીમાં પોતાના વિચાર જાહેર કરતા. ઇંગ્રેજી કેળવણીનો લાભ પામેલા કવિ નર્મદ ઇંગ્રેજી માપથી આપણા સંસારને માપી તેનાપર ટોક પાડતા. દલપતરામ જ્યારે લોકને રૂચતી ભાષામાં કહેવાની ખાસ કાળજી

છતાં પણ પ્રસિદ્ધ્ા કરતાં, તેમણે 'કવિનો અંતર્ગત અભિપ્રાય પ્રકટ' ભાષાન્તર શ્રેષ્ઠા' કરી છે. ભાષાન્તર બહુ ઉત્તમ છે, એની ભાષા શુદ્ધ

રસાળી છે. અમરૂશતક ઉપર આઠ જૂદી જૂદી ટીકાઓ સંસ્કૃતમાં થઈ છે. તેમાં અર્જુનદેવની ટીકા દુર્ગાપ્રસાદે છપાવી છે, તેમાં આ શતકના પ્રત્યેક શ્લોક વિષે રસ, નાયિકા, અલંકારાદિનો સારો વિવેક છે.. રા. કેશવલાલે આ ટીકા, તેમ ભૂપાળની ટીકા વિલોકી, તેમ જ પોતાના વિસ્તર્ણજ્ઞાન પ્રદેશનો અનુભવ પણ તેમાં સંયોજી જે અતિ ઉત્તમ ટીકા પદ્યો સાથે આપી છે તે બહુ વિદ્વતાભરેલી અને રસિક છે. રા. કેશવલાલની રચનામાં રસની સાથે જે પ્રાચીન ગુજરાતી શબ્દોનું માધુર્ય ઉમેરાય છે તે જ એમની શૈલીની મનોહર, ભભક ગુર્જર સાક્ષરોને હમેશ વધુ ને વધુ આનંદજનક લાગતી રહે છે. ઘરમાં અને ઉંડાં ઉંડાં સ્ત્રી હૃદયોમાં સ્વાભાવિક રીતે ઉત્પન્ન થઇ બહાર પડતાં નૈસર્ગિક ભાવભર્યાં વચનો અને રમ્ય મધુર શબ્દોની સંકલના જ એમની કાવ્ય રચનાનો એક અલૌકિક આત્મા છે, એમ કહેવું અતિશયોક્તિ જેવું નથી. જો કે આ સાઠીમાં તો નહિ પણ એમના અમરૂની બીજી આવૃત્તિ થઈ છે અને તેમાં ઓર ખુબીઓ ઉમેરાઈ છે. આ આવૃત્તિમાં એમણે અમરૂના એક મુક્તકના ભાવનું સુંદર ચિત્ર આલેખાવીને આરંભમાં મુક્યું છે.

એ જ વિદ્વાને સંસ્કૃત '**ઘટકર્પર**' નામના નાના કાવ્યનું '**છાયા ઘટકર્પર**' નામથી ભાષાન્તર કર્યું છે. આ અનુવાદ શબ્દશઃ કર્યો નથી પણ સમશ્લોકી છાયામાં કંઈક ભાગે મૂળ ગ્રંથોનો યમકનો ચમત્કાર અને મુખ્યત્વે રસ જાળવીને કર્યો છે. છેલા શ્લોકમાં 'ઘટકર્પર' શબ્દ આવવાથી મૂળ કાવ્યનું નામ પડયું છે. રા. કેશવલાલે પણ મૂળ યમક કુશળ શૃંગારને છાજે એવી પ્રતિજ્ઞા પોતાના અનુવાદમાં પણ છેલ્લી આવવા દીધી છે કેઃ—

"હાર્યો રજે ઝમકની ઝમકે ઠરૂં હું
તે ઘેર નીર ઘટકર્પરથી ભરૂં હું."

ફારસીમાંથી **શાહનામું** અને **કરીમા**નાં ભાષાન્તર પણ આ સાઠીમાં થયાં છે.

મીઠાશ અને રચનામાં વિવિધ પ્રકારનાં ચાતુર્ય, એ વડે દલપત શૈલીનાં શાંત ને સુબોધક વર્ણનો ઝગઝગી રહ્યાં છે. દલપતરામની સદા ચોટ સભાનાં મનરંજન કરવા ઉપર જ રહેલી હોય છે, અને તેમાં તે બરાબર ફતેહ પામે છે, કેમકે શ્રોતાનાં મનમાં ઉતરીને તેને કેમ લાગે છે તે જોવાની શક્તિ આ કવિતામાં છે."

"ખુદ નર્મદની શૈલીનું સ્વરૂપ તથા ઉદ્દેશ આથી ઉલટાં જ છે. એ સભાને રંજન કરવા નહિ, પણ પોતાના અંતરનો ઉભરો બ્હાર કાઢવા જ કવિતા કરે છે. કવન વેળા દલપતરામની સમક્ષ જેમ શ્રોતાની મૂર્ત્તિ આવીને ઉભી રહે છે અને તે તરફ જોઈ જોઈને જ એ પોતાની શૈલીનો ઘાટ ઘડે છે તેમ અહિંયાં કવિતા કરવાને સમે અમુક લાગણી કવિની રગેરગમાં વ્યાપી રહે છે, અને તે જેમ પ્રેરે છે, તેમ જ એ ઉદ્‌ગાર કરે છે. નર્મદની લાગણી ક્વચિત જ વિનોદી, પણ બહુધાતો ગંભીર અને આતુર એટલે દર્દથી ઉછળતી હોય છે. વખતે મદોન્મત્ત થઇ ભાષા તથા વ્યવહારનાં બંધનો પણ એ તોડી નાંખે છે. શાંતવૃત્તિમાં પણ નર્મદની કાવ્ય દેવી વ્યવહારના પટને ભેદી શાસ્ત્રીય કે કાલ્પનિક પ્રદેશમાં જ ભ્રમણ કરવાનું પસંદ કરે છે. નર્મદ શૈલીમાં સ્વભાવ તથા શાસ્ત્રનું બળ ઘણું પણ ચાતુર્યનું થોડું જ દીઠામાં આવે છે."

"કવન વેળા કવિના ચિત્તની સ્વસ્થતા, પદ્યબંધ કળાનું પરિપૂર્ણ કૌશલ્ય, અને શ્રોતાને રંજન કરવાની વૃત્તિ તથા શક્તિ એ ચાતુર્ય શૈલીની કવિતાનાં મુખ્ય લક્ષણ છે; ચાતુર્ય શૈલી રાજદરબાર તથા સભાઓમાં ઠીક પોષાય છે, અને તેથી અમે તેને સભારંજની કહી છે." "ટુંકામાં એક જ શબ્દમાં કહીએ, તો દલપતરામની શૈલી સભારંજની અને નર્મદાશંકરની તે મસ્ત. આ શૈલીઓ પરસ્પર અપ્રમેય એટલે એક બીજા સાથે માપી શકાય એવી જ નથી. તે પોતપોતાને સ્થળે ઉત્તમ જ છે. દેશ સુધારણાના વિષયમાં આ પ્રથક પ્રથક શૈલીઓ આ બે કવિયોએ વાપરી છે, અને તેમનું ફળ જૂદે જૂદે રૂપે પણ એક જાતનું અને સમાન જ થયું છે. દલપતરામે હસાવી રમાડી ધીમે ધીમે લોકને વ્હેમો ઉપર અનાદર

કરાવ્યો; અને નર્મદાશંકરે 'યા હોમ કરીને પડો' એવી મસ્ત વાણીથી તેમને તે છોડવા પ્રવર્ત્તમાન કર્યા. આ બન્નેની કવિતાનો કેટલોક ભાગ ગુજરાતી ભાષામાં અપૂર્વ અને લાંબા વખત સુધી રહે એવો છે."*

ઈંગ્રેજી કવિતાનું અનુસરણ કરવાની પ્રબળ લાલસા કવિ નર્મદાશંકરમાં હતી. તેમની 'લલિતા,' 'વર્ષા,' અને 'વજેશંગ અને ચાંદબા' વગેરે એવાં જ કાવ્ય છે. અંગ્રેજ કવિ બાયરનના ડોન જુઆનના ઘાટનું કાવ્ય લખવાનો પ્રયાસ એમણે કર્યો હતો, અને 'રૂદનરસીક' નામના એ ધાટીના કાવ્યનો આરંભ ધરાધરી કર્યો હતો. પરંતુ આ યત્નોમાં કવિ ફતેહ પામ્યા નથી. ઈંગ્રેજી કવિતાનું લાલિત્ય, કલ્પના અને મનોહરતા ગુજરાતીમાં ઉતરી શકી નથી. ઘણા કાળ સુધી નર્મદે લીધેલા આ માર્ગનું કોઈએ અનુસરણ કર્યું જણાતું નથી. જેમાં નર્મદાશંકરની ફતેહ નથી થઈ તેવા પ્રકારની કવિતામાં ફતેહ મેળવવાનું બીજા જ ગૃહસ્થને માટે નિર્માણ થયું હતું તે વિષે અમે આગાડી કહીશું. આ સમયના આ બે ધૂરંધર કવિયોને માટે આટલું ટુંકું જ કહીને ત્યાર પછીના લખનારાઓના સંબંધમાં અને ગુજરાતી કવિતાની શૈલીમાં થયેલા ફેરફારને અંગે બોલીશું.

કવીશ્વર દલપતરામની અને કવિ નર્મદાશંકરની શૈલીનું અનુસરણ કરનારા કેટલાક લખનાર થયા છે. પહેલી કોટીમાં **રા. હરજીવન પુરશોતમ** જેને ઋષિરાજ કહે છે તે-**રા. રણછોડલાલ ગલુરામ, રા. ગણપતરામ રાજારામ, રા. બુલાખી ચકુભાઇ** અને **રા. છોટાલાલ સેવકરામ** વગેરે આવે છે.

શ્રેયઃસાધક અધિકારી મંડળના **રા. છોટાલાલ, રા. નગીનદાસ પુ. સંઘવી** અને **રા. કૌશિકરામ વિઘ્નહરરામ** વગેરે ગુજરાતી સાહિત્યમાં દાખલ થએલી નવિનતાથી યત્નસર આઘા ને આઘા રહીને હિંદુ ધર્મનાં મૂળ સિદ્ધાન્તનું પ્રતિપાદન અને ધર્મબોધ કર્યે જાય છે. તેમની શૈલી, તેમની વિચારશ્રેણી અને તેમની વિવરણ કળા દલપતસાઈજ છે.

બીજી કોટીમાં **રા. વિજયાશંકર, રા. સવિતાનારાયણ** અને

* 'કવિજીવન' નર્મ કવિતા. નવલરામ.

**રા. બા. મધુવચરામ** વગેરે આવી જાય છે. પરન્તુ આ ગૃહસ્થો પછી, આ અન્ને કોટીમાં કોઈ જાણીતા લખનાર થયા જાણ્યામાં નથી.

સમય જતાં પાઠશાળાના શિક્ષણનો લાભ ગુજરાતીઓ વધારે લેવા લાગ્યા અને એને અંગે સંસ્કૃતનો અભ્યાસ પણ વધ્યો. ગુજરાતી સાહિત્યમાં સંસ્કૃત સાહિત્યની ઝાઝી અસર થવા લાગી. આવી તરેહની કવિતાના અગ્રણી અમને બે જણ જણાય છે. **સ્વ. ભીમરાવ ભોળાનાથ દીવેટીઆ** અને **સ્વ. હરિલાલ હર્ષદરાય ધ્રુવ.** એમની કવિતા આવા પ્રકારની છે.

**સ્વ. મણિલાલ નભુભાઇ**ની કવિતા વળી આનાથી નોંખી છે. સંસ્કૃત સાહિત્યની અસર તો નિર્વિવાદિત રીતે એમાં દૃષ્ટિએ પડે છે. તેની સાથે સ્હેજ ફારસી કવિતાની અસરની છાંટ પણ એમની કવિતામાં દેખાય છે.

એમની લખેલી કવિતાનો જથો બહુ થોડો છે. તેમની લેખનશક્તિ બહુધા તત્વજ્ઞાનના વિષયોનાં ગદ્ય લખાણમાં રોકાઈ હતી. પરંતુ જે કાવ્યો તેમણે લખ્યાં છે તે ઉંચા પ્રકારની કવિત્વશક્તિ દર્શાવે છે. તેમનાં કાવ્યનો વિષય એક જ છે-વેદાન્ત-જ્ઞાન. એ કાવ્યોનો સંગ્રહ '**આત્મનિમજ્જન**'ના નામથી તેમણે સને ૧૮૯૫ માં પ્રસિદ્ધ કર્યો હતો. એ ગ્રંથની પ્રસ્તાવનામાં તેઓ લખે છે તેમ મનુષ્ય પોતાના આત્મામાં ડુબકી મારતાં કેવાં નવાં નવાં મોતી રત્ન આદિ લઈને ઉપર આવે છે અને આત્મા પોતાના કેવા વિવિધ રંગે રમી રહ્યો છે તેનું દર્શન આ કાવ્યોથી થાય છે. એ કાવ્યોમાં બે પ્રકારની શૈલી છે. એક શૈલી ફારસી સુફી શાયરોની છે અને તેમાં શૃંગારરસના પ્રેમને અને વેદાન્તની માયાને ગૂઢાર્થદ્વારા ભેળવી દીધાં છે. બીજી શૈલી અખા સરખા જુના ગુજરાતી કવિઓની છે પણ તે કવિઓની પેઠે સંસાર તરફના વૈરાગ્યને પ્રેમ વિમુખ ન કરતાં પ્રેમાનંદમય કર્યો છે. પહેલી શૈલીની "દિલ શું દિલ લાગ્યા પછી ખેંચે શું તું ખીજાઈને", "તારો દિવાનો તેંજ પાયો મુજને ઇશ્કે શરાબ", 'દગરસભર મોરે દિલછાઈ રહી*'

* આ કવિતા લખાઈ ત્યારે એ સ્વર્ગવાસી વિદ્વાનનો વેદાંતનો પરિચય અમે જાણ્યો નથી. મૂળ તો માત્ર શૃંગારની પણ પછીથી વેદાંતમાં ઘટાવી છે.

છે પણ ખરું; કોઈ સ્ત્રીને જોઈ ના પ્રભાતની રાહ જોતાં લખાઈ.

'નિધાય સનમ તુરયૂ ખુદા કે દયમ્ આદમ ', ઇત્યાદિ રસભરી કાવ્યોક્તિઓમાં માયા અને બ્રહ્મના ગૂઢાર્થ ન હોય અને કવિતાનો જ આસ્વાદ હોય એમ સહૃદયજનોને ઉત્કંઠા થશે. બીજી શૈલીમાં ' અમે વહાણે ચઢયા પ્રેમાનંદ ને કરી જગત્ જુહારરે, ' એવા સોલ્લાસ પોકાર કરનાર કવિના મુખમાંથી 'ધૂળ ઉપર લીંપણ કેમ લાગે ' એવા શુષ્ક નીરસ પ્રાકૃત વ્યાવહારિક દાખલા ન નિકળતા હોય તો કાવ્યની સુંદરતા વધારે જળવાય એમ રસજ્ઞ વાચકોને લાગશે. પરંતુ આવા અંશ છતાં પણ રા. મણિલાલનાં કાવ્યો ઉંચી પંક્તિનાં છે એ નિસંશય છે. કાવ્ય પ્રદેશમાં તેમણે વિસ્તારથી પ્રવાસ કર્યો હોત તો ' કંઈ લાખો નિરાશામાં અમર આશા છુપાઈ છે, ' ' કંહી તું જાય છે દોડી દગાબાજી કરી કીસ્મત્ ' એ હૃદયના રસિક ઉંડા ભાવથી અનેક પ્રકારનાં રમણીય કાવ્યોનો સમુદાયે ગુજરાતી સાહિત્યને સુશોભિત કરત.

ફારસી કવિતાની જાતની મસ્તીવાળી અને સંસ્કૃત સાહિત્યની અસર ન જણાય એવી બાનીમાં સ. ૧૮૭૭-૭૮ માં ' બુલબુલ ' લખાયું હતું. સન ૧૮૮૨ માં એ બહાર પડયું હતું. સ્વ. બાલાશંકરને ' બુલબુલ 'નો બહુ પક્ષપાત હતો અને બીજી આવૃત્તિ કાઢવાને એમણે કરેલા આગ્રહ છતાં પણ તે અમે ન કાઢવાથી પૃછયા ગાછયા વના એમણે છાપી લીધું હતું. બાલાશંકરે છપાવી છે એમ ન જાણતા હોવાથી અમે છાપનારના ઉપર દાવો કરવાની તૈયારી કરી હતી. એટલામાં બાલાશંકરે પોતે પોતાના વિનોદ માટે છપાવી હતી એમ કહેવાથી અમે એ વાત પડતી મુકી અને ત્રીજી આવૃત્તિ છપાવી. આ જ શૈલીની પણ ફારસીનું જ્ઞાન હોવાથી ફારસીની વધારે અસરવાળી અને મસ્તી ભરી કવિતા **સ્વ. બાલાશંકરની** છે. એનું માધુર્ય ઓર જ છે. આ જાતની કવિતાના અગ્રણી પદને એ ભાઈ યોગ્ય છે. **સ્વ. કલાપિને** પણ અમે આ જ કોટીના લખનાર ગણીએ છઇએ.

કવિ નર્મદાશંકરનો ઇંગ્રેજી કવિતાનો ઉઠાવ ગુજરાતીમાં આણવાનો ઉત્કૃષ્ટ અભિલાષ ફળ્યો નહોતો એ અમે કહી ગયા છઇએ. બીજા જ ગૃહસ્થને હાથે એ કામ થવાનં નિર્માણ થયં હતં એમ પણ અમે ત્યાં

હતું. આ બીજા ગૃહસ્થ તે રા. **નરસિંહરાવ ભોળાનાથ દીવેટીઆ** છે. એઓ ગુજરાતી વાચકવૃંદને ઈંગ્રેજી કવિતાની શૈલીની મનોહરતા અને માધુર્ય ગુજરાતીમાં ચખાડી શક્યા છે. આ જાતની કવિતા તરફ હાલ તરત તો ઘણું વલણ છે; અને એ પ્રવાહને વહેતો કરવાનું માન એ અગ્રણીને ઘટે છે. નવા ગ્રેજ્યુએટો બહુધા આ શૈલીના ભક્ત છે. કેટલાક માસિકોમાં અને ત્રિમાસિકોમાં છૂટા છવાયા લખે છે. **કાન્ત, મકરંદ, સેહેની, લલિત, સુમન્ત** વગેરે જૂદાં જૂદાં તખુલ્લસ ધારી લખનારાઓ આ કોટીમાં આવે છે.

**સ્વ. ગોવર્ધનરામ માધવરામ ત્રિપાટી** કવિ તરીકે નહિ પણ **નવલ કથાકાર** તરીકે સુપ્રસિદ્ધ છે. તેમના સરસ્વતીચંદ્રમાં ‘ સુખી હું તેથી કોને શું, દુઃખી હું તેથી કોને શું, ’ ‘ દિધાં છોડી પિતામાતા, તજી વ્હાલી ગુણી દારા, ’ ‘ જહાંગીરી ફકીરી એ ! લલાટે છે લખાવી મ્હેં, ’ ઇત્યાદિ ટુંકાં પદ્યો જેવાં ઉલટથી વંચાય છે તેવાં તેમની ‘ સ્નેહમુદ્રા ’માંનાં કાવ્યો વંચાતાં નથી. અને તેનું કારણ એ છે કે તેમની કવિતામાં ભાવનો પ્રબળ વેગ અને અલંકારનું બાહુલ્ય છતાં કઠોરતા છે અને સૌંદર્ય તથા લાલિત્યની ખામી છે. ‘ સ્નેહમુદ્રા ’ અથવા હૃદયમાં મુદ્રાંકિત થતા સ્નેહની છાયા એ કાવ્ય સને ૧૮૮૮ માં તેમણે પ્રથમ પ્રકટ કર્યું હતું. એમાં જુદા જુદા વિષયપર કાવ્યો છતાં તે સર્વ એક કથાનક પ્રસંગમાં જોડેલાં છે. નાયકને ‘ હૃદયભૂત ’ રૂપે આણી તેની પાસે વિવિધ વિચારો પ્રકટ કરાવ્યા છે, પણ તેમાં કવિતાની કળા સમાએલી નથી. એ વિચારો તત્ત્વચિંતનથી પરિપૂર્ણ છે. પણ કવિતામાં જે રમણીયતા તથા માધુર્યના પરિવેષ્ટનથી તત્ત્વચિંતન રૂચિકર થાય છે તે રા. ગોવર્ધનરામની શૈલીમાં નથી. અલંકારો ઘણા છતાં સાધારણ વ્યવહારની ઉક્તિઓ સાથે તે ભેળી નાંખ્યાથી તેમાંથી આસતા જતી રહી છે. ‘ દોડયો દોડાયું તેમ એ મન ઉંઘી ગયું તું ’ ‘ બોલે ઓછા બોલશું ? શું નથી હું લ્હેનાર ’ એવાં વચનો ‘ અરણ્ય રૂદિત ’ ‘ રસપાન ’ વગેરે રસ યોગ્ય વિષયોનાં કાવ્યોમાં આવતાં છતાં તે આકર્ષક થતાં નથી. અલબત્ત ઉચ્ચ સંસ્કારોથી ઘડાએલી ગંભીરતા અને ભવ્યતા તેમનાં કાવ્યોમાં સર્વત્ર નજરે પડે છે, અને ‘ વિરહ સમાધિલીન ઉદાસીન ઉર ન

ગણે નભ વાણી,' 'અગાધ ઉદધિ ઉપર તરંગો જતા આવતા ચ્હડતા વ્યોમે,' 'વિશ્વ નદીમાં એક શમીતો ઘણીક લહરી બીજી,' ઇત્યાદિ ઉચ્ચ ભાવગર્ભ ઉક્તિઓથી તેમની કાવ્ય રચનાઓ ભરપૂર છે, તેમ જ 'નીલ લીલમ સમાં લાલ ગાલે બેઠાં તમે જે તણેરે,' 'ઉંચા સોહે પ્રભાતના રંગ રાતારાતા આભમાં રે' એવી મનોહર રસિક કાવ્ય રચનાઓ પણ કોઈ કોઈ સ્થળે આ ગ્રંથમાં છે. પરંતુ બહુધા તેમની કવિતામાં ગંભીર ભાવની ઉક્તિમાં નીરસતા ભરેલી છે અને તેમની શૈલી ક્લિષ્ટ છે. સ્નેહમુદ્રા પ્રગટ થઈ તેવામાં એક વિદ્વાને હસતાં હસતાં કહેલું અમને યાદ છે કે સ્નેહમુદ્રા છે તો મઝાની પણ બરાબર ઉઠી નથી.

**'પ્રેમભક્તિ'** તખલ્લુસથી પ્રથમ લખનાર કવિ **નાનાલાલ દલપતરામે** ગુજરાતી કવિતાને નવું જ રૂપ આપવાનો નિશ્ચય કર્યો હોય એમ જણાય છે. કવિતાને કોઇ પણ તરેહનો બંધ-ઝાંઝર (જંજીર-ડસકલાં ?) ન જોઇએ અને માત્ર યથેચ્છ પ્રવાહ વહ્યો જાય એવી એમની ઇચ્છા જણાય છે. એમને જરૂર માત્ર 'આન્દોલન' ઉત્પન્ન થવાની જ જણાય છે. કેટલાક તો એમના કાવ્યને 'આવેશવાળું ગદ્ય' કહે છે. આન્દોલનની કલ્પના હજી સ્પષ્ટ ન થવાથી એ સંબંધી વધારે લખવાની લાલસાનાં આન્દોલન અમારા હૃદયમાં ઉદ્ભવવા દેતા નથી. છતાં પણ એમની કવિતામાં ઓર કવિત્વની મઝા છે એમ ન કહીએ તો એ બોલવું ન્યાય પુરસ્સર નથી.

કવિ નાનાલાલને જેમ આન્દોલન રૂચે છે તેમ માત્ર 'મિઝાન યાને વઝન' ની જ રૂચિ કવિતાને અંગે રાખતી બીજી શૈલી ઉત્પન્ન થઇ છે. આના ઉત્પાદકો પારસી ગૃહસ્થો છે અને એમનો પ્રયાસ ઈંગ્રેજી ઢબ ગુજરાતી-પારસી ગુજરાતીમાં-દાખલ કરવાનો છે. પહેલી અને ત્રીજી લીંટીનો પ્રાસ, દરબએ લીંટીનો અર્ધ પ્રાસ અગર પ્રાસ વગરની એવી કવિતાઓ આ શૈલીની છે. પિંગળ એ એમને કેદખાના જેવું લાગે છે અને કેટલાક તો એ શૈલીની ન હોય તે કવિતા જ નથી એમ કહેવા ધરાધરીની ધૃષ્ટતા કરે છે.

આ સાડીની શરૂવાતથી તે હાલ સુધીમાં લખનારના આવા અસ્ફુટ

વર્ગ બાંધી હવે આ સાઠીમાં એ વર્ગોમાં પ્રગટ થએલી કવિતા* પરત્વે કાંઈક કહીશું:—

કવીશ્વર દલપતરામનું 'વેનચરિત્ર' જૂની આખ્યાન શૈલીમાં લખાયલું વિધવા વિવાહની તરફદારી કરતું અને વિધવાના દુઃખનું હૃદયવેધક વર્ણન આપતું મનોહર અને રસભર્યું કાવ્ય છે. કવિયે આ કાવ્યમાં દરેક રસની જમાવટ ખુબી ભરેલી કરી છે. અને વિધવા વિવાહના સંબંધે પુખ્ત વિચાર ભર્યો નિર્ણય આપ્યો છે. દલપતરામની કવિતામાં એ કાવ્ય ઘણું ઉંચુ પદ

* કવીશ્વર દલપત, કવિ નર્મદ અને એ શૈલીના બીજા કવિઓને બાદ કરીને કેટલાક નવા લખનારાની કવિતાના સંબંધમાં કાઠીયાવાડના એક કવિયે **'સાક્ષર સપ્તક'** નામની રમુજી કવિતા લખી છે. વ્રજભાષાના સાહિત્યમાં 'મુકરી' જાણીતી છે. દેખીતો અર્થ જૂદો દેખાય અને માત્ર છેલ્લા ચરણથી જ અર્થ ફરી જાય એવી ગોઠવણ આ કવિતામાં હોય છે. આ **'સાક્ષર સપ્તક'** ગુજરાતીમાં એવી મુકરી તરીકે લખાયલું છે, અને અમારા વાંચનારાના વિનોદની ખાતર અમે તેને અહિં દાખલ કરીએ છીએ.

## સાક્ષર સપ્તક.

૧

અલંકારો અંગે ધરી અવનવા, આસ્ય ખુલતી,
કટાક્ષોથી જોતી, ધ્વનિત સરસા અંગ ફુલતી;
મતિ લેતી ઝાલી, અગણિત જનોની ક્ષણગણી,
નિહાળી શું નારી? નહિ નહિ સુવાણી **હરિ**તણી. ૧
સુવર્ણે શોભંતી, અભિનવ કલા અંગ ધરતી,
સુહાવે હાવેથી, અનુભવી ભલા ભાવ ભરતી;
સુરીતિ વાળી એ પીયૂષ ઝરણી ક્લેશ હરણી,
નિહાળી શું નારી? નહિ નહિ સુવાણી **હરિ** તણી. ૨
સુઅંગી રંગીલી મુદભરણી આમોદ સદની,
રહી રાગે રાચી, શુભ ગુણવતી પૂર્વ પદની;
અદોષી ઓચિન્તી નજર પથ આવી બહુ બણી,
નિહાળી શું નારી? નહિ નહિ સુવાણી **હરિ**[1] તણી. ૩

૧ રા. હરિલાલ હર્ષદરાય ધ્રુવ.

ભોગવે છે. સૌથી પ્રથમ પદ્ધી એની છે કે એમના 'ફાર્બસ વિરહ'ની છે એ વાંચનારા નિર્ણય કરશે. 'ફાર્બસ વિરહ' માંથી કેટલીક ચાતુર્ય ભરેલી કવિતા બાદ કરીએ તો એ કાવ્ય ચિત્તના ખરેખરા ક્ષોભથી ઉદ્ભવેલું હોવાથી રસભરિત અને મનોહર બન્યું છે. જૂની વાર્ત્તા શૈલીમાં લખાયલાં 'સંપલક્ષ્મી સંવાદ,' 'રાજવિદ્યાભ્યાસ,' કેફ નિષેધ સારૂ લખાયલી 'જાદવાસ્થળી' એ સારાં કાવ્ય છે. સ્વદેશ અને કળાકૌશલ્ય સંબંધી કાવ્યોમાં 'હુન્નરખાનની

૨

ધરે છે શૃંગારો પણ ન વધતી ભા તન તણી,
જણાયે છે રાગી, પણ અતિ વિરાગી મન તણી;
મીઠાઇને માટે વદતિ કુગિરા મ્લેચ્છ ભણિતિ,
વિલોકી શું વૃદ્ધા ? નહિ નહિ સખા વાણી **મણિ**ની. ૪
ઘડીમાંહી રાગી ઘડીમાંહી વિરાગી બની જતી,
ઘડી સ્વીયા સાથે ઘડિક પરકીયા તણી ગતિ;
રસે ભીની જોઈ ઘડિક રસહીની રહી બની,
શું દેખી સામાન્યા ? નહિ નહિ સખા વાણી **મણિ**[1]ની. ૫

૩

અતિ કર્ણે પ્રિય ઉચ્ચાર ચાલે, ચરણમાં ધ્વનિ ધારતી,
પ્રતિ વાક્યમાં વરસાવતી રસ, ગુણભરી, લક્ષણવતી;
પ્રીતિ મહિં પરિપક્વ રીતિ, શુભ ગ્રહે અણમૂલની,
વ્હાલા વખાણે વ્હાલિને ? ના, બોલી આ **ચુલ્ ચુલ્**[2] તણી. ૬

૪

ઝીલી રહી અનહદ રસે, મદછક બનેલી માનિની,
શોભે અલંકારો ખસ્યાથી ચોગુણી ચંદ્રાનની;
પ્રીતિ ભરેલા પ્રસવતી આનંદ કેરા ઉભરા,
આનંદ સંમોહા પ્રિયા ? ના, **બાલ**[3] મસ્ત તણી ગિરા. ૭

૧ રા. મણિલાલ નભુભાઇ દ્વિવેદી.
૨ રા. ડાહ્યાભાઇ પી. દેરાસરી.
૩ રા. બાળાશંકર ઉલ્લાસરામ કંથારિયા.

ચઢાઇ' નાનું પણ રસભર્યું રૂપક છે. સભારંજની પ્રબંધો જેવા કે 'ફાર્બસ વિલાસ,' 'વિજય વિનોદ' અને 'હંસકાવ્ય સતક' એ પણ બહુ ચાતુર્યવાળાં કાવ્ય છે. દલપતરામ બહુધા ગરબીઓ લખતા અને ઉપહાસમાં એમને સુરત તરફના લોકો ગરબીભટ/કહેતા; આ મહેણુ ટાળવાને દલપત કાવ્ય છપાયું તે વખત એમણે ઘણી કવિતા વૃત્ત અને છંદમાં રચી છે. એમની કવિતામાં ગરબીઓની સંખ્યાનું પ્રમાણુ હવે બહુ ઘટી ગયું છે. પ્રમાણુની જ વાત કરીએ તો નર્મદાશંકરની કવિતામાં ગરબીઓ અને પદ વધારે જણાય છે. આવી રીતે નવાં લખેલાં કાવ્યોમાં એમનું 'રૂતુ વર્ણન' મુખ્ય છે. દલપત કાવ્યમાંનું 'અંગ્રેજી રાજ પ્રકરણ' વાંચતાં જુલમની સામે એઓ કેવો પોકાર ઉઠાવે છે તે જણાય છે. અને કડવી વાત પણ કેવી યુક્તિથી,

૫

મીઠું બોલી મ્હારૂં મન હરણ કીધું પલકમાં,
રહી રાગે રાચી ખુશખુભર ખાંતે ખલકમાં;
કહી વાણી કાંઈ કુદરત ભરી શૈલ વનની,
મળી'તી શું મધ્યા ? નહિ નહિ કવિતા કુસુમ[1]ની. ૮

૬

સરસ સરળ વાક્યે ચોરતી ચિત્ત પ્યારી,
ચરણ સુવરણેથી સોગુણી કાંતિ ધારી;
સુગુણવતી સુરૂપા સુરીતિવાન શાણી,
નવ તિય ? નહિ, ભાળી કાન્તની[2] શાન્ત વાણી. ૯

૭

તોડી વછોડી ભૂષણો, કરી દૂર સર્વ સુવર્ણને,
રસ રાગ બેઠી ખોઇ, ખુબ કઠોર કીધા ચર્ણને;
સુતી છૂપાવી મુખ, દુઃખણીએ ન જોયું અમભણી,
શું મિત્ર માનવતી પ્રિયા ? ના, ગિરા [3]ગોવર્દ્ધનતણી. ૧૦

૧ કુસુમમાળા–રા. નરસિંહરાવ ભો. દીવેટીઆ.

૨ રા. માણશંકર રતનજી ભટ્ટ.

૩ રા. ગોવર્ધનરામ મા. ત્રિપાઠી.

Terrible gossip-monger.



ઠાવકાઇથી, સાફ કહે છે તે જાણીને આપણા મનમાં એમને માટે માન ઉત્પન્ન થાય છે. સામાન્ય રીતે એમની પૂર્વે થઈ ગયેલા બધા કવિઓ ગરબીઓનો ઉપયોગ શૃંગારના લખાણને માટે જ કરતા આવ્યા છે. ગરબીઓનો નીતિ પરત્વે વિનિયોગ પ્રથમ એમણે જ કર્યો છે અનેક જૂદી જૂદી બાબતની અને વ્હેમ વિરૂદ્ધ એમની ગરબીઓ પ્રસિદ્ધ છે. એમની કવિતા જનમંડળમાં બહુ પ્રિય છે. એમના રામ વનવાસની ગરબીઓ ઘણીએ વખત છેક દૂરનાં અને નાનાં ગામડામાં અમે ગવાતી સાંભળી છે. તેમ જ વેનચરિત્રમાંની અમુક બે ગરબીઓ ભક્તની ભજનની મંડળીઓમાં ઘણા ભાવથી ગવાય છે. નર્મદ અને એમના વચ્ચે જન્મારા સુધી અંટસ ચાલુ રહ્યો હતો. મ્હોડે તો અમે બેમાંથી કોઇને બીજાનું ઘસાતુ બોલતા સાંભળ્યા નથી. અમારા વાંચનારાઓના વિનોદની ખાતર દલપતરામની સાથે એકવાર થયેલી વાતચીત અહીં લખીશું. નર્મદની કવિતામાં વ્યંગ્યમાં એમની વિરૂદ્ધ લખાણ છે. 'પગે મણિને શિરે કાચ પણ આખર મણિમાં માલ સાહેબો સલામ સૌને હાલ' એ લીંટીઓ વાંચીને એકવાર અમે પુછ્યું હતું કે આપ કેમ કાંઇ લખતા નથી. થોડીવાર સુધી ન બોલીને પછી પોતાની આછી ચોટલી ડાબા હાથમાં પકડી ઉંચી કરીને મને પૂછ્યું કે ડાહ્યાભાઇ, આ શું દેખો છો ! મેં પુછ્યું સાહેબ શેને માટે પૂછો છો ? એઓ કહે આ—આ. મારા હાથમાં શું છે ? મેં કહ્યું આપની ચોટલી. એઓ કહે નાના પણ એનો રંગ કેવો છે ? મેં કહ્યું ધોળો, અને એઓ કહે કે લઢાઈ ચાલતી હોય અને બંધ કરવી હોય તો કેવો વાવટો ધરે છે ? મેં કહ્યું ધોળો; એટલે એઓ બોલ્યા કે ત્યારે જૂવો પરમેશ્વરે આ ધોળો વાવટો ઉભો કર્યો છે: હવે મને ઘટે નહિ. આ બનાવ બન્યા પછી બે ત્રણ વર્ષે દલપતકાવ્ય બહાર પડયું હતું. દલપતકાવ્યનું મંગળાચરણના પ્રકરણ પછીનું પ્રકરણ વાંચીને મને ખૂબ હસવું આવ્યું હતું ! આખું પ્રકરણ વ્યંગ્યવાળું અન્યોક્તિથી ભરેલું અને નર્મદ ઉપર હુમલાવાળું છે ! બીજી વાત પણ એવી જ રમુજી છે. રા. ગણેશ શ્રીકૃષ્ણ ખાપર્ડે તેમના પાઠશાળાના કાળમાં અમારા ઇષ્ટ મિત્ર ડા. હ. હ. ધ્રુવના મિત્ર હતા. એને લીધે અમારે પણ સારો પરિચય હતો. એઓ અહિં એક અઠવાડીયું કોલેજમાંથી આવ્યા

હતા. કવીશ્વરને મળવાને એમને ઘણી ઉત્કંઠા હતી તેથી અમે બધા એમને ત્યાં ગયા. કવીશ્વર તે વખત બીલકુલ દેખતા ન હતા. અરસ્પરસ ઓળખાણ કરાવ્યા પછી એમના ખાટલાની સામે અમે બધા બેઠા અને રા. ખાપર્ડેએ કાંઈ કવિતા બોલવાને વિનતિ કરી. એટલામાં કોઇએ અનાચાસે કહ્યું કે રા. ખાપર્ડે કવિ નર્મદના ઘાડા મિત્ર છે. તરત થોડીવારે એમણે રા. ખાપર્ડે તરફ મોં ફેરવીને પોતાની ‘ દુરાચારી વ્યભિચારી જો વિચારી’ એ ગરબી જૂસ્સાથી ગાઈ! આ ગરબી વ્યંગ્યથી ભરેલી છે એટલું જ નહિ પણ એમાં ખૂદ નર્મદનું નામ પણ ચતુરાઈથી મુક્યું છે! બન્ને કવિયો વચ્ચે મિનાકેસો કેટલો અને કેવો હશે તેનો ખ્યાલ આપવાને આવી ક્ષુલ્લક વાતો બહુ મદદગાર થઈ પડે છે. કવિ નર્મદે પોતાના પુસ્તકમાં પોતાની છબી મુકી હતી. ત્યારે દલપતરામે પોતાના ગ્રંથમાં જ્યાં છબી મુકાય તે જગાએ એક દોહરો લખ્યો હતો કેઃ—

શું જોશો તનની છબી એમાં નથી નવાઈ,
નિર્ખો મુજ મનની છબી ભલા પરીક્ષક ભાઈ.

સુરત તરફના કોઈ ઠોળીઆએ આ દોહરાનો ઉત્તર પોતાના નામ વગર લખ્યો છે પણ અમે તે અહીં લખતા નથી. આવાં વિનોદી ટુચકા છોડીને અમારા પ્રસ્તુત વિષયપર આવીએ.

આખ્યાનમાં કે વાર્તામાં, ગરબીમાં કે વૃત્તમાં, વ્હેમને ઠોક પાડવામાં કે સત્પુરૂષના ગુણગાનમાં, સભાને રંજન કરવામાં કે જૂના કવિયોની પેઠે અલૌકિક ચાતુર્ય બતાવવામાં આ વૃદ્ધ કવીશ્વરની સરસ્વતિ સદા તત્પર જ રહેતી. જે કરે તેમાં એમની પ્રાસાદિક વાણી શ્રોતાને આનંદ જ આપતી. “એક સુધારક તરીકે આપણા કવીશ્વર ઉછાંછળાપણાનો ત્યાગ કરીને વર્ત્તનાર, પોતાના ધર્મને રહસ્યની સમજણ પૂર્વક વિવેક રાખીને વળગી રહેનાર પરંતુ અન્ય ધર્મવાળાઓનો આગ્રહથી તિરસ્કાર કરી મન દુઃખાવવાની મૂર્ખાઇથી વેગળા રહેનાર, શુદ્ધ નીતિને આચરનાર તથા ઉચ્ચારનાર, જૂની અને નવી બાબતોમાંથી વિવેક રાખી સારાસાર ગ્રહણ કરનાર, સાદાઈ અને ધીરજને પસંદ કરનાર અને ઉછરતી પ્રજાને સંસાર સાગરમાં ખરી

દિશા સૂઝાડનાર અચળ ધ્રુવના તારા સમાન માલમ પડયા છે."* આવા કલ્યાણકારી નરને હમ્મેશ ધન્યવાદ જ ઘટે છે અને એમનું સ્મરણ ગુજરાતી પ્રજાના હૃદયમાં ચિરકાળ વાસો કરશે જ.

કવીશ્વર દલપતરામની શૈલીને અનુસરનારાઓમાં દલપતરામ જેવી શક્તિને અભાવે તેમની કવિતા દલપતરામની કવિતાના જેવી અસર કરી શકી નથી. ઘણાં વર્ષ પૂર્વે રણછોડલાલ ગલુરામે 'કાવ્યસુધા' નામનું પુસ્તક બહાર પાડયું હતું. ધર્મ તરફ મનનું વલણ થઈ જવાથી એમણે ત્યાર પછી કશું લખ્યું હોય એમ જણાતું નથી. રા. ગણપતરામ રાજારામે **'લીલાવતી કથા'** નામનું સારૂં આખ્યાન લખ્યું છે; એમનું **'પાર્વતી કુંવર આખ્યાન'** નાનું પણ રસભર્યું આખ્યાન છે. એમણે પાછળથી **'લઘુભારત'** નામનાં સરળ અને રસિક પુસ્તકો લખી ગુજરાતી સાહિત્યમાં સારો ઉમેરો કર્યો છે. રા. હરજીવને જૂની ધાટી ઉપર **'ચાવડા ચરિત્ર'** નામનું વીરકાવ્ય ઘણાં વર્ષ ઉપર લખ્યું હતું. ભાષાની સરળતા અને કેટલીક સુંદરતા છતાં વીરકાવ્ય તરીકે એમાં નિર્માલ્યતા જણાય છે. ચાવડાચરિત્રને બદલે **'ચાપોત્કટ ચરિત્ર'** એવું સંસ્કૃત નામ ધરીને આ કાવ્ય બીજી આવૃત્તિરૂપે ગુજરાતીમાં આવ્યું છે! લીમડીના કવિ ભવાનિશંકરે પણ આ શૈલીની કવિતા કરી છે. **'દુનિયાના મોટા શોધ'** નામની એક સારી ચોપડી ઘણાં વર્ષ પૂર્વે પ્રગટ થઈ હતી. ભક્તિરસથી ભરપૂર **'કેશવકૃતિ'** ધર્મ-નીતિ-વગેરેનો બોધદાયક સંગ્રહ છે. સુરતના કવિ **દલપતરામ દુર્લભરામે** 'દલપતકૃત કાવ્ય' નામનું પુસ્તક બહાર પાડયું હતું. **બુલાખી ચકુભાઇએ** પોતાની નાતના હિતને સારૂ 'ઉદીચ્ય જમણવાર અનીતિશતક' તેમજ બીજી પરચુરણ કવિતા કરી છે. રા. રમણભાઈએ એમની કવિતામાંથી એક જગાએ સારૂં અવતરણ આપ્યું હતું. રમણભાઈ કહે છે તેમ "પદપૂર્ત્તિ" ના વિષયમાં 'કર્યું ભગાના જેવું,' 'પેટ કરાવે વેઠ,' 'બકરૂં કાઢતાં પેસે ઉંટ,' 'રાણીનો સાળો' એવાં એક પછી એક પદ લેઇને તેની પૂર્ત્તિ કરી તેના સંગ્રહને 'કાવ્ય કૌસ્તુભ' નો કિતાબ આપે છે."

---

* સમાલોચક.

માથામાં મગરૂબી રાખી ઠાઠ રચે છે ઠાલો
દૈવતનું તો દિંટ મળે નહિ એ રાણીનો સાળો."

કા. કૈ.

આ કોટીની કવિતાની વાત કરતાં ઘણાં વર્ષપર બહાર પડેલી 'પાણીપત' નામની ચોપડીને ભૂલી જવાય એમ નથી. એ નાનું પણ મઝાનું કાવ્ય છે. સરળ બાનીમાં લખાયલું, સ્વદેશ પ્રીતિથી ઉભરાતું 'પાણીપત' દરેક વાંચનારને યાદ હશે. રા. હરગોવંદદાસે જ લખેલી કેટલીક કવિતા **'સીતાના કાગળ'** ને નામે પ્રથમ શાળાપત્રમાં આવતી. રસથી છલકાતી આ હોરીઓ પણ આ કોટીની અને તેના સારા નમુના જેવી છે. આવી મધુર કવિતા ઝરણીને સુકવી નાંખીને ગુજરાતી વાંચકોની તેનું પાન કરવાની મઝા રા. હરગોવંદદાસે કેમ નિર્મૂળ કરી હશે એ પ્રશ્ન સ્વાભાવિક રીતે ઉત્પન્ન થાય છે. પાણીપતના કેટલાક પ્રસંગ ખરેખાત મનોહર છે.

'ધર્મ' વિષયમાં ઉપાલમ્ભ, ચાબખા, બોધપ્રધાન શિક્ષાવચનો, કે કૃષ્ણ-લીલાનાં શૃંગારરસમય વર્ણનને બદલે ખરેખરા કવિત્વયુક્ત પદ્ય રચનાર ગુજરાતમાં આપણા ભક્ત કવિ **સ્વ. ભોળાનાથ સારાભાઇ** જ પ્રથમ છે. હૃદયને પ્રસન્ન કરી ઉન્નત ભાવનાનું ભાન કરાવી ઉપદેશ આપવો એ કવિતાનો ધર્મ છે, તે ચાબખાઓમાં સચવાતો નથી. એવી કવિતામાંથી આનંદ આપવાની શક્તિ જતી રહે છે. આનંદ આપવાની શક્તિ જતી રહે છે એટલું જ નહિ પણ બોધની સફળતા બાજુએ રહી, *જુગુપ્સા ઉત્પન્ન થાય

* આ વાક્યનું સત્ય બતાવવા અમે એક નજરે જોએલી વાત કહીશું. સુરતમાં અમારા એક મિત્ર હતા. કવિતામાં, ચિત્રમાં, દરેક રસભરી વાતમાં એમની સમજ ઉંડી હતી અને સઘળા લોકોમાં એ વાત જાણીતી હતી. કોઈએ નવી કવિતા કરી હોય તો એમને વંચાવવા આવતું. સારૂં ચિત્ર દોરનાર પણ એમને બતાવે. પ્રખ્યાત ચિતારા મી. હાંસજી—જેના ચિતરેલા અને ભરૂચ પ્રદર્શનમાં ઘણું કરીને મુકેલા એક ચિત્ર વિશે સ્વ. હ—હ—ધ્રુવે—' ચિત્ર દર્શન ' નામની કવિતા લખી છે તેઓ ધરાધરી અમારા આ મિત્રને નવાં ચિત્ર બતાવીને અભિપ્રાય માગતા. સારો ગવૈયો, કથા કહેનાર, ભજન કરનાર સુરતમાં પ્રથમ એમની પાસે આવતો. એ

છે." જે કવિતા માત્ર બોધપર હોય છે અને બોધને જ પ્રધાન વિષય કરે છે તેમાં કવિતાના મૂળ રસની ખામી રહે છે. બોધ એ કવિતાનો આડકત્રો ઉદ્દેશ છે. કવિતાના રસમાં હૃદય ડૂબે, ઉચ્ચ પ્રકારનો આનંદ પામે અને તેની સાથે હૃદય પરભાર્યું બોધ પણ પામે એમાં જ કવિની કુશળતા છે. આપણા આ ભક્ત કવિની કવિતા એ સર્વ દોષથી મુક્ત અને ખરેખરા ભક્તિરસથી પરિપૂર્ણ હોવાથી ગુજરાતી સાહિત્યમાં તેણે એક અપૂર્વ પદ્ધી પ્રાપ્ત કરી છે. કવિનું હૃદય ભક્તિથી ઉભરાઇ, ઇશ્વરલીલાથી મોહ પામી ભક્તિ અને પ્રેમનો ઉદ્દગાર વાસ્તવિક સ્વરૂપે પ્રગટ કરે છે; તેમ જ વાંચનારના હૃદયને રસમાં લુબ્ધ બનાવી પોતાની જોડે ઇશ્વિર તરફ દોરી દિવ્ય અંશનું ગ્રહણ કરાવે છે. ઉચ્ચ કવિત્વનો આનંદ અનુભવતાં સદ્બોધ તો એની મેળે જ પ્રાપ્ત થાય છે. ઉત્તમ બોધ પળપળે મળતો છતાં ચિત્તને તે કવિત્વ-થી ભિન્ન લાગતો નથી. કોઈ બોધ કરતું હોય એવો ખ્યાલ પણ આવતો નથી. કવિતાનું આજ પ્રયોજન છે.

આનંદ વિના કેવળ શુદ્ધ બોધ આપવો એ કવિનું કર્તવ્ય નથી.

---

પ્રમાણે ભરૂચથી એક ભજનીઓ આવ્યો હતો. એનું ભજન સાંભળવા એમણે પોતાના પ્રતિષ્ઠિત મિત્રોને પોતાને ઘેર તેડીને સમારંભ કર્યો હતો. બધા આવ્યા, બેઠા, ભજનનો આરંભ થયો અને મહારાજે રસમાં આવી જઈ ભજન ગાવા માંડ્યું. રણછોડ ભક્તનું 'હું તો તને વારૂં રે-તેં તો આ શું કર્યું રે.' એ પદથી ભજનનો આરંભ કર્યો. એ પદમાં ઓછામાં ઓછી પચાસ સાઠ ગાળોનો સંગ્રહ છે! ભક્તરાજે ગાતાં ગાતાં અદા કરવા માંડી! શ્રોતાને સંબોધતા હોવાથી જૂદા જૂદા ગૃહસ્થો તરફ લાંબા લાંબા હાથ કરવા માંડ્યા! મોટેથી ભજન લલકારીને એકને "હૈયા ફુટ્યા" બીજાને "તું લૂણહરામ" તો ત્રીજાને "તારી માને દીધો જોઈએ ડામ" એમ લલકારવા માંડ્યું! પ્રથમ કુતુહલતાથી મિત્રોનાં મોંપર સ્મિત છવાતાં મહારાજ વધારે ઉશ્કેરાયા અને ગાળ પર ગાળ ભરેલું આ પદ ગાવા માંડ્યું! છેવટે મિત્રો થોડી થોડી વાર બેસીને ઉઠી જવા માંડ્યા. શેઠ-ને મુકવા જતી વખત અમારા મિત્રે દાદર આગળ, વહેલા શું ઉઠી જાઓ છો? વધારે બેસો, એમ આગ્રહ કર્યો. એ બિચારાને બહુ જ ખોટું લાગ્યું હતું તેથી સભ્યતા મુકીને કહેવાઈ જવાયું કે-ભાઈ આ ગાળોનો વર્ષાદ ક્યાં સુધી ખમાય?! બધાંનાં મન ખાટાં થઈ ગયાં અને ભક્તરાજને અડધા કલાકમાં ભજન સમેટી દેવાનું કહેવું પડ્યું!

સ્વ. ભોળાનાથની કવિતાની આ એક વિશેષતા છે કે તેમાં વાચક વર્ગને, શ્રોતાજનોને કે લોક સમુદાયને સંબોધન ક્વચિત જ જોવામાં આવે છે. જુના ગુજરાતી કવિયોની પેઠે પોતાના મનને સંબોધન પણ ભાગ્યે જ કર્યું છે. કવિતા અને બોધની સાથે જ્ઞાનના અંશ સ્થળે સ્થળે આ ભક્ત કવિની કવિતામાં દૃષ્ટિગોચર થાય છે. સદાચરણ બળની વિશેષતા અને આવશ્યક્તાનો ગુજરાતી સાહિત્યમાં પ્રથમ સંસ્કાર એમની કૃતિમાં માલમ પડે છે. એમની "ઇશ્વર પ્રાર્થનામાળા'ની ભાષા પ્રૌઢ, તથા શુદ્ધ અને વિચાર નિર્મળ છે. ગૌરવવાળા વિષય છતાં ભાષા ક્લિષ્ટ ન હોય, અને અર્થ સંદિગ્ધ ન હોય એવી કાવ્ય શૈલી બહુધા એમનાથી પ્રચલિત થઈ છે. એમની કવિતા ગુજરાતી ભાષામાં સંસ્કૃત શબ્દો કેટલે અંશે ઉમેરાઈ શકાય એનો પણ અજબ નમુનો છે.

શ્રીમન્મહારાવની સાથે મહાબળેશ્વરની કરેલી મુસાફરાનું 'પ્રવાસ વર્ણન' નામે કાવ્ય **કવિ શિવલાલે** બહાર પાડયું હતું. ગ્રંથમાં જે વર્ણનો છે તેમાંનાં ઘણાંક સારાં છે, તેમાંએ વિશેષ કરી વઢવાણ આવતાં રાણકદેવી સંબંધે ભોગાવાનું વર્ણન મનોરંજક છે. મુંબાઈ આગળ આગગાડીનું અને પુના આગળ રાત્રિનું વર્ણન છે તે ખરા કવિત્વનું સૂચક છે. તેમજ મહાબળેશ્વરના વર્ણનમાં ઠેકાણે ઠેકાણે સારી ઉક્તિ છે. અફઝલખાનની કબર જોઈને કાઢેલા ઉદ્ગારો ખરેખાત ચિત્તવેધક છે. શિવલાલની ભાષા શુદ્ધ, વિમળ અને સરળ છે એ તો અમે કહી ગયા છીએ.

નર્મદાશંકર કવિને યોગ થયો હતો તે સાઠોદરા નાગર કવિ નભુલાલનાં કાવ્યનો સંગ્રહ 'નભુવાણી' નામથી પ્રગટ થયો છે. એમની કેટલીક કવિતા સુંદર છે. એમની હજામના ઘરમાં થયેલી ચોરી વિશેની કવિતા વાંચવા જેવી છે.

**પારસી કવિ મલબારીનો** 'નીતિ વિનોદ' પણ આ કોટીમાં જ આવે છે. આ ગ્રંથની ભાષા એક સંસ્કારી ગુજરાતીએ લખી હોય એવી શુદ્ધ છે અને આખુ કાવ્ય બોધદાયક છે. આ પુસ્તક પછી મી. મલબારીએ 'અનુભવિકા' નામનો ગ્રંથ બ્હાર પાડયો છે. પ્રસિદ્ધ થવા કાળે ઘણા વખણાયલા નીતિવિનોદ કરતાં અનુભવિકામાં કાવ્યત્વ વધારે દીપી રહે છે.

રા. દોલતરામ કૃપારામ પંડયાનું 'ઇંદ્રજીતવધ' કાવ્ય આ કોટીમાં છેલ્લો સારો નમુનો છે. ઐતિહાસિક વસ્તુ લઇ તેના ઉપર જૂદા જૂદા છન્દાદિમાં સર્ગ બદ્ધ કાવ્ય લખેલું છે. રાવણનો પુત્ર ઇંદ્રજીત–તેની સ્ત્રી સતી સુલોચના ઇત્યાદિ પાત્ર વર્ગની મહતા સાચવીને કાવ્ય તરંગ કવિએ કેમ દોડાવ્યો છે તે જોતાં રા. પંડયાને અભિનંદન આપવા જેવું છે. કાવ્યમાં રાત્રી, પ્રભાત, વન, વિલાસ, યુદ્ધ આદિ વર્ણનો આપવાં જ જોઇએ એવો દર્પણકારનો નિયમ છે. આ કાવ્યમાં ઠેકાણે ઠેકાણે કવિની પ્રતિભાનાં દર્શન થાય છે. પ્રતિભાના આનંદમાં નિમગ્ન થઇ આ કાવ્યમાં કવિયે જે કાવ્ય રચ્યાં છે તે રસ અલંકારથી ભરપુર છે, પણ તેમાં તેમના તરંગ એટલા બધા ઉપરા ઉપરી દોડી રહ્યા છે, ને કાંઈ નવીન પ્રકારનું–અસાધારણ કાવ્યત્વ ચમકાવી દેવાની કવિની ઉત્કંઠાને લીધે એવા ગુંચવાઇ પડયા છે કે ઘણાં પદ્યો કેવળ ક્લિષ્ટ થઇ ગયાં છે, ને અર્થનો બોધ સ્ફુટ રીતે કરી શકતાં નથી. એટલું જ નહિ પણ કોઇ કોઇ વાર તો બહુ મનન કર્યાં છતાં એ સ્પષ્ટ થતાં નથી. કાવ્યમાંના જામેલા રસને પડતો મુકી શબ્દો કે અલંકારની ક્લિષ્ટતાને બંધ બેસાડવા માટે થોભી રહી દુઃખ વેઠવું પડે એ રસજ્ઞ વાંચનારને તો કડવું ઝેર જેવું લાગે છે; અને કવિ પણ જો ખરો રસજ્ઞ હોય તો એવી ભૂલમાં કદાપિ ન ઉતરે. એટલા જ માટે કાવ્યોમાં પ્રસાદ ગુણને આવશ્યક ગણ્યો છે. ક્લિષ્ટતાની પેઠે શબ્દોની રચનામાં ગ્રામ્યતા આવે એ એથી ઉતરતો પણ એક દોષ જ છે. શબ્દ પ્રયોગમાં ધ્યાન ન આપવાથી રસભંગ થઈ બેસે છે. આવા પ્રકારના સંસ્કાર દોષ તો અનેક છે છતાં આ કાવ્ય પ્રતિભાથી ભરપૂર છે. ઇંદ્રજીતવધમાં શુદ્ધ, પણ સંસ્કારહીન, પ્રતિભા ઝળકી રહી છે. તેથી જ એમાં કાવ્યત્વ આવ્યું છે. ગુજરાતી સાહિત્યમાં આ કાવ્ય આવકાર આપવા યોગ્ય છે. એજ લખનાર-નો બીજો કાવ્યસંગ્રહ 'કુસુમ ગુચ્છ' તેમનાં રસથી ભરપૂર કાવ્યોનો સંગ્રહ છે. રા. પંડયાની કવિતા સારી છે અને જે જે પ્રદેશમાં ઉતરે છે તેને તેના યોગ્ય સ્વરૂપમાં દેખાડે છે. રસ લાવવો, અર્થ સુચવવો અને પ્રસંગને અનુકુળ કોમળ રાગ ઢાળ વગેરેનું ગ્રહણ કરવું એ ઔચિત્ય એમની કવિતામાં છે. દોષ શોધવા બેસીએ તો તે ન મળી આવે એમ નથી. પણ

એકલા દોષ શોધવા ન જ જોઇએ. સાહિત્યના નિયમોથી કવિતાને તપાસતાં તો મમ્મટને સંસ્કૃત સાહિત્યમાંથી પણ અનેક દોષ મળી આવ્યા છે, તો ગુજરાતી સાહિત્ય દોષ રહિત ક્યાંથી હોય? વળી સાહિત્યના ઠરાવેલા નિયમોથી કવિતા કરવા બેસે તો તો કોઇ કવિ જ ન થાય; મમ્મટને પોતાને માટે કોઇ એમ કહે છે કે, મુહૂર્ત ચિંતામણિનો કર્તા જેમ લગ્નને અભાવે કુંવારો રહ્યો હતો, તેમ દોષ દૃષ્ટિને લીધે તેનાથી કવિતા જ થઈ શકી ન હોતી. સુમન ગુચ્છમાં ભાષા ઘણી ખરી મિશ્ર લાગે છે. કવિયે વર્ણવેલી વસ્તુ કોઈ કાળે પણ અરમણીય હોય નહિ અને જ્યારે જ્યારે વાંચીએ ત્યારે ત્યારે તેમાં કાંઈ નવિનતા જ જણાય. કવિ ચુંબિત વિષય મધુર સર્વાંગ સુંદર હોવો જોઈએ અને એમાં ભાષા તથા ઔચિત્ય વિચાર આદિ યથાર્થ સચવાયલાં રહેવાં જોઈએ. જ્યાં આમ ન થયું તે ઉત્તમ કવિતા કહેવાય જ નહિ. સુમન ગુચ્છમાં ઉચ્ચ પ્રતિના ગદ્ય પદ્ય લેખમા યોજવાને યોગ્ય ન લાગે એવા ગ્રામ્ય શબ્દોનો ઉપયોગ થયો જણાય છે. શૃંગારમાં જરા વધારે શિષ્ટજન સીમાનું ઉલ્લંઘન થયું છે. ટુંકામાં કામ વિષયક રચના હોવાથી શૃંગાર લગાર ઉતરતી પ્રતિનો જણાય છે. આમ હોવા છતાં રા. પંડ્યાના ઉક્ત ગ્રંથો ગુજરાતી સાહિત્યમાં સારો ઉમેરો કરે છે અને એમની કવિતા લોકપ્રિય થાય એવી, લોકને પરિચિત લાગે તેવી, સહેલી અને સરળ છે.

કવિ નર્મદાશંકરનાં ઘણાં ખરાં કાવ્ય ઇંગ્રેજી કાવ્યો ઉપરથી સ્ફુરેલાં છે. અંગ્રેજી કવિયોની ખુબી ઉતારવામાં, તેમ જ વાર્તા શૈલીમાં એ કવિને વિજય મળ્યો નથી. એમની 'કુમુદચંદ્ર પ્રેમપત્રિકા' લીટનના ફોકલંડ એન્ડ ઝીસીની ઢબનું નાનું ગદ્યપદ્યાત્મક પુસ્તક છે. એમાંનો કેટલોક ભાગ તેમજ પ્રીતિ સંબંધી કેટલીક કવિતાને માટે અમે અહીં લખી શકતા નથી. એમની 'લલિતા,' 'સાહસ દેશાઈ,' 'વજી' અને ડોન જુઆનના ધોરણ ઉપર લખવા ધારેલું વીરકાવ્ય 'રૂદનરસિક' વાંચવાથી વાર્તાશૈલીમાં એમની નિષ્ફળતાને માટે અમારા કહેવાનો સાક્ષાત્કાર થશે. પ્રેમ, દેશભક્તિ, અગર વ્હેમખંડન ગમે તે વિષય હશે પણ એમનાં તદ્વિષયે લખાયલાં સંગીતો

lyrics.

સુંદરતા ભર્યાં જણાશે. કવિનું ગૌરવ ઇંગ્રેજી ઢબનાં સંગીતો લખવામાં જ સમાયલું છે. 'હિંદુઓની પડતી'ની ખુબી પણ તે કાવ્ય છૂટા છૂટા ખંડોનું બનેલું હોવાથી જ છે. એમનું 'લઘુ ઋતુવર્ણન' અને 'પ્રીતિ' સંબંધી કેટલીક કવિતા બહુ સુંદર છે.

કવિ નર્મદાશંકરને અનુસરનાર શૈલીવાળાં કાવ્યમાં 'વિજયવાણી' મુખ્ય છે. એમાં કેટલીક જગાએ તો કવિના જ વિચાર, ભાષા અને શબ્દો ધરાધરી પેશી જવા પામ્યા છે. લખનાર પોતેજ પોતાની કવિતાને માટે બોલતાં કવિ દયારામના સતસૈયાનો

"દુર્ગ, કાવ્ય, કુષ્માંડુ, કુચ, ઉખ, કઠોર ત્યાં સાર;"

એ દોહરો વાંચનારને દેખાડી દે છે, એટલે એ કવિની બાનીને માટે બોલવાનું રહેતું જ નથી કે એ સરળ નથી. 'વિજયવાણી'ની 'સંક્રાંતિની સ્હવારે આકાશમાં ચગતા કનકવા' નામની કવિતા વાંચવા લાયક છે. ટીકા વગર ના જ સમજાય તે કવિતા એમ આ કવિ પોતાની બીજી આવૃત્તિમાં પ્રતિપાદન કરવા પ્રયત્ન કરે છે.

આ જ વર્ગનું બીજું પુસ્તક રા. મધુવચરામ બળવચરામ વ્હોરાનું 'મધુર કાવ્ય' છે. તેમાં સ્વદેશ પ્રીતિ અને શૃંગારની કવિતા છે.

પાઠશાળાના શિક્ષણને લીધે સંસ્કૃતની સંસ્કારી અસર થવાથી નવી તરેહની શૈલીના ઉદય વિશે અમે કહી ગયા છીએ. સ્વ. ભીમરાવ ભોળાનાથનું 'પૃથુરાજ રાસા' નામનું કાવ્ય આ કોટીનું છે. લખનારના શોકજનક મૃત્યુને લીધે આ કાવ્ય અધુરૂં રહ્યું છે. પરંતુ છે તેટલું 'કાવ્ય રસથી પરિપૂર્ણ છે. તેમાં કળાની કેટલીક ખામી છે, વ્યાકરણના કેટલાક દોષ છે, વાક્ય રચના કેટલીક કિલષ્ટ છે, અલંકાર કેટલાક અસ્પષ્ટ છે, કલ્પનામાં કેટલેક ઠેકાણે અસંભવ દોષ છે, શબ્દો કેટલેક ઠેકાણે રૂચિને ખિન્ન કરનારા છે. પરંતુ આ દોષથી કાવ્યના ગુણ ઢંકાઈ જતા નથી. સૌંદર્ય, લાલિત્ય, લાવણ્ય એ ભીમરાવની કૃતિનાં અપ્રતિમ લક્ષણ છે.' 'અદ્‌ભૂતરસ વીરરસ; સમર્થ શબ્દ પ્રભાવનો ચમત્કાર; મહતાને ઘટે તેવી

ઉદારતાની ભાવના આ સર્વ અંશ પણ તેમની કવિતામાં ઉત્તમ અને પ્રશંસનીય છે. વીરરસ અનુભવનાર ઉમદા દિલને ઘટે તેવી દેશ પ્રીતિ પણ તેમની કૃતિમાં અનેક સ્થળે દર્શન દે છે.' ઉપર 'દર્શાવેલા ગુણ દોષ ભીમરાવની બધી કૃતિઓમાં છે તેમાંથી એકલા દોષ જ જોઇ શકનારની ગુણ પર થતી વિમુખતા શોચનીય છે.'

**ભીમરાવ**ની બીજી કૃતિઓમાં 'લાવણ્યમયી' અને 'જ્યુબિલી' (વિનોદિની) એ બે કાવ્ય બહુ ઉત્તમ પંક્તિનાં છે. લાવણ્યમયી દેશભક્તિથી અને દેશોત્કર્ષના ઉત્સાહથી પરિપૂર્ણ છે. એ કાવ્ય 'સૂતા લોકો' ને ઉદ્બોધન રૂપે છે. કવિ સર્વને સ્મરણ કરાવે છે કે 'અરૂણુ તરૂણુ આ ઉદય થયો' 'સૂર્ય ઉદય આભાસે' અને

'વિભુવર્ણન ઉપકાર સ્મરણ કરિ નમન મનન દિનરાત,
જનસુખકારક નવ ઉદ્ધારક ઉદય ઉદય વિખ્યાત,
કાર્ય સફળ શુભ કરતો.'

એવો એ અરૂણોદય છે. એ શુભ ચિન્હ દર્શાવી કવિ 'સંપ સજવાનો' અને 'મહદ્યશના મહાકાર્યો કરવાનો ઉપદેશ કરે છે.'' ઉચ્ચ ભાવનાઓથી જેવું આ કાવ્ય ઉત્કૃષ્ટ છે તેવું જ તે રાગવાહી સંગીતથી લાવણ્યમય છે. રચના લાવણીની છે, અને 'લાવણી એટલે જેમાં લાવણ્ય હોય તે' એ વ્યુત્પત્તિ લઇને એ બંધનું નામ 'લાવણ્યમયી' રાખ્યું છે. લાવણીમાં ઉતરતા દરજ્જાની કામવિષયક રચનાઓ સાધારણ રીતે થાય છે તેથી એ શબ્દ પ્રાકૃત વર્ગને જ ઉચિત ગણાતો થયો છે. નામ બદલવાનું એ પણ એક કારણ હોય. લાવણ્મયીના ચાલ પણ કવિની પોતાની વિશેષ છે. મધુભૃત વૃત્તની બે લીંટીઓ અને પછી બાર માત્રાનો કડકો—એ વૃત્તમાં છે તેવો—એવો આ લાવણ્યમયીનો બંધ છે. કલગી તોરાવાળા મસ્તીમાં જે લવે છે તે માપ આ લાવણીનું છે. ગરબીમાં લાલિત્ય સાથે મૃદુતા હોય છે તેથી પ્રોત્સાહક વિષયો માટે ગરબી અનુચિત હોય છે. લાવણ્ય સાથે સુશક્યતા લાવણીમાં આવી શકે છે, અને લાવણીનું આ સામર્થ્ય કવિયે બનાવેલી

આ ચાલમાં પરિપૂર્ણ થયું છે એ તેના સંગીતથી જણાઈ આવે છે. છંદોમાં અને વિશેષે કરી અક્ષરમેળ છંદોમાં આ સામર્થ્ય આવી શકતું નથી. માટે, પદ્યબંધમાં આ નવી પદ્ધતિઓ રચવાનો આ માર્ગે અનુકરણ કરવા યોગ્ય છે.' 'જ્યુબિલી' પણ નાનું મનોહર કાવ્ય છે.

**સ્વ. હરિલાલ હર્ષદરાય ધ્રુવ**નાં કાવ્ય આ શૈલીમાં પ્રથમ છે. એ વિદ્વાને સને ૧૮૯૬ માં પોતાનાં અને મિત્રોનાં કાવ્ય એકઠાં કરીને 'કુંજવિહાર' નામે કાવ્ય સંગ્રહ બહાર પાડયો હતો. 'કુંજવિહાર' ના વિભાગ વિલાસમાં પાડેલા છે. કુલ ત્રણ વિલાસ છે. પ્રથમ વિલાસમાં 'શૃંગાર લહરી,' 'શૃંગાર ચંદ્રિકા,' 'વિરહાનલ,' 'વિરહ-જ્વાળા મુખી' અને 'શરત્સંજીવની' એ નામનાં પાંચ ઉત્તમ કાવ્યોનો ગુચ્છ આપ્યો છે. કુંજમાં વ્હેતાં ઝરણાં રૂપ પ્રથમ કાવ્ય છે, તેથી તેના વિભાગોને લહરી નામ આપ્યું છે. આવી ઓગણપચાશ લહરીઓ એમાં છે. ચંદ્ર પ્રકાશથી ખીલતી કુંજનું બીજું કાવ્ય 'શૃંગાર ચંદ્રિકા' છે. તેના વિભાગને 'કળા' કલ્પી છે અને તે સોળ છે. બાગની કુંજ–વ્હેતા ઝરણાની લહરીઓ, ચંદ્રની કળાઓના દર્શનથી પ્રગટ થતો 'વિરહાનળ' એ ત્રીજું કાવ્ય છે. એના વિભાગને 'આહૂતી નામ આપ્યું છે. આહૂતીઓ દશ છે. આહૂતીઓ વડે વિરહજ્વાળા સતેજ થઈને 'વિરહજ્વાળા મુખી' નામનું ચોથું કાવ્ય ઉદ્ભવે છે. જ્વાળાની જ્યોતિ બાર છે. આમ વિરહ દગ્ધ થયા પછી મરણ નીવારવાને સંજીવન ઔષધોનો પ્રયોગ છે અને શરદમાં ઔષધીનો જન્મ યોગ્ય ગણી પાંચમું અને એ વિલાસનું છેલ્લું કાવ્ય 'શરત્સંજીવની' છે. આના વિભાગને મંજરી નામ આપ્યું છે.

બીજા વિલાસમાં પણ 'માલતી સંદેશ,' 'મત્ત ગજેંદ્ર,' 'કૌમુદી માધવ,' 'સ્થાનિક સ્વરાજ પ્રબોધિની' અને 'પ્રજા ઘનગર્જન' એવાં પાંચ કાવ્ય છે. છેલ્લાના બે ખંડ પાડેલા છે પ્રથમ ખંડમાં 'પ્રજા ઘનગર્જન' અને બીજામાં 'પ્રજા રણ ગર્જન' છે.

પ્રથમ વિલાસમાં સંજીવની મળ્યા પછી બીજા વિલાસમાં વિહારનો આરંભ છે. પ્રથમ માલતી સંદેશ કાવ્યથી પ્રથમાનુરક્ત નાયક નાયિકાના

ઉદારતાની ભાવના આ સર્વ અંશ પણ તેમની કવિતામાં ઉત્તમ અને પ્રશંસનીય છે. વીરરસ અનુભવનાર ઉમદા દિલને ઘટે તેવી દેશ પ્રીતિ પણ તેમની કૃતિમાં અનેક સ્થળે દર્શન દે છે.' ઉપર 'દર્શાવેલા ગુણ દોષ ભીમરાવની બધી કૃતિઓમાં છે તેમાંથી એકલા દોષ જ જોઇ શકનારની ગુણ પર થતી વિમુખતા શોચનીય છે.'

**ભીમરાવ**ની બીજી કૃતિઓમાં 'લાવણ્યમયી' અને 'જ્યુબિલી' (વિનોદિની) એ બે કાવ્ય બહુ ઉત્તમ પંક્તિનાં છે. લાવણ્યમયી દેશભક્તિથી અને દેશોત્કર્ષના ઉત્સાહથી પરિપૂર્ણ છે. એ કાવ્ય 'સૂતા લોકો' ને ઉદ્બોધન રૂપે છે. કવિ સર્વને સ્મરણ કરાવે છે કે 'અરૂણ તરૂણ આ ઉદય થયો' 'સૂર્ય ઉદય આભાસે' અને

'વિભુવર્ણન ઉપકાર સ્મરણ કરિ નમન મનન દિનરાત,
જનસુખકારક નવ ઉદ્ધારક ઉદય ઉદય વિખ્યાત,
કાર્ય સફળ શુભ કરતો.'

એવો એ અરૂણોદય છે. એ શુભ ચિન્હ દર્શાવી કવિ 'સંપ સજવાનો' અને 'મહદ્યશના મહાકાર્યો કરવાનો ઉપદેશ કરે છે.' 'ઉચ્ચ ભાવનાઓથી જેવું આ કાવ્ય ઉત્કૃષ્ટ છે તેવું જ તે રાગવાહી સંગીતથી લાવણ્યમય છે. રચના લાવણીની છે, અને 'લાવણી એટલે જેમાં લાવણ્ય હોય તે' એ વ્યુત્પત્તિ લઈને એ બંધનું નામ 'લાવણ્યમયી' રાખ્યું છે. લાવણીમાં ઉતરતા દરજ્જાની કામવિષયક રચનાઓ સાધારણ રીતે થાય છે તેથી એ શબ્દ પ્રાકૃત વર્ગને જ ઉચિત ગણાતો થયો છે. નામ બદલવાનું એ પણ એક કારણ હોય. લાવણ્યમયીના ચાલ પણ કવિની પોતાની વિશેષ છે. મધુભૂત વૃત્તની બે લીંટીઓ અને પછી બાર માત્રાનો કડકો—એ વૃત્તમાં છે તેવો—એવો આ લાવણ્યમયીનો બંધ છે. કલગી તોરાવાળા મસ્તીમાં જે લવે છે તે માપ આ લાવણીનું છે. ગરબીમાં લાલિત્ય સાથે મૃદુતા હોય છે તેથી પ્રોત્સાહક વિષયો માટે ગરબી અનુચિત હોય છે. લાવણ્ય સાથે સુશક્યતા લાવણીમાં આવી શકે છે, અને લાવણીનું આ સામર્થ્ય કવિયે બનાવેલી

આ ચાલમાં પરિપૂર્ણ થયું છે એ તેના સંગીતથી જણાઈ આવે છે. છંદોમાં અને વિશેષે કરી અક્ષરમેળ છંદોમાં આ સામર્થ્ય આવી શકતું નથી. માટે, પદ્યબંધમાં આ નવી પદ્ધતિઓ રચવાનો આ માર્ગ અનુકરણ કરવા યોગ્ય છે.' 'જ્યુબિલી' પણ નાનું મનોહર કાવ્ય છે.

સ્વ. હરિલાલ હર્ષદરાય ધ્રુવનાં કાવ્ય આ શૈલીમાં પ્રથમ છે. એ વિદ્વાને સને ૧૮૯૬ માં પોતાનાં અને મિત્રોનાં કાવ્ય એકઠાં કરીને 'કુંજવિહાર' નામે કાવ્ય સંગ્રહ બહાર પાડ્યો હતો. 'કુંજવિહાર' ના વિભાગ વિલાસમાં પાડેલા છે. કુલ ત્રણ વિલાસ છે. પ્રથમ વિલાસમાં 'શૃંગાર લહરી,' 'શૃંગાર ચંદ્રિકા,' 'વિરહાનલ,' 'વિરહ-જ્વાળા મુખી' અને 'શરત્સંજીવની' એ નામનાં પાંચ ઉત્તમ કાવ્યોનો ગુચ્છ આપ્યો છે. કુંજમાં વ્હેતાં ઝરણાં રૂપ પ્રથમ કાવ્ય છે, તેથી તેના વિભાગોને લહરી નામ આપ્યું છે. આવી ઓગણપચાશ લહરીઓ એમાં છે. ચંદ્ર પ્રકાશથી ખીલતી કુંજનું બીજું કાવ્ય 'શૃંગાર ચંદ્રિકા' છે. તેના વિભાગને 'કળા' કલ્પી છે અને તે સોળ છે. બાગની કુંજ–વ્હેતા ઝરણાની લહરીઓ, ચંદ્રની કળાઓના દર્શનથી પ્રગટ થતો 'વિરહાનળ' એ ત્રીજું કાવ્ય છે. એના વિભાગને 'આહૂતી નામ આપ્યું છે. આહુતીઓ દશ છે. આહુતીઓ વડે વિરહજ્વાળા સતેજ થઈને 'વિરહજ્વાળા મુખી' નામનું ચોથું કાવ્ય ઉદ્ભવે છે. જ્વાળાની જ્યોતિ બાર છે. આમ વિરહ દગ્ધ થયા પછી મરણ નીવારવાને સંજીવન ઔષધોનો પ્રયોગ છે અને શરદમાં ઔષધીનો જન્મ યોગ્ય ગણી પાંચમું અને એ વિલાસનું છેલ્લું કાવ્ય 'શરત્સંજીવની' છે. આના વિભાગને મંજરી નામ આપ્યું છે.

બીજા વિલાસમાં પણ 'માલતી સંદેશ,' 'મત્ત ગજેંદ્ર,' 'કૌમુદી માધવ,' 'સ્થાનિક સ્વરાજ પ્રબોધિની' અને 'પ્રજા ઘનગર્જન' એવાં પાંચ કાવ્ય છે. છેલ્લાના બે ખંડ પાડેલા છે પ્રથમ ખંડમાં 'પ્રજા ઘનગર્જન' અને બીજામાં 'પ્રજા રણ ગર્જન' છે.

પ્રથમ વિલાસમાં સંજીવની મળ્યા પછી બીજા વિલાસમાં વિહારનો પ્રારંભ છે. પ્રથમ માલતી સંદેશ કાવ્યથી પ્રથમાનુરક્ત નાયક નાયિકાના

મેળાપ અર્થે સંદેશા ચાલુ કરીને દૂત કાર્ય બતાવ્યું છે; 'મત્ત ગજેંદ્રમાં નાયિકા વર્ણન અને કૌમુદી માધવમાં નાયક નાયિકાનો મેળાપ સૂચવ્યો છે; અને અહીં શૃંગાર કુંજની સમાપ્તિ કરી છે. પાંચમું કાવ્ય સ્વદેશ પ્રીતિને લગતું છે, ને વીરરસ પ્રાધાન્ય છે, એ બે વિલાસોથી શૃંગાર અને વીરરસ બનાવેલા છે.

ત્રીજા વિલાસમાં આઠ કાવ્યો છે, જેમાં સ્વ. ધ્રુવનાં ૭ અને એક રા. માણેકલાલ શાકરલાલનું અને એક અમારૂં છે.

આખા ગ્રંથમાં શૃંગાર રસની વ્યાપકતા તો છે જ. આ કાવ્ય ગુજરાતી સાહિત્યમાં એક ઉત્તમ પ્રતિનું છે. 'કુંજવિહાર' ગમ્મતનો ગ્રંથ હોવાથી તેમાં રાગ રાગિણી પણ સરસ ગોઠવ્યાં છે. તેથી સંગીત પ્રિય લોકોને પણ તે બહુ રૂચિકર થાય તેમ છે. પ્રાસ મેળવવા બનતો શ્રમ લીધો છે. તોપણ એ વાતનો આગ્રહ હોય એમ તો જણાતું નથી જ. સ્વતંત્ર રચનામાં એ આગ્રહ હોય તો બની શકે તેવું હોવા છતાં તેમ શ્રમ લીધેલો દીસતો નથી.

વસ્તુતઃ કુંજવિહારના બે ભાગ પડે છે. સ્વ. ધ્રુવની કવિતાનો એક અને દેરાસરીનો બીજો. સ્વ. ધ્રુવની કવિતા પરત્વેજ અત્રે પ્રથમ કહીશું:

તેમની કવિતા ભાવથી ઉછળી રહેલી અને છલકાઇ રહેલી છે. તેમની કલ્પનાઓ ઉમંગ અને ઉત્સાહના ઉભરાથી ભરપૂર છે. 'નાગરઉદય' માં તેમણે લખ્યું હતું કે 'પાંખ કલ્પના મુજ કરે ઝગઝગાર' તે તેમની કલ્પનાના વેગનું યથાર્થ વર્ણન છે. જાતજાતની લાગણીઓના પ્રસંગમાં તેમની કલ્પનાનું નૃત્ય એક સરખું જ છે.

'અહિં લહરિ શૃંગારનિ ઉલટે ! પણે ચંદ્રિકા મિલે !
આમ ધિકે વિરહ જ્વાળામુખી તહિં કૌમુદી રસ ઝીલે !'

બધે તેમની કલ્પના કોડભરી ગતિથી પગલાં ભરે છે. ભાવના ઉદ્દીપનથી તેમને પોતાને થતા હર્ષના લેહજતભર્યા ચિત્રમાં તેમની કવિતાનો ચમત્કાર રહેલો છે. દેશપ્રીતિની લાગણી પણ શૃંગાર જેટલી જ તેમને 'પરમ મુદાદાયી' છે. તેમને થયેલા રસાસ્વાદમાં રસિક જનોને સામીલ

કરવા તેમનું હૃદય ઉલટભર્યો પ્રયાસ કરે છે. એ ઉમંગ, ઉત્સાહ અને હર્ષમાં જ્યાં જ્યાં વિઘ્ન આવે છે ત્યાં ત્યાં તેમની ચિત્તવૃત્તિ અધીરાઇથી અને વ્યાકુળતાથી સર્વત્ર ગ્નાનીનું દર્શન કરે છે અને 'પળે પળે' 'ઉન્હા ઉન્હા' 'શ્વાસ નિઃશ્વાસ' મુકતી પ્રાર્થના કરે છે કે 'હરિ હરિ સત્વરિ દે ઓવારી સુધાવારી દયા ધારિ.' તેમના ભાવ પ્રવાહમાં હર્ષ જેમ ઉછાળા મારે છે, દેશભક્તિ જેમ આવેશથી ઘુમે છે, તેમ શોક પણ જ્વાલાગ્રસ્ત થઇ હૃદયને ભસ્મીભૂત કરે છે.

'કુંજવિહાર'ના દેરાસરીકૃત વિભાગની કવિતા સ્વ. હ. હ. ધ્રુવની કવિતાથી જૂદી જ શૈલીની છે. સરળતા અને હૃદયની લાગણીનું જ ગાન એ એનાં ખાસ લક્ષણ છે. આ નવીનતા પ્રથમ 'બુલબુલ' માં દેખાઇ હતી. આ નાના કાવ્યને માટે રા. નરસિંહરાવની કવિતાને અંગે બોલતાં, સાક્ષર શ્રી રમણભાઈ કહે છે કે "બીજા બધા રસ મૂકી દઇ શૃંગારનું જ પાન કરનારા 'બુલબુલ' ની વાણી પણ ગુજરાતી સાહિત્યમાં નવીન કવિતાનો અનુભવ કરાવે છે. એક જ વૃત્તિ અને એક જ વિષયમાં તલ્લીન થયેલા હૃદયના–ભાવને ઘટતી જ ભાષામાં–ઉચ્ચારણનું ગાન પહેલ વહેલું 'બુલબુલે' જ કર્યું છે. બીજાએ એ વિષયપર કેવા વિચાર કર્યા છે અથવા બીજા હવે પછી એ વિશે કેવા કેવા વિચાર કરશે એ ચિન્તા કોરે મૂકી પોતાનો જ અનુભવ ગાવો એ, કવિનું કામ જાણી 'બુલબુલે' એ જ માર્ગ ગ્રહણ કર્યો છે; અને આવી કવિતામાં એ જ ઘટિત છે. કવિએ દર્શાવેલા વિચાર બાહ્ય સ્વરૂપે ખરા હોય કે ખોટા હોય પણ વાંચનારને લાગે કે કવિના હૃદયમાં આ ભાવ ઉત્પન્ન થયો છે, કવિને આ લાગ્યું છે અને સત્યની સ્થાયી ભાવનાથી અન્તે વિરોધ નહોય, તો બસ છે. પોતાના વિભાવના આલંબનને 'બુલબુલ' કહે છે કેઃ—

'સુખ સૃષ્ટિમાં તુજ વિષે તું સદ્‌ગુણ ભંડાર;
'નિર્મળ નેહનું રૂપ તું, માટે પ્રભુ અવતાર.
'રહે કદી દૂર પણ પાસે—જણાયે તું બધે વાસે;
'પૂરી રહી નાર એ ભાસે—બધે તું તું છબીલી હા!"

(બુલબુલ)

વિચાર શક્તિથી તપાસતાં આ હસવા સરખું ભાસશે, ધર્મ કે તત્વજ્ઞાનના ગ્રંથમાં ( ઉદ્દિષ્ટ વ્યક્તિ વિશે ) આ મત લેશ માત્ર સમર્થ નહિ ગણાય, પણ કવિને શિર એ જવાબદારી છે જ નહિં, કવિત્વની પ્રેરણાની ક્ષણે આ ભાવ થયો છે એ જ કવિતાની કસોટી છે. અમુક વ્યક્તિને 'પ્રભુ અવતાર' સિદ્ધ કરવાનો અન્ત્ય આશય નથી તેથી સત્ય સાથે વિરોધ નથી, અને પ્રભુ સુખમય 'સદ્‌ગુણ ભંડાર, નિર્મળ નેહનું રૂપ છે' એ સત્ય ભાવનાનું અનુસરણ થાય છે.

ઉપરનું કારણ બતાવીને 'બુલબુલ' પુછે છે કેઃ—

'જોઉં તને આકાશમાં, ભૂમાં દ્રુમાં તુંય;
'દશદિશ માંહિ તું ભરી, તુજ વિણ છે કહે શુંય?'

'કંઇજ નહિ' એ જવાબ સહૃદયને કબુલ રાખવો પડશે. કૃત્રિમ અલંકાર અથવા સાહિત્યનાં સાંકેતિક પદ કોરે મૂકી હૃદયને લાગે તે લખવું એ 'બુલબુલ' નો નિશ્ચય જણાય છે. અને તે જ એની ખુબી છે. સુંદર કપાળ સામું જોતાં ચમત્કારજનક દેખાવ નિહાળી નિકળેલી

'વિખરી વાંકી અને કાળી-લલિત લટ શોભતી બાળી
'અટકી ભાલેજ રૂપાળી!! અરે જા શું ખસેડે છે?!'

આ વાણી ભાવનેજ અનુસરે છે અને તેનું જ ભાન કરાવે છે. આ અનુભવ થતાં આમજ વૃત્તિ થાય, એમ જાણતાં વાંચનારને કેટલો આનંદ થાય છે! પ્રેમહીન હૃદયને પણ ક્ષણભર પ્રેમના ચમત્કારનો અનુભવ કરાવે એવી આ લીંટીઓ છે.'

રા. નરસિંહરાવની કવિતાની શૈલી જૂદી છે, અને પાશ્ચાત્ય કવિતાની ખરી ખુબી ગુજરાતી સાહિત્યમાં ઉતારવાના એમના કેટલેક અંશે ફળીભૂત થયેલા પ્રયાસને માટે અમે કહી ગયા છીએ. સુંદર અને રંગબેરંગી-પુસ્તકનું નામ સૂચવતી-પુષ્પની માળાના ચિત્રવાળું પુસ્તક નીકળતાંજ દૃષ્ટિને મનોહર લાગતું હતું. જેમ દૃષ્ટિને તેમજ વાંચ્યા પછી તેમની 'કુસુમમાળા' હૃદયને પણ આનંદ આપનારી નીવડી છે. અંતર્ભાવપ્રેરિત કાવ્ય-સંગીત કાવ્ય-અગર રા. રમણભાઇના શબ્દો વાપરીએ તો રસધ્વનિ અથવા રાગધ્વનિ

કાવ્ય–થી ભરપૂર કુસુમમાળા ઓર આનંદ આપે છે. આ દેશની કવિતાની પદ્ધતિથી પાશ્ચાત્ય દેશની કવિતાની પદ્ધતિ કંઈક જૂદી છે. આપણા સાહિત્યમાં અંતર્ભાવપ્રેરિત કવિતાની ખોટ છે. કુસુમમાળા પરત્વે 'પ્રિયંવદા' માં તે કાળે કટાક્ષથી કેટલીક ટીકા થઈ હતી. પશ્ચિમનું તે બધું ખોટું આવી દુરાગ્રહ ભરેલી માન્યતામાં જ સ્વદેશાભિમાન રહ્યું છે એવી સમજથી એ ટીકા લખાઈ હોય એમ અમને લાગે છે. પશ્ચિમની કવિતા–પશ્ચિમનાં ફુલો વગેરે માત્ર દેખાવમાં સુંદર છતાં 'રસરૂપ સુગંધ વર્જીત' છે એવું કહેનારનું અંગ્રેજી સાહિત્યનું તેમજ ઉદ્યાનવિદ્યાનું જ્ઞાન અને અનુભવ જ ઉઘાડો પડે છે! કુસુમમાળાની અંદરનાં વર્ણનાત્મક કાવ્યોની અંદરનાં વર્ણન લોકોત્તર છે એટલે સાધારણથી ઘણી ઉંચી જાતનાં છે. 'રા. નરસિંહરાવની કલ્પના જેટલી વિશાળ અને દૂર પહોંચનારી છે તેટલીજ તે લલિત અને મનોહર છે. તેનો વાસ જ સુંદરતાના સરોવરમાં છે. એમની કલ્પનાને હૃદયની ઉર્મિ ઘડીઘડી આવી મળે છે, અને બન્ને મળી રસને સમગ્ર કરે છે. ભાવનું દર્શન આપવાની એમની ઘણુંખરૂં એક જ રીતિ છે' એમની ચિત્રરચનાની કુશળતા ઉત્કૃષ્ટ છે. રા. રા. નરસિંહરાવે 'હૃદય વીણા' નામનું બીજું કવિતાનું પુસ્તક ગુજરાતી સાહિત્યમાં ઉમેર્યું છે. આમાં ઉત્તમ પંક્તિનાં કાવ્યનો સંગ્રહ છે. આ કાવ્યોમાં રા. નરસિંહરાવનું વિશિષ્ટ કવિત્વ અને કુશળ કળાવિધાન સહૃદય જનોને આનંદ ઉપજાવે છે એમની ભાષા અતિશુદ્ધ અને કાવ્યને ઉચિત માધુર્યવાળી છે છતાં અમુક શબ્દો જેવા કે રાત્ય, આંખ્ય, કાલ્ય, હેંવી વગેરેની જોડણી વિચિત્ર રાખી છે. મણિશંકરનું નાનું 'વસંત વિજય' તેમજ બીજા લેખકોનાં છૂટાં છૂટાં સંગીત કાવ્યો, આ જાતનાં છે.

પારસી કવિ ખબરદારે પોતાની શુદ્ધ ભાષાથી વાચકગણને સાનંદાશ્ચર્ય ઉપજાવ્યું છે. એક સમય એવો હતો કે જ્યારે પારસીભાઈઓ શુદ્ધ ગુજરાતી શું તે સમજી શકતા નહિ. શુદ્ધને બદલે 'ઘૂઢ' લખનાર અને બોલનારે ગુજરાતી પ્રજાને 'ઘૂઢ ગુજરાતી' શિખવવાને એકાદ પુસ્તક ધરાધરી બહાર પાડયું હતું! આ પુસ્તકમાં પારસીસાઈ ગુજરાતી તે

'પૂઠ' ગુજરાતી એવું પ્રતિપાદન કરવાનો પ્રયાસ કર્યો હતો ! તેવા કાળમાં શુદ્ધ ગુજરાતી લખવાની પહેલ મી. મલબારીએ કરી હતી. એમના દલપત-શૈલીના 'નીતિવિનોદ' ની તે કાળે વાહવાહ બોલાઈ હતી. ત્યારપછી શુદ્ધ ગુજરાતીનો પ્રયાસ પારસી લેખકો તરફથી વખતોવખત થયો છે. તેવા પ્રયાસમાં મી. ખબરદારે ઘણી ફતેહ મેળવી છે. અજાણ્યો માણસ એમની કવિતા જોઈને કોઈ ગુજરાતીએ લખી હશે એવું જ અનુમાન બાંધે. એમની 'કાવ્ય રસિકા,' અને 'વિલાસિકા' શુદ્ધ ભાષામાં લખાયલાં પુસ્તક છે. બેશક અનુભવી જોનારને તો તરત ખબર પડે કે લખનાર જન્મથી શુદ્ધ ગુજરાતીનો સંસ્કારી નથી. મી. ખબરદારની કવિતામાં કેટલીક દલપત-શૈલીની અને કેટલી નવી શૈલીની છે. તેમની 'દાદાભાઈને આવકાર,' 'ગુણવંતી ગુજરાત' વગેરે કવિતા ઘણી લોકપ્રિય થઈ પડી છે.

આ સાઠીમાં એક પારસી ધનવાન ગૃહસ્થની કવિતા 'માહારી મજેહ' નામથી પ્રગટ થઈ છે. એમાંની કવિતા છન્દ અગર વૃત્તમાં નહિ પણ માત્ર 'મિઝાન યાને વજન' ના સુમાર ઉપર જ રચાયલી છે. પ્રસિદ્ધ કર્તા પોતાની કૃતજ્ઞતા માત્ર એ પુસ્તક પ્રગટ કરીને જાહેર કરીને સંતોષ ન પામતાં ગુજરાતી પિંગળ શાસ્ત્ર ઉપર હૂમલો કરવાની ગાંડાઈ કરે છે અને એમ કરતાં પોતાની ઉંડાઈ વાંચનારને કળી જવા દે છે. 'માહરી મજેહ' માંથી થોડા થોડા નમૂના અમારા વાંચનારાઓના વિનોદની ખાતર આપીએ છીએ. 'દરિયાના એક કોરા (કૉડા) વિષે' ની થોડી લીટીઓ ઉતારીશું.

" કિયા મહાસાગરનું તલિયું હશે,
કે પાકીને તું તેમાં બન્યું હશે ?
થયાં હશે તું પરથી વેપારી વહાન
કંઈ સેંકડો પસાર; જે મોજાની હેઠ,
રેતીઓની રજકણમાં, તાહારૂં બદન,
પામ્યું આએ તીપકીનું રંગીત પેહેરન,
તે મોજામાં કોણ જાણે કેટલાં મનખ,
ભાગેલાં વહાનમાંથી પડતાં હેઠલ,
તેં દીઠાં હશે; "

'માહરી મજેહ' માંથી 'તપખીરનો સુહરાકો' માત્ર વાંચનારને રજુ કરીશું ।

'માર્યો સુહરાકો તપકીરનો એવો
તેણે નાકની અંદર
કે છીંકથી બેજાર થયું, તેનું મગજ
ને કચવાતુ નાક તેનું, ગુસ્સાની સાથ,
ઉછલતું દેખાડે ઉપજતો ક્રોધ.'

તેમજ 'નબળો ને દુબળો પણ અરબ્બી અસ્પ
બેશક એક ગંધર્વ થકી સરસ મનાયેલો છે.'

એ કવિતા વાંચીને અમારા વાંચકોને હાસ્ય તો આવશે જ.

કેટલાક લખનારાની કાવ્યશક્તિ અમુક બનાવોને લીધે સ્ફુરી આવીને રાસડા, પરજીયા, મરસીયા, લાવણી વગેરે રૂપે બહાર પડી છે. અમુક વ્યક્તિના મોતની નોંધ લેવાને આવી ઘણી ચોપડીઓ જન્મ લે છે. આનંદુ-વિરહ, એન્સ્ટીનું મૃત્યુ, સેક્રટરી રૂઘનાથરાવના મોતનું વર્ણન કરતી દિલગીરી-નો દેખાવ, ગૌરીશંકર વિરહ વગેરે આ જાતની ચોપડીઓ છે. આ જાતની ચોપડીઓમાં છેલ્લે એક પરજીયો–દલપતરામે ફાર્બસ વિરહમાં મુકયો છે તેવો–જરૂરનો થઈ પડ્યો હોય એમ જણાય છે.

અમદાવાદના આગ અને રેલોએ પણ આબહવાલ, બત્રીસાના બગાડની બૂમો, બત્રીસાની રેલનો ગરબો, સાબરનો સાખો, ચોવીસાના ચોમાસાની ચઢાઈ એવી એવી ઘણી નાની ચોપડીઓ અસ્તિત્વમાં આણી છે.

હિંદુ, મુસલમાન અને પારસી મુસલમાનનાં હૂલડોને લીધે પણ ઘણાની સરસ્વતિએ ઉદ્ગાર કાઢ્યા છે.

છપ્પનભોગ, પ્રદર્શન, ભલુતગરનું ભોપાળું, 'શેરસટ્ટાનો રાસડો, શેરની સટ્ટાબાજી, શેરની હાલત, દરજીની અરજી, દોખમાનો મુકરદમો, નરસી-ભોપાળું, હરકોરનો હેવાલ વગેરે ચોપડીઓ જાણીતા બનાવો અગર ચરચા-ચલા મુકરદમાને માટે લખાઈ છે.

તુંટીઆનું તોફાન, તુંટીઆનો તડાકો, રંગીલાનો રોળ વગેરે તે તે કાળે ફાટી નીકળેલી બીમારીની નોંધ રાખનારી નાની નાની ચોપડીઓ છે.

માથે દુધનો તાંબડો લેઈને રસ્તે ચાલતાં,

'શીરપર ટબકરીનો ભાર, કાલી હબસનનો અવતાર, બાવાડોરે છે' ગાતા સુરતના ઘાંચીઓ 'રાણીના બાગના ગરબાની' યાદ આપે છે.

આમ અમુક જગાના વર્ણનને માટે પણ કોઈ કોઈ કવિતા (!) સ્ફુરી આવી છે.. અમદાવાદના દરવાજા, બારીયા વર્ણન, કડીનો ગરબો, વડોદરાનો ગરબો, ડાકોરનું વર્ણન, આ પ્રકારની ચોપડીઓ છે. 'એના દરવાજા ઉપર બારી, વિસનગર શહેરની શોભા સારી' જણાવતી વિસનગરના ગરબાની ચોપડીએ તો ખૂબ જ કરી છે!

આ બધી ચોપડીઓમાં જોડકણાં સિવાય કવિતા જેવું કશુંએ હતું નથી. જે બનાવને લીધે એમનો જન્મ થયો હોય તે ભૂલી જવાય એટલે આ ચોપડીઓ પણ ભૂલી જવાય છે.

રા. દામોદરની 'સસ્તી સુખડી' અને આ લખનારનું 'હરિધર્મશતક' ધર્મના પંથોના પરિહાસને માટે લખાયલાં નાનાં કાવ્યો છે.

**(૪) ગીત સંગ્રહ:**—નાગર સ્ત્રીઓમાં ગવાતાં ગીતોનો સંગ્રહ **કવિ નર્મદે** સન ૧૮૭૦ માં છપાવ્યો હતો. અમદાવાદમાં **સૌ. બાળાબહેને** અમદાવાદની નાગરસ્ત્રીઓમાં ગવાતાં ગીતનો સંગ્રહ સન ૧૮૭૨ માં પ્રગટ કર્યો હતો. આ સન્નારીએ જનોઈ, વિવાહ અને સિમન્ત વખતે નાંગરી નાતના આપ લેના રિવાજ બીજી આવૃત્તિમાં ઉમેરીને પોતાના પુસ્તકની ઉપયોગિતામાં વધારો કર્યો છે. ખંભાતના હાલના દિવાન રા. માધવરામનાં પુત્રિ **સૌ. અતિલક્ષ્મીએ** સુરત જીલ્લામાં ઔદિચ્ય બ્રાહ્મણોમાં ગવાતાં ગીતોનો સારો સંગ્રહ બહાર પાડ્યો છે. સાઠોદરા નાગરની નાતમાં ગવાતાં ગીત અને ગાવાની રીત ગુજરાતમાં સર્વત્ર વખાણાય છે. પોતાની 'જનાવરની જાન.'માં લગ્ન પ્રસંગે ગવાતાં ગીતને માટે સ્વ. નવલરામ કહે છે કે 'કોઈ ભેં ભેં, કોઈ બેં બેં કરે, કોઈ ભૂંકતી ભૂંડું' અને 'સાતે સુરને છૂંદે.' આ આક્ષેપ એ નાતનાં ગીત અને ગાવાની રીતને બીલકુલ લાગુ પડતો નથી. આવાં સારાં ગીતોનો સંગ્રહ અમદાવાદના વકીલ રા. નવનીતરાયનાં પત્ની **સ્વ. કુંદનગૌરીએ** કરેલો એમના દિયેર **રા. ઇંદ્રવદને** પ્રસિદ્ધ કર્યો છે.

## પ્રકરણ ૪.

### ગદ્ય ગ્રન્થો.

(૧) કહેવતો ઇત્યાદિ:—

આ સાદીની શરૂવાતમાં જ જમાનાના જમાનાથી સૂત્રરૂપે પ્રચલિત કહેવતો સંગ્રહ કરવા તરફ લખનારાઓનું ધ્યાન ગયું હોય એમ જણાય છે. ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી તરફથી **સ્વ. મગનલાલ વખતચંદે** સને ૧૯૫૧ માં 'કથનાવળિ' નામે નાની ચોપડી બહાર પાડી હતી. થોડાં વર્ષ પછી 'કથન સપ્તશતી' ગુજરાતી સાહિત્યમાં ઉમેરાઈ હતી. સને ૧૮૬૦ માં ગુજરાતી કહેવતો અને તેને મળતી ઇંગ્રેજી કહેવતોની ચોપડી પ્રગટ થઈ હતી. સુરતવાળા **મંછારામ અને કીકાભાઇએ** 'ગુજરાતી કહેવતોની ચોપડી' લખી હતી. ત્યારબાદ કહેવતો સંબંધી સારૂં અને મોટું પુસ્તક **રા. દાસુભાઇએ** પ્રસિદ્ધ કર્યું હતું. આ પુસ્તકમાં એ વિષયનો એક સારો નિબંધ પણ ઉમેર્યો હતો. 'કહેવત માળા', 'કહેવત સંગ્રહ' વગેરે પુસ્તકો પણ બહાર પડયાં છે. કોઈ પારસી ગૃહસ્થ તરફથી 'કહેવતોનાં મૂળ' નામે કેટલીક અશ્લીલતાભરી વાતોવાળું પુસ્તક પ્રગટ થયું હતું.

(૨) **નિબંધો અને બીજા પુટકળ વિષયના ગ્રંથો:—**

આ સાદીમાં ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી તરફથી ઘણા નિબંધો લખાવાયા છે. મર્હૂમ **કરશનદાસ મૂળજીની** 'નિબંધમાળા', રા. રણછોડભાઇનો 'વિપત્તિ વિશે નિબંધ', મર્હૂમ **મનઃસુખરામનો** 'અસ્તોદય' અને મર્હૂમ **યાજ્ઞિકનો** 'દેશીરાજ્ય અને મનુસ્મૃતિમાંનો સાર' એ પુસ્તકો ઘણાં વર્ષ પહેલાં પ્રગટ થયાં હતાં. ઓનરેબલ ડા. મેક્ષમ્યુલરના 'ધર્મની ઉત્પત્તિ'નું ભાષાન્તર થયું છે. 'અવસ્તા જમાનાની પારસી સંસારની બાબત' નામે પારસી કલમથી ભાષણ તરીકે લખાયલો નિબંધ પ્રસિદ્ધ થયો છે. 'શંકરાચાર્યના સમયનો નિર્ણય' નામે વિદ્વત્તા અને શ્રમભર્યો

નિબંધ રા. કૃષ્ણલાલ દેવાશ્રયીએ બહાર પાડ્યો હતો. આ પ્રમાણે ઘણા નિબંધો પ્રગટ થયા છતાં પણ વિષયની સાધારણ ચર્ચા કરતાં વિશેષ નિરૂપણ કર્યું હોય એવાં પુસ્તકો લખાયાં નથી. તેમજ એક વિષયના વિસ્તારવાળા વિવેચનવાળાં નવાં સ્વકલ્પિત પુસ્તકો લખાયાં જાણ્યામાં નથી. એવા સાહિત્ય તરફ વલણ હોય એમ જણાતું નથી.

**( ૩ ) ગદ્ય ગ્રંથો:-નવલકથા વગેરે:—**

ગુજરાતીમાં ગદ્ય ગ્રંથોને અભાવે શરૂવાતમાં શૈલીનું કાંઈ ધોરણ નહતું. જોકે નર્મદાશંકરની પહેલાં કેટલાક ગ્રંથો અસ્તિત્વમાં આવ્યા હતા, પણ લેખક તરીકે જ જીંદગી અર્પણ કરનાર તો એજ પહેલા હતા. એમના જૂદે જૂદે સમયે લખાયલા ગદ્ય ગ્રંથોની શૈલી જૂદી દેખાય છે. કોઈ નર્મદની શૈલીના ત્રણ વર્ગ પાડે છે. પ્રથમ વર્ગમાં એમના પ્રથમ લખેલા લેખ–જેવા કે ‘ મંડળી મળવાથી થતા લાભ ’, ‘ સ્વદેશાભિમાન ’ અને ‘ કવિ અને કવિતા ’ જેવાં લખાણો, બીજામાં એમનો ‘ રાજ્યરંગ ’ અને ત્રીજામાં એમનો ‘ ધર્મવિચાર ’ અને કેટલાંક નાટકોનો સમાવેશ થાય છે. પહેલાની ભાષા ઉછળતી, ઉત્સાહ, ઉન્માદ ભરેલી અને જૂસ્સાદાર છે; બીજાની કાંક ગંભીર, પ્રૌઢી, સમર્થતા અને રસની જમાવટવાળી અને ત્રીજાની ગંભીર, ટૂંકી સૂત્રરૂપ અને અર્થવચ્છેદ છે. સ્વ. નવલરામ આ છેલ્લીને ‘ એકાગ્ર શૈલી ’ કહે છે.

સ્વ. નવલરામે નર્મદ વિશે એક જગાએ કહ્યું છે કે ગદ્યમાં તો એનું ( નર્મદનું ) હસાવવાનું જોર જબરૂં છે. વળી કોઈ આવી હાસ્યરસ ઉત્પન્ન કરવાની શક્તિના ઉદાહરણમાં ‘ દાંડીઆ ’નો દાખલો આપે છે. દાંડીઓ મુખ્યત્વે એમની કલમથી લખાતો. અમારો અદના અભિપ્રાય એવો છે કે દાંડીઆનો હાસ્યરસ એ રસ જ નથી. ગંજેરી અને ફક્કડ લોકોની અશ્લીલતા ભરેલી મજાકો માત્ર એમાં છે. વખતે કોઇક લેખ શુદ્ધ સમ ખાવા હશે તો હશે. દીલગીરી સાથે કહેવું પડે છે કે ‘ અશ્લીલતા ’ તરફ કવિનું વલણ જરા લગાર વધારે જણાય છે. જેને અમારા કહેવાની લગીરે શંકા થાય તેમણે એમનો વ્યભિચાર વિશે નિબંધ, અને નર્મકવિતાની પ્રીતિ વિષયની ઘણી ખરી અને

તેમાંએ 'શી આ તગતગતી તસ્વીર' એ લીંટીથી શરૂ થતી લાવણી અને 'કુમુદચંદ્ર પ્રેમપત્રિકા' વાંચી જોવી.

સ્વ. દલપતરામના સઘળા ગદ્ય ગ્રંથો જોતાં એમની પણ શૈલી જૂદી પડે છે. સાદી સરળ ભાષા, મર્માળાં અને ઠાવકાં હાસ્ય અને બોધ—ઘણી મીઠી વસ્તુમાં મેળવીને આપેલી દવા જેવો—પ્રતિપક્ષીના ઉપર એક પણ કટાક્ષ કથન વગરની અને ધાર્યો મુદ્દો સચોટ સર કરે એવી એમની શૈલી છે.

જેમ વ્યક્તિ વ્યક્તિમાં હોય છે તેમ વ્યક્તિ વ્યક્તિની શૈલીમાંએ તફાવત હોવો જોઈએ. કોઈ બે માણસનું જ્ઞાન, ભાષાજ્ઞાન, વિચારશક્તિ, અને છેવટે પોતાના વિચાર ભાષાદ્વારા બીજાને સમજાવવાની શક્તિ એકજ સરખી હોય નહિ; અને તેથીજ કોઈ બે માણસની શૈલી—સઘળી બાબતમાં—સમાન હોતી નથી. વ્યક્તિપરત્વે હોતા આવા વિશિષ્ટ તફાવતને ન ગણીએ તો વનરાજ ચાવડો, અને સધરાજેશંગની શૈલી ઘણે અંશે દલપતશાઈ છે.

નવલશૈલી વળી ઓરજ તરેહની છે. ધીમાંશથી કહેતાં છતાં પણ તે ઉત્સાહી અને ઉન્માદક છે. રસિકપણું વાક્યે વાક્યે દૃષ્ટિગોચર થાય છે. કેટલીક વખત મસ્ત જણાય છે પણ સર્વત્ર ઠરેલ—વિચારશાળ—અને તૂલના શક્તિવાળી છે. એમનાં લખાણમાં બહુધા અર્થવચ્છેદ ન હોય એવો—નકામો મુકેલો હોય એવો—શબ્દ મળશે નહિ. એમની લખવાની રીત અમે જાણીએ છઈએ. એમનાં લખાણોની મૂળ પ્રત જોઈ હોય તો જણાય કે એક વાક્ય લખીને તેમાં એટલા બધા ફેરફાર કરેલા જણાય કે અપરિચિત વાંચનારને તો ઉકલેએ નહિ. એક શબ્દ લખીને તેને ચાર પાંચ વાર ફેરવ્યો હોય. આમ તોળી તોળીને લખવાની એ વિદ્વાનને ટેવ હતી. વિષયપરત્વે અને વાંચકપરત્વે આમ તૂલના થઈ થઈને મનન કરાઈને લખાયલું એમનું લખાણ છે.

સ્વ. ગોવર્ધનરામની પણ અજબ વિશિષ્ટ શૈલી છે.

સ્વ. મનઃસુખરામની પ્રત્યયાન્તરની મોહક શૈલીને માટે અગાઉ બોલી ગયા છઈએ. વધતાં વધતાં આ શૈલી કેવી આડંબરી થઈ ગઈ છે તેનું ઉદાહરણ એજ વિદ્વાનના પુત્ર રા. તનસુખરામે લખેલા 'સમાલોચક' માંના એક લેખમાંથી અમે આપીએ છઈએ.

"ગુર્જરભાષા જ્યારથી લિખાતી થઈ ત્યારથી તે દેવનાગરી લિપિમાં જ લખાતી હતી, અને સ્તોત્ર પાઠાદિ–સુધર્મનિરત સ્ત્રીવર્ગ પણ તેથી સુપરિચિત હતો. પરંતુ અલ્પ જ્ઞાનથી સંતુષ્ટ રહેનાર પ્રાકૃત વર્ગમાં જેમ ભાષાનાં વ્યાકરણ, શબ્દકોશ, હ્રસ્વાદિ ભેદ, સંયુક્તાક્ષર આદિ અંગો પણ અલિપ્ત થઈ લઘુભાવ તથા ભ્રષ્ટતા પામતાં ગયાં તેમ લિપિ પણ હીનવિકાર પામતી ગઈ. જ્યારે ગુજરાતીની બે મોટી સહોદરા ભાષાઓ–હિંદી તથા મરાઠી–ના ગ્રંથો એજ બાલબોધ લિપિમાં મુદ્રાપિતા થાય છે, ત્યારે એ ત્રણે સહોદરા ભાષામાં શબ્દરૂપ પ્રાણ સમાન છે અને વિભક્ત્યાદિ અંગોમાં ભેદ છતાં તેઓનો કૌટુંબિક સંબંધ દૃશ્યમાણ અને અનુભૂત છે, ત્યારે–લિપિરૂપ વૈધર્મ્ય જે નિરક્ષરો દ્વારા અલ્પકાળથી પ્રવિષ્ટ થયું છે તેને દૂર કરી મૂલાગત નિકટ સંબંધિત્વ પ્રકાશવું એ જ સાક્ષરોને ઘટિત છે–અત્ર કિં બહુના? જે ઇંગ્લિશ લિપિમાં એકજ શબ્દ ચાર અત્યન્ત ભિન્નરૂપની લિપિમાં નયનગોચર થાય છે–તથા જેનાં ઉપાંગભૂત છવીસ અક્ષરોને એકસો ચાર રૂપે જાણવા પ્રયત્ન કરવો ગલે પતિત થાય છે તે જાણવા પારસી મુસલમાન અને આર્યવર્ગને શ્રમ પડતો નથી તો ગુજરાતીની પ્રાયઃસમાનકારા અને શાસ્ત્રીયા એવી બાલબોધ લિપિનું જ્ઞાન સંપાદન કરવામાં કોઇને યત્કિંચિત્ પણ શ્રમ નથી કે 'કંટાળો' ન આવવો જોઈએ એ એકજ વિચારથી હાસ્યોત્પાદકતર્કોર્મિલો દેવનાગરી લિપિ વિરોધીઓ અલં અપહસ્તિત છે."

શૈલી સંબંધી વિચાર કરતાં એક બીજી વાત લક્ષમાં રાખવા જેવી જણાય છે. 'અંધેરી નગરી અને ગર્ધવસેન' લખનારા વિદ્વાને ભાષાને છેક તળપદી કરવાનો પ્રયોગ કર્યો હતો! એથી ઉલટું સંસ્કૃત શિખેલા હાલના લેખકો ભાષાને સંસ્કૃતમયી કરવા પ્રયાસ કરે છે. 'સંસ્કૃતમયી' ગુજરાતી ઘણા જૂના કાળથી ટીકાનો વિષય છે. 'કુંજ વિહાર' ની મનોહર રચના કરનાર અમારા ઇષ્ટ મિત્ર સ્વ. હ. હ. ધ્રુવની ભાષા એક કાળે કેવળ સંસ્કૃતમયી હતી. 'ચિત્ર દર્શન' નામના એમના એક કાવ્યનાં છૂટે મોંએ વખાણ કર્યાં પછી સ્વ. નવલરામે 'સંસ્કૃતમયી' ગુજરાતી ઉપર એક લેખ લખ્યો હતો. અમારા મિત્રે પોતાની ભાષા તરત જ બદલી નાંખી

કબીરપંથી લેખકે 'રસમંજરી' ની વાર્તા પદ્યમાં લખી હતી, અને તે
એ રીતે પહેલો વાર્તા લખનાર છે. પ્રેમાનંદના પહેલાં પણ વસ્તો, તુલસી
એમણે દેવ કથા લખેલી. પરંતુ આખ્યાન અને વાર્તાની શાખાના પ્રવર્તાવનાર
તો પ્રેમાનંદ અને સામળભટ જ છે.

યૂરોપની કથાઓમાં 'રોમેન્સ' અને 'નોવેલ' એવા જે બે પ્રકાર છે તે વચ્ચેનો કેટલોક ભેદ આ આખ્યાન અને વાર્તા વચ્ચે છે. 'રોમેન્સ' માં પાત્ર અમાનુષ કે ઐતિહાસિક હોય છે, અને તેમાં અલૌકિક ચમત્કારો-વાળો અદ્ભુત વૃત્તાંત હોય છે. 'નોવેલ' માં વર્ત્તમાન સમયના સાંસારિક મનુષ્યોની લૌકિક જીવન કથા હોય છે. સામળભટની વાર્તામાં દેવની નહિ પણ ભૂતપિશાચની અમાનુષ કથા કદી કદી આવે છે ખરી, પરંતુ એકંદરે તેની વાર્તા રોમેન્સ કરતાં નોવેલને વધારે મળતી છે. પ્રેમાનંદનાં આખ્યાન-માં સામાન્ય સાંસારિક પાત્રો નથી અને તે રોમેન્સને વધારે મળતાં છે! ...મા 'આખ્યાન' કે 'વાર્તા' ના

'વર્ત્તમાન ગુજરાતી નવલકથા ર... ...ને નોવેલના મિશ્રણથી શરૂ
નમૂનાને આધારે પણ રચાઈ નથી. રોમેન્સ અતીન... કરતી જાય છે. નવલ-
થઈ હાલની ગુજરાતી નવલકથા નોવેલનું રૂપ ગ્રહણ કરવા... છે, અને સંસ્કૃત
કથા શબ્દમાંનું નવલ પદ ઇંગ્રેજી નોવેલ ઉપરથી ઉપજાવેલું એકજ... શબ્દ આ
શબ્દ 'નવલ' નો આભાસ તેને આપી દેવામાં આવ્યો છે. પ્રચલિત સંસ્કૃત
અર્થમાં પ્રથમ કોણે વાપર્યો તે જણાતું નથી. અલબત્ત 'નવલ' એવા ...તમાં
બ્દ લેતાં 'નવલ કથાનો' કાંઇ વિશેષ અર્થ થતો નથી, અને સંસ્કૃ... ને ષામાં
નવલકથા' એવો શબ્દ પણ નથી. પરન્તુ એ શબ્દ ગુજરાતી ભા... હાલ કાંઈ
વે નોવેલ' ના અર્થમાં રૂઢ થયો છે, અને તે સામે વાંધો લેવાનું ... જરા પણ
રણ નથી. ઇંગ્રેજી નોવેલ (Novel) શબ્દ લેટિન નોવસ્–નવું–ઉપરથી ... રચાયો
અને તે ઉપરથી ઇંગ્રેજી ભાષામાં 'નોવેલ' નો જે લાક્ષણિક અર્થ ... કાં
તે જ 'નવલકથા' નો ગુજરાતીમાં સમજવાનો છે.' ... નાં છૂટે

કરણઘેલો પ્રસિદ્ધ થયાની પૂર્વે **રા. સા. મહીપતરામે** હિંદુ ગૃ... ઉપર
ારની હાલત વર્ણવતી 'સાસુ વહુની લઢાઈ' નામે નાની હાસ્યરસ ક... નાંખી
દ્ધ કરી હતી. સાંસારિક વૃત્તાન્તની એ પહેલવેહલી જ નવલકથા ...

અને તેમાં સામાન્ય હિંદુ કુટુંબમાં રહેતાં સ્ત્રીપુરૂષોના સ્વભાવ અને લાગણીઓનું હાસ્યજનક ચિત્ર ઉપહાસમાં આલેખ્યું છે. આ પુસ્તક પ્રસિદ્ધ થયું ત્યારે ગુજરાતી વાંચનારી પ્રજાએ એને સારો આવકાર આપ્યો હતો. હાથમાંથી પૂરૂં કર્યા વગર મુકવું ન ગમે એવું મઝા આપનારૂં આ પુસ્તક બીજી આવૃત્તિમાં કદમાં મોટું થયું છે. પણ કદના વધારા સાથે જાણે એની મઝા ઘટી હોય એમ બીજી આવૃત્તિ પહેલી આવૃત્તિ કરતાં ઉતરતી થઈ છે. વાંચનારાઓને પહેલી આવૃત્તિ મળતી નથી. અમે ઈચ્છીએ છીએ કે રા. રમણભાઇ પ્રથમ આવૃત્તિ વધારા ઘટાડા સિવાય ફરી છપાવીને વાંચનારાઓની આ ઈચ્છા પૂરી પાડશે.

ગુજરાતી ભાષામાં પહેલવહેલી લખાયલી 'નવલકથા' તે સ્વ. **નંદશંકરનો** 'કરણઘેલો' છે. વસ્તુતઃ એ ગુજરાતીમાં બીજી નવલકથા છે પણ કોણ જાણે કેમે પહેલી ગણાઈ છે. પોતાની પ્રસ્તાવનામાં સ્વ. નંદશંકર લખે છે કે 'આ પ્રાન્તના ઘણાખરા લોકોને ગુજરાતી કવિતામાં લખેલી વાર્ત્તાઓ વાંચવાનો ઘણો શોખ છે. પણ હજી સુધી વાર્ત્તાઓ પદ્યમાં લખાયલી ગુજરાતી ભાષામાં ઘણી જ થોડી છે, અને છે તે લોકોમાં પ્રસિદ્ધ નથી. આ ખોટ પુરી પાડવાને તથા ઇંગ્રેજી ગાથા તથા વાર્ત્તાનાં જેવાં ગુજરાતીમાં પુસ્તકો તૈયાર કરાવવાને આ પ્રાન્તના માજી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર મહેરબાન રસલ સાહેબે મારી આગળ પોતાની મરજી જણાવી તથા એવી એક વાર્ત્તા બનાવવાને તે સાહેબે મને કહ્યું. આ ઉપરથી આ પુસ્તક મેં રચ્યું.' આ પ્રમાણે આ પુસ્તક સન ૧૮૬૮ માં પ્રસિદ્ધ થયું. ઇંગ્રેજી નવલકથાનો નમૂનો ગુજરાતી સાહિત્યમાં દાખલ કરવાના ખાસ ઉદ્દેશથી આ પુસ્તક લખાયું હતું. અત્યારસુધીમાં 'સાસુ વહુની લઢાઈ' નામે હાસ્યરસ વાર્ત્તા' સિવાય જે જે પ્રસિદ્ધ થયું હતું તે પરભાષાના તરજુમા જ હતા. ગ્રંથકર્ત્તાનો આ પહેલો જ પ્રયાસ હતો તેમ ભાષામાં કધપહેલું જ નવલકથાનું પુસ્તક હતું, તેથી તેમાં ખામીઓ હતી. સ્વ. નંદશંકરની રીતભાત વર્ણવવાની શક્તિ ખરેખરી અદ્દભુત છે. માધવના મહેલનું વર્ણન વાંચતાં તે આપણી નજર આગળ આવીને ખડો થઈ

જાય છે. રાજદરબાર, સમીપૂજન, લશ્કરી રમતો, વાઘને હાથીની સાઠમારી, આતશબાજી, સ્મશાન, સતી થતી વખતનો દેખાવ, વગેરે વર્ણનો ઘણી રસભરી ભાષામાં જોઈએ તેવાં કર્યાં છે. આમ છતાં પણ કેટલાંક વર્ણનો જોઈએ તેથી વધારે લાંબાં અને લખાણ તાલમેલીયું છે. ચોપડી વાંચવા પછી હાથમાંથી છોડવી ગમે નહિ એને સાધારણ રીતે રસ પડવો એમ કહે છે. નવલરામ એને મઝા કહે છે. આ પુસ્તકમાં મઝા સાધારણ છે, પણ મનોવિકારનાં ચિત્રોમાં સચ્ચાઇ જોવામાં આવતી નથી. અને મનોવિકારનાં સચોટ ચિત્રોને રસ કહીએ તો આ પુસ્તકમાં રસ નથી. કરણે રૂપસુંદરીનું હરણ કર્યું તે વખતનો દોઢ પાનાનો વિલાપ કેવળ તાલમેલીઓ છે. હિંદુ સ્ત્રીઓ કૂટતી વખત મલાવીને જૂઠા રાગડા તાણે છે તેના જેવા ઢોંગ ભરેલા અને દિલ વગરનો છે. તેમજ રૂપસુંદરીના હૃદયમાં માધવના વિયોગનું દુ:ખ અને એ વિયોગના પડાવનાર દુષ્ટ કરણનો પ્રેમ જતો રહેશે એવી ચિંતા એ બે મનોવૃત્તિયો એક સાથે હોય નહિ. કરણના મરણના સમાચાર વખતે એ કીર્ત્તિ વિશે નિબંધ ભણી જતી હોય એવું દેખાય છે. સતી થવા જેવું ઉગ્ર કર્મ આરંભી બેઠેલી સ્ત્રીને વિધવાપણાનાં દુ:ખ, શૃંગાર અને સારાં સારાં લૂગડાંનો નાશ સાંભરી આવતો નથી. તેમજ સતી થતી વૈરીને ઇશ્વિરપ્રાર્થના કરતાં સૂઝે કે હે પરમેશ્વર, ભાનુ, ચંદ્ર, સાગર, ગિરિ ઝાડપાન એ સઘળી તારી કૃત્તિ છે; તેમજ લાંબી પ્રાર્થના કરે એ પણ સ્વાભાવિક નથી. નવલરામ કહે છે તેમ સતી થવાના અદ્‌ભુત ભયાનક રસની સાથે વનનું લલિત વર્ણન મુકવું એ સ્મશાનમાં બળતી ચિતા આગળ દાદરા ઠુમરી ગાવા બેસવા જેવું રસિકતાની વિરૂદ્ધ છે. વાર્ત્તામાં જ્યાં જ્યાં ગ્રંથકર્ત્તા જાતે ચિત્ર છે અથવા વિચાર આપે છે—અને આવો ભાગ ઘણો જ છે—ત્યાં અક્ષરે અક્ષરે પણ થોડી ઘણી રમૂજ પડ્યા વગર રહેતી નથી, પણ જ્યાં એ બીજાને બોલાવવાનું કરે છે કે ગડબડગોટા વળવા માંડે છે. કરણ રાજા સિવાય ઘણું કરીને સઘળાં ગુણ–ચિત્રોનાં છૂટાં છૂટાં અંગને શણગારવામાં જેટલો શ્રમ લીધો છે તેટલો તે એકએકને અનુકુળ કરવામાં લીધો નથી. ઘણે ઠેકાણે રસભંગ થવાનું કારણ આ છે. આમ હોવા છતાં પણ ભાષા સાદી પણ અર્થવાહક છે અને શૈલી સબળ તથા

અસરકારક છે. ગ્રંથકર્ત્તાના વિશેષ બુદ્ધિપ્રભાવને લીધે એ પુસ્તક ઘણું રૂચિકર અને ચિત્તાકર્ષક બન્યું છે. કરણઘેલામાં રોમેન્સ અને નોવેલ બન્નેનાં અંશનું મિશ્રણ છે. આ પુસ્તક પછી ગ્રંથકર્ત્તાએ બીજું કોઈ પુસ્તક રચ્યું નહિ એ શોચનીય છે. પરંતુ એ એકજ નવલકથાએ ગ્રંથકર્ત્તાને નવલકથાકારનું ઉપપદ યોગ્ય રીતે અપાવ્યું છે. આ નમૂના પ્રમાણે ઐતિહાસિક વૃત્તાંતોને આધારે 'વનરાજચાવડો અને 'સધરાજેશંગ' નામની બે નવલકથાઓ **રા. સા. મહીપતરામે** લખી છે. જે જનમંડળને સારૂ લખાઈ છે તેને રૂચતી સરળ ભાષા એ નવલકથાઓમાં છે. કેટલાંક વર્ણનો મઝા ઉત્પન્ન કરે એવાં અને કેટલાંક જોઈએ તે કરતાં લાંબાં છે. આખી કથાઓમાં જે કાળે એ લખાઈ છે તે કાળનો સુધારાનો ઉત્સાહ વ્યાપ્તમાન દેખાય છે. લોકોમાં ચાલતી વાતો, ટુચકા, જોડકણાં વગેરેનો એમાં છૂટથી ઉપયોગ કર્યો છે. કેટલીક જગાએ અશ્લીલતા પેસવા પામી છે છતાં પણ એ બે નવલકથાઓ લોકોને રૂચિકર થઈ પડી હતી અને ઘણી વંચાઈ છે.

ઈતિહાસના પાયા વગરની છતાં તેના આભાસવાળી 'અંધેરી નગરીનો ગર્ધવસેન' નામની નવલકથા **રા. સા. હરગોવંદદાસ કાંટાવાળાએ** લખી હતી. 'દેશી કારીગરી' અને 'પાણીપત' વાળા રા. હરગોવિંદદાસની બાની આ પુસ્તકમાં નજર પડતી નથી. ઉક્ત પુસ્તકોથી તદ્દન જૂદી અને વિચિત્ર શૈલીમાં આ નવલકથા બહાર પડી છે. ગુજરાતી ભાષાનો શબ્દભંડોળ વધારવા ગામડીઆ અને પ્રાંતભેદના શબ્દો વાપરવાનો પ્રસ્તાવનામાં લાંબો બોધ કર્યો છે. ગામડીઆ બોલથી સુશિક્ષિત વાંચનારના મનમાં તિરસ્કાર ઉત્પન્ન થાય જ અને તેથી ગમે તેવા ગ્રંથની પ્રૌઢીનો ભંગ જ થાય. ઘરઆણીઆ શબ્દોને વાક્યો વાપરવાની પોતે જ પ્રતિજ્ઞા કર્યા છતાં આ પુસ્તકમાં કર્ત્તાની હમેશની સરળતા જતી રહીને આડંબર અને ક્લિષ્ટતા પેશી ગઈ છે. આ વાર્ત્તાનું પહેલું વાક્ય જ અડધું પાનું ભરાય એવું છે !

કલ્પિત અંધેરી નગરીમાં ગર્ધવસેન કરીને રાજા હતો. ક્યારે હતો તે સમય આપ્યો નથી. તેમજ કાળચિત્ર આલેખવા કોઈ પણ રીતનો બંધ રાખ્યો

નથી, કે તેથી વાંચનાર કાળની અટકળ પણ કરી શકે. દેશકાળ વગરની આ વાર્તા 'ઉટંગ' જ છે. ગર્ધવસેન ખરેખરો ગધેડો અને નગરી ખરેખરી અંધેરી જ છે. પાત્રના ઉપર ગ્રંથકારનું કાંઈ પણ લક્ષ જણાતું નથી. પુસ્તકમાં લખેલી મૂળ વાત છેક અસંભવિત છે, એમ તો રજવાડાથી કોઈ વાકેફગાર હશે તે કહી શકશે નહિ, પણ દુનિયાનું સઘળું નઠારૂં એક ઠેકાણે બતાવ્યું છે. આ પ્રમાણે દુનિયામાં ન હોય અથવા ક્વચિત જ હોય એવા જ દુર્ગુણમય આ સૃષ્ટિને વર્ણવવાથી આ પુસ્તક આસુરી કાવ્યની પંક્તિમાં આવે છે; અને નિંદ્ય ઠરે છે. દુર્ગુણનાં રસભર્યાં ચિત્રોથી ( પરિણામે દુઃખ વર્ણવ્યું હોય તોપણ ) જુવાન માણસોના મન ઉપર નઠારી અસર થાય છે, અને પ્રૌઢ બુદ્ધિવાળાને તો એ ચિત્ર રૂચતાં જ નથી. ઈંગ્રેજીમાં આ કોટીનો લખનાર રેનલ્ડ છે. આ પુસ્તકની સરખામણી રેનલ્ડ જોડે માત્ર આ એક જ બાબત-વસ્તુ-ને લઈને જ થાય. બાકી રેનલ્ડની અદ્‌ભુત ચિત્રણશક્તિ અને પાત્રભેદજ્ઞાનને ઠેકાણે અહિંયાં તો શૂન્ય જ છે. મૂળ વાતમાં ગર્ધવસેનને છેક ગધેડો જન્માવવા કરતાં માણસ રાખ્યો હોત તો ફાયદો થાત. જો રાજવર્ગને બોધ કરવાની ઈચ્છા રાખી હશે તો તે ફળીભૂત થવાની જ નહિ. તેઓ તો પુસ્તકનું નામ સાંભળીને જ ચીડાશે અને અમારી નકામી નિંદા કરી છે એમ સમજશે.

કરણઘેલાથી મોહ પામીને એ ધાટીપર લખાયલી બે ત્રણ નવલકથાઓમાં સર્વોપરી સ્થાનને યોગ્ય રા. **અનંતપ્રસાદની** 'રાણકદેવી' છે. વર્ણનશૈલી લગભગ કરણઘેલા જેવી પણ કલ્પનાજનિત રસ કાંઈ ઓછો, બોધ પણ ઘણો છતાં ઉંડાણ ઓછું. સંહાર પ્રકરણોમાં સારો રસ હોઈ આ પુસ્તક વાંચવા લાયક બન્યું છે.

ઐતિહાસિક વસ્તુ અને સ્વકલ્પિત કલ્પનાના મિશ્રણવાળી, રા. **મણિલાલ છબારામની** 'પૃથુરાજ ચોહાણ અને ચંદ બરદાયી' અને 'ઝાંસીની રાણી' બે સારી નવલકથાઓ છે. પહેલીનું શબ્દશઃ હિંદુસ્થાનીમાં ભાષાન્તર થયું છે. ગુજરાતીમાં પણ સહજ ફેરફાર કરી પોતાનું નામ ઘાલી બીજાએ છપાવી કાઢી છે, એ એની લોકપ્રિયતા બતાવે છે. ભાષા શુદ્ધ

અને મનહર વર્ણનોવાળી હોવાથી આ નવલકથાઓ ગુજરાતી સાહિત્યમાં સારો ઉમેરો કરે છે.

ઐતિહાસિક વસ્તુ ઉપરથી થયેલી આ નવલકથાઓની પૂર્વે ભાટ ચારણોને મ્હોડે રહેલી કથાઓનો મોટો ભંડાર અસ્તિત્વમાં હતો. 'ગુજરાત અને કાઠીયાવાડ દેશની વાર્તાઓ', અને 'ગુજરાતની જુની વાર્તાઓ' નામનાં ઉપયોગી અને સુંદર પુસ્તકોમાં એવી કેટલીક વાર્તાઓનો સંગ્રહ થએલો છે. 'ગુજરાતની જુની વાર્તાઓ 'એ જુની વાર્તાઓ સાંભળીને પોતાની સરલ અને રસભરી ભાષામાં રા. **મણિલાલ છબારામે** લખેલી ત્રણ વાર્તાનો સંગ્રહ છે. 'ગુજરાત અને કાઠીઆવાડ દેશની વાર્તાઓ' એક જાણીતા પારસી લેખકે સંગ્રહી છે. આ ગૃહસ્થ ઇંગ્રેજીમાં એ ત્રણ નાનાં પુસ્તકો લખીને જાણીતા થયેલા હતા. કેળવણી ખાતાના નિયમને અનુસરી અનીતિ તથા ધર્મભેદને લગતા વિચારોથી એ વાર્તાઓને મુક્ત કરવાની સારી મહેનત કરી છે. પણ તેમ કરતાં તેનો રસ ઉડી ન જાય તે ઉપર પૂરતું લક્ષ રાખ્યું છે.

આવી વાર્તાઓનો સંગ્રહ કરવો એ મહા મહેનતનું તથા ભારે ખરચનું કામ છે. એને માટે દેશના જૂદા જૂદા ભાગમાં રખડવું પડે છે. ભાટ ચારણોનાં મન મનાવવાં પડે છે; અને તેમ કરતાં કેટલી મહેનતે એક વાર્તા પૂરી પાંસરી હાથ લાગે છે. લોકોની રૂચિ એવી વાર્તાઓ ઉપરથી ઉઠી જવા લાગી હતી, ભાટ ચારણો ભૂખે મરવા લાગ્યા હતા અને કેટલીક વાર્તાઓ ગુજરાતના કેટલાક ભાગમાંથી તદ્દન ગૂમ થઈ ગઈ હતી; અને થોડાં વર્ષ બીજાં જાય તો એ જનવાર્તાઓ દેશમાંથી બીલકુલ નાબુદ થશે એમ દહેશત હતી. આ પ્રમાણે આવી વાર્તાઓનો સંગ્રહ કરવાનો ખરેખરો સમય હતો તે કાળે આ ગૃહસ્થે આ સંગ્રહ કરવા માંડયો હતો. જનવાર્તાઓનો સંગ્રહ એ મહા ઉપયોગી અને નાના પ્રકારનું જ્ઞાન આપનાર છે. એની ખોટ પંડિતાઇના ગ્રંથોથી પૂરી પડતી નથી. પાછલા સમયમાંનું જ્ઞાન મેળવવામાં એ એક મહા અગત્યનું સાધન છે, અને તેથીજ યુરોપના મોટામોટા પંડિતો જે વાર્તાઓ બૈરાંને તથા છોકરાંને, ગામડીઆને તથા અભણને વંશપરંપરાથી આનંદ આપતી આવે છે તેનો સંગ્રહ કરવો અને તે ઉપર વિચાર કરવો એ કામ પોતાની યોગ્યતાને અનુકૂળ સમજે છે.

સ્વ. નવલરામ આ પુસ્તકની ભાષા સંબંધી લખે છે કે ‘ આવું શુદ્ધ આજ પર્યન્ત કોઈ પારસીએ લખેલું અમે જોયું નથી.’ તેઓ વળી ઉમેરે છે કે ‘ ભાષા એ જ આ ગ્રંથોની ખુબી હોય એમ નથી. લખનારની વિદ્ગત્તા તથા રસિકતા ડગલે ડગલે જણાઈ આવે છે. એ લખનાર ફક્ત વાર્ત્તાઓનો સંગ્રહ કરનાર જ હોય એમ નથી. જનવાર્ત્તાઓ જે રૂપે ચાલતી હોય તે જ રૂપે પ્રગટ થાય તો સારૂં કે તેમાં તેના સંગ્રહ કરનારે પોતાના વિવેક પ્રમાણે ફેરફાર કરી તેને બીજો આકાર આપવો એ સારૂ એ સવાલ જૂદો છે, પણ આ ગ્રંથકારે તો બીજો માર્ગ પસંદ કીધો છે. અને તેથી તેણે પોતાનું રસજ્ઞાન તથા પાંડિત્ય જાણવાનો વાંચનારને યથા-સ્થિત અવકાશ આપ્યો છે. એ કાવ્યશાસ્ત્રનો જાણ, દેશદેશની વાર્ત્તાઓનો સારો અભ્યાસી તથા જાતે રસનો ખરો અનુભવી જણાય છે. એણે જે જે વાર્ત્તાઓ સાંભળી તેના રંગમાં બરાબર ઉતરીને જ તેને પાછી પોતાની વિદ્ગતાવાળી વાણીમાં જન્મ આપ્યો છે. ઠેકાણે ઠેકાણે ગ્રંથકારની ઉલ્લટ અને મસ્તી પ્રત્યક્ષ જણાઈ આવે છે. ”

આ ગ્રંથકારે પોતાના સંગ્રહને માટે ટૂંકડી પ્રસ્તાવના લખીને પોતાને પડેલી મહેનત વગેરેનું રસિક બયાન કરતાં હિંદુ અને પારસીના જીવન વૈભવની તૂલના પણ કરી છે। આ પુસ્તકો પ્રગટ થયાં ત્યારે એમાંની શુદ્ધ ગુજરાતીને માટે ઘણી વાહવાહ થઈ હતી.

આ તો નાટકની રંગભૂમિ ઉપરની વાત થઈ. બધા પ્રેક્ષકો આ જોઈ શકે છે. પ્રેક્ષકો, પાત્રવર્ગ જ્યાં પોતાનો શણગાર સજે છે ત્યાં જઈ અગર જોઈ શકતા નથી. વિનોદની ખાતર અમે અમારા વાંચનારાઓને પડદાની પાછળ પાત્ર વર્ગને તૈયાર થવાના ઓરડામાં લઈ જઈશું। આ પુસ્તકના સંબંધમાં પડદા પાછળ શું બન્યું હતું તે જોવાનો અમને પ્રસંગ મળ્યો હતો। ગ્રંથકર્તા ગામેગામ ફરીને ભાટ ચારણો અને વાતોડીઆની પાસેથી વાતો સાંભળતા. અને પોતે તેની ટુંકી નોંધ કરી લેતા. “ એક રાજા–બે રાણીઓ–એક અણમાનીતી–કુંવર થાય નહિ–ફીકર–દુઃખ–કુંવર થયો–ખબર જ નહિ–મોટો થયો–પરાક્રમી–શીકાર–રાજા જોડે અચણુચ મેળાપ–

ઓળખવું. ઈ. ઈ'. આવી આવી ટુંકી નોંધ પોતે ઉતારી લેતા. એઓ પોતે કારકુનો-લખનારા રાખતા. આ લોકો એમની નોંધ ઉપરથી પોતે પોતાની ભાષામાં વાતો ઉપજાવી કાઢતા! મી. ખબરદાર જેવા શુદ્ધ ગુજરાતી લખનારની ભાષામાં પણ જન્મના સંસ્કારી ગુજરાતી જેવી શુદ્ધતા ન આવતાં લખનાર બીજી જાતના છે એ જણાઈ આવે છે. પરંતુ આ પુસ્તકોની ભાષા શુદ્ધ ગુજરાતી હોઈને તેમાં પારસીસાઇનો સહજ ગંધ પણ નથી એનું કારણ અમારા વાંચનારા હવે જાણી શકશે. એમાંની કેટલીક વાતો જાણીતા ગુજરાતી લખનાર સ્વ. કેશવલાલ મોતીલાલ વકીલની છે. ગ્રંથકર્તાને ગુજરાતી લખે એવો કારકુન જોઈતો હોવાથી અમારો એક ઓળખાણવાળો ઉમેદવાર તરીકે ગયો હતો. એની નોંધ ઉપરથી વાત લખી કાઢવાની શક્તિની પરીક્ષા કરવા એમણે એને આપેલી એક નોંધ ઉપરથી અમે પોતે પણ એક વાત લખી આપી હતી. આ વાત બીજા કે ત્રીજા ભાગમાં પ્રસિદ્ધ થઈ છે. આ ગ્રંથોની ભાષા આ પ્રમાણે જૂદા જૂદા હિંદુ લખનારાઓની છે. લક્ષપૂર્વક વાંચવાથી જૂદી જૂદી કલમથી લખાએલી વાર્ત્તાઓ જૂદી જણાઇ આવે એમ છે. ગમે તેમ હો પણ ભાષામાં આ પુસ્તક બહુ આદરણીય વધારો છે.

દિવસે દિવસે ઇંગ્રેજી કેળવણીના વધારાથી ઈંગ્રેજી નવલકથાનો ભંડાર વાંચનારાની દૃષ્ટિએ પડ્યો અને એવી કથાઓના પાયા ઉપર ગુજરાતીમાં નવલકથાઓ લખવાનું વળણ સાધારણ રીતે થયું. કરણઘેલો, સાસુવહુની લડાઈ, કુમુદા-સુરતમાં એક કાયસ્થ ગૃહસ્થે પ્રકટ કરેલી નાની પણ મઝાની વાર્ત્તા-વગેરે પુસ્તકોથી ઉત્તેજીત થઈ નવલકથા લખવા તરફ લોકોનું ધ્યાન ખેંચાયું. એકવાર એ તરફ લક્ષ ગયા પછી સારાં, સામાન્ય અને નઠારાં એમ ઘણાં પુસ્તકો બહાર પડ્યાં. મર્હૂમ **ગીરધરલાલ દયાળદાસે** 'રાસેલાસ' નું ભાષાન્તર કર્યું અને 'નવી પ્રજા' નામની નવલકથા લખી. ભરૂચમાં કોઈએ 'ત્રણરત્ન' નામની નાની પણ રસિલી ચોપડી મરાઠી ઉપરથી તે અરસામાં લખી હતી. નવલકથા તરફ વૃત્તિ દોરાવાથી નાટક લખવાનું ચેટક મંદ પડ્યું. નાટકને બદલે ઠેરઠેર બધાંની ચોટ નવલકથા ઉપર થઈ. નાટકના સાહિત્ય કરતાં નવલકથાનું સાહિત્ય ઘણું જ વધી ગયું. પોતાના

એક ભાષણમાં રા. રમણભાઇ, ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીનાજ ગ્રંથાલયની હકીકત આપે છે કે તેમાં સને ૧૯૦૯ ના માર્ચ માસમાં **૯૯ નાટકો અને ૨૧૨ નવલકથાઓ** હતી.

ઇંગ્રેજી નવલકથાના પરિચયને લીધે તેમાંની ઘણીકનાં ગુજરાતીમાં ભાષાન્તર, પ્રતિકૃતિયો અથવા રૂપાંતર, અને એમની ધાટીપર ઘણી નવલકથા થઇ છે. ઘણાં વર્ષો ઉપર " પોલ અને વરજીનિયા ' ' ઈલિઝાબેથ અથવા સૈબિરિયાનું દેશપાર થયલું કુટુંબ ' અને ' ઓત્રાંતોનો ગઢ ' એ નવલકથાઓ ભાષાન્તર રૂપે બહાર પડી હતી.

નિઝામ સરકારની નોકરીમાંના કર્નલ મેડોઝ ટેલરે સને ૧૬૫૭, ૧૭૫૭, ૧૮૫૭ એમ સૈકાવાર બનેલા બનાવનું રસિક વર્ણન આપતી નવલકથાઓ ઇંગ્રેજીમાં લખી હતી. તેમની ' તારા ' માં શિવાજીને હાથે માર્યા ગયેલા અફ્ઝુલખાનની અને વિજાપુરના રાજ્યની હકીકત બહુ સારી વર્ણવી છે. બીજી નવલકથા ' સીતા ' માં પ્લાસીના સમયની વાત છે. અને નાયક મી. સીરીલ બ્રેન્ડનને હિંદવાણી સાથે લગ્ન કરાવ્યું છે. ' રાલ્ફડાર્નેલ ' માં બે વાર્તા જોડે જોડે ચાલે છે અને રસની જમાવટ ઠીક છે. ' નોબલ ક્વિન ' ચાંદબીબીની હકીકત આપે છે. ' ટીપુ સુલતાન ' એ પણ ઐતિહાસિક ' વસ્તુ ' વાળી નવલકથા છે. આજ લખનારનું ' કન્ફેશન્સ ઓફ એ ઠગ' એ પણ હિંદુસ્થાનમાં તે કાળે ધમધોકાર ચાલતી ' ઠગી ' નો ઈતિહાસ પૂરો પાડે છે. આ બધી નવલકથાઓનાં ભાષાન્તર ઘણું કરીને થયાં છે. કર્નલ મેડોઝ ટેલરની નવલકથાઓમાં ઐતિહાસીક ' વસ્તુ ' આ દેશનું હોવાથી, પાત્રો પણ આ દેશના હોવાથી, સ્થળચિત્રો અને વર્ણવેલી રીત રસમ લોકોનાં પરિચિત હોવાથી અને લખનારની લાગણી દેખીતી રીતે દેશીઓ તરફ હોવાથી આ પુસ્તકો પ્રજાને બહુ પસંદ પડયાં હતાં અને ઘણાં ખરાંનાં ભાષાન્તર થવાનું કારણ પણ એજ હતું. 'પાંડુરંગ હરિ' નામની રમુજી નવલકથાનું પણ ભાષાન્તર થયું હતું. લોર્ડ બુલ્વર લિટનની ' લાઇલા ' અને ' ઝેનોની ' નામની નવલકથાનાં ભાષાન્તર થયાં છે. સ્વ. મણિલાલે ' ઝેનોની ' ને બદલે ' ગુલાબસિંહ ' નામ આપ્યું છે. એમણે

પોતાની કૃતિમાં મૂળની છાયા માત્ર લીધી છે. ચાર્લ્સ ડિકન્સના પ્રખ્યાત 'પિકવિક પેપર્સ' નું ભાષાન્તર પણ નામ બદલાઈને થયું છે. મી. મર્ઝબાનનું 'મલુક લુંટારો' એ એક બહુ વંચાયલું પુસ્તક છે. પ્રતિકૃતિ સંબંધી બોલતાં મર્હૂમ **કે. ન. કાબરાજી** અને **બ. ન. કાબરાજીનાં** નામો ગુજરાતી સાહિત્યના ઇતિહાસમાં નોંધવા યોગ્ય છે. એ બન્ને ગૃહસ્થોએ ઘણી અને તેમાંએ–મીસીસ હેન્રી વુડની–નવલકથાઓની પ્રતિકૃતિયો કરી છે. તેમની 'ગુલી ગરીબ,' 'ભીખો ભરભરીઓ,' 'ભોલો દોલો,' 'વેચાયલો વર,' શિરિનનાં સંકટ,' 'ધિરજનું ધન,' 'દેલજંગ દલેર,' 'દીની ડાહી,' અને 'કાવલાની કહાણી,' વગેરે સંખ્યાબંધ વાર્ત્તાઓ બહાર પડી છે. આ પુસ્તકોમાં ઇંગ્રેજ પાત્રોને બદલે પારસી પાત્રો આવ્યાં છે. બીજો ફેરફાર સહજ અને નજીવો છે. ખરા પારસી સંસારનાં ચિત્ર ન હોતાં માત્ર નામફેરથી ઇંગ્રેજી સંસારચિત્ર જ હોવાથી ઘણી કૃત્રિમતા જણાઈ આવે છે. વાર્ત્તામાંથી મળતા બોધનો લાભ ખરચાળા જીવનવૈભવની તૃષ્ણા ઉત્પન્ન થવાથી ગૌણ થઈ જાય છે. ભાષા, શૈલી, વગેરે વખાણવા લાયક નથી. સ્વાભાવિક નવી કલ્પનાનો ઉદ્‌ભવ પણ ન હોતાં માત્ર તેના કથાભાગને લીધેજ મૂળ વાર્ત્તા રસિલી હોય અથવા ન હોય તેના પ્રમાણમાં વંચાય છે અને વખણાય છે. પારસી પાત્રો યૂરોપિયન સંસાર ચલાવતાં હોય એમ દેખાય છે. આવાં આવાં પુસ્તકોનાં ઘણાં વાંચનથી વાંચનારની અભિરૂચી પણ એવી થઈ જાય છે અને એવાં વાંચનની માગણી જારી રહે છે. આ માગણીની તૃપ્તિ થાય એટલી ઝડપથી આવા લખનારાઓ આવું સાહિત્ય પૂરૂં પાડે છે. આમ દિવસાનુદિવસ આ જાતનું સાહિત્ય વધતું જાય છે.

ઇંગ્લંડમાં સુશિક્ષિત વર્ગમાં રેનલ્ડની નવલ–કથાઓ વંચાતી નથી, તેમજ પ્રતિષ્ટિત પુસ્તક વેચનારાને ત્યાં મળતીએ નથી. રસિલી ભાષા, વિષયોત્તેજક ચિત્રવર્ણન, અને પાત્રતા જાળવવાની વિચિક્ષણ કળાને લીધે રેનલ્ડ જાણીતો છે. અમે અગાઉ એક વખત કહી ગયા છઈએ તેમ એની કથાઓના વાંચનથી લાભ કરતાં ગેરલાભ વધારે થાય છે. એ શોચ

કે આપણા લોકોમાં એની નવલકથા તરફ અભિરૂચી ઉત્પન્ન થઈ છે. અમારા ઓળખાણવાળા એક વકીલને ત્યાં પાંચ છ કાયદાનાં પુસ્તકો અને સાહિત્યમાં માત્ર રેનલ્ડનાં મિસ્ટરીઝનાં સુશોભિત પૂંઠાવાળાં પુસ્તકો જ ભર્યા છે ! વાંચનથી જ ન અટકતાં એવી નવલકથાઓનાં ભાષાન્તરો પણ થયાં છે. એના 'લવઝ ઓફ ધી હેરમ'નાં 'જનાનખાનાની બીબીઓ' અને 'અંતઃપુરની રમણીઓ' એવાં બે ભાષાન્તર છે. 'લંડન રાજ્ય રહસ્ય,' 'લંડન રહસ્ય,' 'સીપાઈબચ્ચાની સજની,' 'એગ્નીસ,' 'એની બેન,' વગેરે ઘણી નવલકથાઓ ગુજરાતીમાં પ્રગટ થઈ છે.

કર્નલ મેડોઝ ટેલરની વાર્તાઓને નમુને **મી. જહાંગીર તાલેયારખાંએ** 'સુદ્રા અને કુલીન' અને 'રત્નલક્ષ્મી' નામની નવલકથાઓ લખી છે. આ પુસ્તકોમાં શુદ્ધ ગુજરાતી ભાષા લખવાનો સબળ યત્ન કેટલેક અંશે ફળીભૂત પણ થયો છે. ગુજરાતીનો અભ્યાસી હોય, અને હિંદુઓ જોડે ગાઢ સંબંધમાં આવેલ હોય તો પારસી લેખક કેટલે અંશે શુદ્ધ ગુજરાતી લખી શકે એનો આ વાર્તાઓ ઉપરથી ખ્યાલ આવી શકે છે. એવી જ ઢબની નવલકથાઓ બીજી પણ નીકળી છે. 'અઢારમી સદીનું હિંદુસ્થાન,' ને 'વિક્રમની વીસમી સદી' વગેરે નવલકથાઓનો સમાવેશ આ વિભાગમાં થાય છે. 'સુંદર અને વિધાનંદ' નામની મઝાની નવલકથા ગુજરાતી વાંચકવૃંદને આનંદ આપે છે.

આ સાઠીના પાછલા ભાગમાં ઉદ્ભવેલા ગુજરાતી સાહિત્યની જોડે લગીર પણ સંબંધ ધરાવનાર ગૃહસ્થને **સ્વ. નારાયણ હેમચંદ્રનું** નામ જાણીતું છે. એ સાધુપુરૂષે પોતાની જીંદગીનો મોટો ભાગ બંગાળામાં બંગાળી વિદ્વાન લેખકોના સમાગમમાં વ્યતિત કર્યો હતો. એમની મારફત અને એમના અનુકરણથી ગુજરાતી સાહિત્યપર બંગાળીના સાહિત્યની અસર થઇ છે. આમ એમના વડે બંગાળી સાહિત્યની સ્હેજ ઝાંખી થઈ હતી, તેવામાં વળી બંગભંગને લીધે બંગાળી પ્રજા હિંદુસ્થાનની દરેક પ્રજાના સહવાસમાં આવી; આમ આપણો સહવાસ વધવાથી ગુજરાતી સાહિત્યપર બંગાળી સાહિત્યની કેટલીક સ્થાયી અસર થઈ છે. બંગાળી માસિકોમાં

આવેલા લેખોનાં ભાષાન્તર તેમ જ બંગાળી પુસ્તકોનાં ભાષાંતર થયાં જાય છે. સાધુ નારાયણ સિવાય રા. **કૃષ્ણલાલ ઝવેરી,** અને મર્હુમ **કૃપાશંકર દોલતરામે** બંગાળીમાંથી ભાષાંતર કર્યાં છે. **રા. કૃષ્ણરાવ દીવેટીઆની** સ્વતંત્ર કલ્પનાની નવીન નવલકથા 'મુકુલ મર્દન' માં આ અસર સાફ જણાઈ આવે છે.

નવલકથાની વૃદ્ધિ કરનારૂં બીજું બળ તે સંસારસુધારાની ભાવના રૂપ હતું. મર્હુમ કરશનદાસ મૂળજી, રા. ભવાનીશંકર કવિ અને બીજા ઘણાક લખનારાઓએ એ ઉદ્દેશથી કેટલીક કથાઓ લખી છે. આ જ ભાવનાથી લખાયલી **સ્વ. કેશવલાલ મોતીલાલની 'બુદ્ધિ અને રૂઢીની કથા'** કદમાં નાની, પણ ગુણમાં મોટી છે. માત્ર બત્રીસ પાનાની છતાં આજકાલનાં ઘણાંખરાં પુસ્તકો છપાય છે તેનાં ત્રણસેં અને ત્રીશ પૃષ્ટ કરતાં પણ એ વધારે કિંમતી છે એવો સ્વ. નવલરામનો અભિપ્રાય હતો. 'વાર્તા' ના રૂપમાં છતાં એ વાર્તા નહિ પણ રૂપકગ્રંથી એટલે મહારૂપક છે.' રૂપકગ્રંથ અને મહારૂપક એ નામો સ્વ. નવલરામનાં છે; એનાં લક્ષણ એમના જ બોલમાં આપીશું.

'રૂપકગ્રંથ એટલે માણસના ગુણ, સ્વભાવ, આચાર વિચાર, વગેરે અદૃશ્ય નિરાકાર ભાવમાં સજીવનારોપણ કરી તે હરતા ફરતા દેહધારી જ હોય તેમ તેનું વર્ણન, તેનાં લક્ષણ તથા કાર્ય કારણોને અનુસરીને કરવું તેને અમે રૂપકગ્રંથ કહીએ છીએ. બીજે વિષય ચાલતો હોય તેમાં પ્રસંગોપાત કોઇ ગુણને આવું રૂપ આપવું તેતો માત્ર રૂપકાલંકાર જ થાય છે, પણ જ્યારે આ રૂપક સર્વાંગે વિસ્તાર પામી એક વાર્તાનું રૂપ પકડે, ત્યારે તે રૂપકગ્રંથી કહેવાય. આપણી ભાષામાં સર્વજનપ્રિય આવી રૂપકગ્રંથીનું પુસ્તક પ્રેમાનંદકૃત **'વિવેક વણઝારો'** છે. સંસ્કૃતમાં પ્રબોધચંદ્રોદય નાટક અને ઇંગ્રેજીમાં પેલા અભણ પણ ભક્તિમસ્ત કંસારા બનીયનનો 'ભક્તપર્યટણ' (Pilgrim's Progress) છે. રસશાસ્ત્રમાં આવાં કાવ્યને પ્રથમ પંક્તિ મળતી નથી એ વાજબી છે પણ જો સારૂ લખતાં આવડે તો મહારૂપક સરસ કાવ્ય છે.' *

* ગુ. શા. પત્ર.

યૂરોપિયન ગૃહસ્થ જેમણે મુસલમાની ધર્મ અંગિકાર કરીને મુરાદઅલ્લિ બેગ એવું નામ ધારણ કર્યું હતું તેમણે પોતાની છટાદાર ભાષામાં 'માઉંટન ટોપ' નામે એક લેખ લખ્યો હતો. ગમે તે કારણથી આ વિષય લખાતો બંધ પડયો અને મુરાદઅલ્લિબેગના મૃત્યુને લીધે તે સદાને માટે અધુરો જ રહ્યો. આ લેખના વિસ્તાર રૂપી આ નવલકથા લખાઈ છે. એ પુસ્તક નો વિષય, તેની સંકલના અને તેની ગ્રંથી એવા પ્રકારની છે કે કોઈ પણ દેશાનુરાગી પુરૂષના ચિત્તને તે પ્રફુલ્લિત કર્યા વિના રહે એમ નથી. વર્ણન આપવામાં ગ્રંથકારે જે શક્તિ વાપરી છે તે સારી છે, તેમ જ લખવામાં તેના આવેશ અને તેના ભાવ એવા જોશભેર ઉછળે છે કે આપણે ઘણી વાર તેમાં તણાઈ આપણા પોતાના નિશ્ચયસ્થાનથી પ્રચ્યુત થઈએ છીએ. લેખક-ની આ ખુબી છે, ને તેમાં સ્વતંત્રતાનું છેવટનું લાંબું ભાષણ એક સારા લખાણનો નમુનો છે. એમાં આપેલા વિચારો એવી શાણી દીર્ઘદષ્ટિના છે કે તે રાજભક્તને પણ તેટલું જ આનંદદાયક થઈ પડવાનો સંભવ જણાય છે. આ પુસ્તક **લોર્ડ રીપન** જેવા ઇંગ્લંડના ખરેખરા રાજ્યસ્થંભ અને હિંદમાં ત્રાતારૂપે સર્વત્ર પૂજાયેલા ધર્મવીરને અર્પણ કરવામાં આવ્યું છે. એમનું શુભ નામ જેમ આ ગ્રંથને શોભા આપે છે તેમ જ એ ગ્રંથ તે નામને પણ છાજતા અને શોભા આપતા વિષય ઉપર જ સુંદર છટાથી લખાયો છપાયો છે. 'ગોડ્ સેવ્ ધી ક્વિન્' એ ઇંગ્લંડના **રાજગીતનું** ગુજરાતી ભાષાન્તર કરવાનું રાસ્તગોફ્તારના અધિપતિ જાણીતા લખનાર મી. કાબરાજીને સરકાર તરફથી સોંપાયું હતું. એમણે ભાષાન્તર કરીને બહાર પાડતાં તેના ઉપર ઘણા આક્ષેપ થયા હતા. ગુજરાતી પ્રજા તરફથી આવું ભાષાન્તર કરવાનો મી. કાબરાજીનો અધિકાર ચરચાયો. '**ગુજરાતી**' પત્રે આ ચરચા ઉઠાવીને તેમાં ખૂબ ભાગ લીધો હતો. આને લીધે ઉભય પક્ષનાં દિલ ખાટાં થયાં હતાં. તેના વખતમાં 'હિંદ અને બ્રિટાનિયા' બહાર પડવાથી રાસ્તગોફ્તારે એ પુસ્તકને રાજદ્રોહી કહીને હુમલો કર્યો હતો. ગુજરાતીના એડીટરને–તંત્રીને ચગદી મારવાનો સબળ પ્રયત્ન થયો હતો. આ પુસ્તકનું વાર્તિક '**ગુજરાત શાળાપત્ર**' માં લખવા બદલ સ્વ. નવલરામ

પણ કેટલીક વિટંબણામાં આવી પડ્યા હતા. કેળવણી ખાતાનાજ કેટલાક દેશી દેશી અમલદારોએ આ બાબતમાં બળતામાં ઘી હોમ્યું હતું. પણ આખરે સત્ય તર્યું અને 'હિંદ ને બ્રિટાનિયા' રાજદ્રોહી પુસ્તક નથી એમ ઠર્યું હતું.

**રા. છગનલાલ હરિલાલ પંડ્યાએ 'કાદમ્બરી'** નો અનુવાદ કરીને ગુજરાતી ભાષાના ટુંકા ગ્રંથભંડોળમાં અગત્યનો વધારો કર્યો છે. એ મૂળ ગ્રંથનો સંસ્કૃતમા કર્ત્તા બાણપંડિત છે; એણે પોતાના કાવ્યમાં શોધી શોધીને એટલા બધા અલંકાર ભર્યાં છે કે હવે પછીના કવિને નવું એક પણ ઉપમાન ઉપમેય મળવું મુશ્કેલ થઈ પડ્યું છે. એ ઉપરથી વિદ્વાન્ વર્ગમાં એક કહેવત ચાલે છે કે **बाणोच्छिष्टंजगत्सर्वम्** એટલે દુનિયામાં બીજા કવિયોમાં જે જે અલંકાર હોય તે બાણના ઉચ્છિષ્ટ એટલે તેના ગ્રંથમાં વપરાયલા જ હોય.

આ ગ્રંથ રસચાતુર્ય શૈલીનો એક સર્વોત્તમ જ નહિ, પણ અનુપમ નમુનો છે. એની જગતમાં જોડી જ નથી. જેમ દુનિયામાં તાજમહેલ, ઇજીપ્તના પિરામીડ, અને ચીનનો કોટ તેમ આ 'કાદમ્બરી' ગ્રંથ તે સાક્ષર વિષયમાં એક્કો જ, અનુપમ ને જેનો વિચાર વાંચ્યા વિના બંધાઈ જ શકે નહિ એવો એક ગ્રંથ છે.

આ ભાષાન્તર અસાધારણ કાળજી, સમજ, તથા ચતુરાઈથી કરેલું જણાય છે. કાદમ્બરીની ગુંથણી સંક્ષિપ્ત અને ડગલે ડગલે શબ્દાલંકારથી ભરપૂર હોવાને લીધે એનું ભાષાન્તર કરવું બહુ જ મુશ્કેલ અને સંસ્કૃત સાથે નિકટ સંબંધ ધરાવનારી આપણી પ્રાકૃત ભાષાઓ સિવાય બીજીઓ-માં તો તે થવું જ અશક્ય. તે છતાં આ ભાષાન્તર તો ગુજરાતી વિદ્વાન-ને હર્ષથી વાંચવા યોગ્ય થયું છે, તે આ ભાષાન્તરકારની અત્યંત કાળજી તથા ચતુરાઈનું જ ફળ છે. ભાષા સર્વત્ર પ્રૌઢ, શુદ્ધ અને રૂઢ પણ છે. ભાઈ છગનલાલે પોતાના અથાગ શ્રમના ફળ તરીકે ગુજરાતી સાહિત્યમાં અપૂર્વ ગ્રંથનો ઉમેરો કર્યો છે. પાટણના કવિ **શ્રી ભાલણનો** રચેલો આ ગ્રંથનો અનુવાદ પદ્યાત્મક છે અને ઘણો ઉત્તમ છે. એની સંશોધિત

આવૃત્તિ ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી સાક્ષર શ્રી. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ પાસે કઢાવનાર છે. આ સમર્થ ગ્રંથથી કાદમ્બરી અને ભાલણ બન્નેનો રસ અનુભવવાની અમુલ્ય તક ગુજરાતી વાંચનારી પ્રજાને મળશે.

કાદમ્બરી પર વાર્તિક લખતાં સ્વ. નવલરામજીએ લખનારાઓને ચેતવણી આપી હતી કે જો જો એ શૈલીનું અનુસરણ કરશો નહિ. છતાં એનાં અનુસરણ થયાં છે. **દોલતરામ પંડયાની** ' કુસુમાવલિ ' આ કોટીમાં આવે છે.

સંસ્કૃતમાંથી '**દશકુમાર**' ચરિત્ર અને '**બૃહત્કથાસાગર**' નાં સુંદર ભાષાન્તરો થયાં છે. **અરેબિયન નાઇટસનાં** ભાષાન્તર બે જૂદા જૂદા ગૃહસ્થો તરફથી થયાં છે. ઘણાં વર્ષો ઉપર કોઇ પારસી ગૃહસ્થે પારસી ગુજરાતીમાં એક ભાષાન્તર બહાર પાડ્યું હતું. ગુજરાતી પ્રેસે પોતાનું ભાષાંતર સુંદર આકારમાં પ્રગટ કર્યું છે. એમાં ભાષામાં ઘણી ભૂલો ઘુસી ગઇ છે. સંસ્કૃત શબ્દોની ટંકશાળમાંથી ખરા સિક્કા ન પડતાં વગળવાળા અને બેડોળ શબ્દરૂપી સિક્કાઓ બહાર પડ્યા છે; છતાં રા. ઇચ્છારામનાં પુસ્તક વાંચવા લાયક અને બે ઘડી આનંદ ઉપજાવે એવાં થયાં છે.

છુપી પોલીસની બાહોશી વર્ણવતી નવલકથાઓ હાલ ઇંગ્લંડમાં ઘણી નીકળે છે. આપણા લોકોમાં પણ એ વાંચન તરફ વલણ થયું છે. '**સોનેરી ટોળી,**' '**પંદર લાખપર પાણી,**' '**વિધવા લીરૂજ**' વગેરે જથાબંધ પુસ્તકો આ કોટીનાં થાય છે.

માસિકોમાં અને વર્ત્તમાનપત્રોમાં કથાઓ પ્રસિદ્ધ થાય છે, અને એમની તરફથી પ્રતિ વર્ષે ભેટ દાખલ નવલકથાઓ નીકળે છે, આ ઉદ્દેશે પણ નવી નવલકથાઓ પ્રગટ થાય છે.

ગુજરાતી ભાષાના નવલકથાના સાહિત્યમાં શ્રેષ્ટ પદ્વીએ પહોંચેલી અને એ સાહિત્યના અને **સદ્ગત ગોવર્ધનરામ ત્રિપાઠીના** કીર્તિસ્થંભ રૂપ નવલકથા તે એમની રચેલી '**સરસ્વતીચંદ્ર**' છે. આ સાઠીના પાછલા ભાગમાં પ્રગટ થઇને પ્રજામાં ઘણી જ વંચાઈ અને ચરચાઈ છે. આમ હોવાથી એની રચના સંબંધી બોલવું નિરર્થક છે. એ વાર્તા ચાર જૂદાં

જૂદાં પુસ્તકોમાં કેટલાંક વર્ષને આંતરે આંતરે બહાર પડી છે. કુશળતા ભર્યું નવલકથાસ્વરૂપ પ્રથમ ભાગમાં છે. બીજા ભાગમાં હિંદુ ગૃહસંસારનું સાદું યથાસ્થિત અને રસભર્યું ચિત્ર છે. ત્રીજા ભાગમાં દેશી રાજ્ય, રાષ્ટ્રીય ઉદય સાથે તેનો સંબંધ, તેમાં રચાતાં અને ભજવાતાં કાવત્રાં વગેરેનો ભાગ ઘણો અને મૂળ કથાભાગ થોડો અને ચોથામાં અનેક વિષય ઉપરના ગ્રંથકર્ત્તાના મહાન્ વિચારોનો સંગ્રહ છે. આ નવલકથા ભાષામાં અને સાહિત્યમાં કેટલું ભારે બળ પ્રવર્ત્તાવે છે તે 'સરસ્વતિચંદ્ર'ને જે જયઘોષથી ગુજરાતી વાંચનાર વર્ગે વધાવી લીધો છે તે ઉપરથી જણાય છે. સરસ્વતિચંદ્ર, કુમુદસુંદરી, કુસુમસુંદરી, ગુણસુંદરી, વિદ્યાચતુર, બુદ્ધિધન વગેરે પાત્રોનાં ચિત્ર હાલના કાળમાં વિચાર અને ભાવનાના બંધારણમાં ચર્ચાનાં અને ઉદાહરણનાં સાધન થઇ પડયાં છે. અનેક અનુકરણોમાં તેની પડેલી છાપ ઉપરથી નવલકથાના સાહિત્યને તેનાથી કેવું પ્રેરકબળ મળ્યું છે તે બતાવી આપે છે. **'સુંદર અને વિદ્યાનંદ,' 'વિક્રમની વીસમી સદી'** વગેરેમાં આ પુસ્તકની છાપ દષ્ટિગોચર થાય છે. સરસ્વતિ-ચંદ્રનાં પાત્રનાં નામ ઉપરથી કેટલાંક છોકરાંના નામ ધરાધરી પડયાં છે. આ પુસ્તકની અસર હજી ચાલુ રહેશે એમ ભાસ થાય છે.

મુસલમાન અને પારસી લેખકો ઇંગ્રેજીપરથી માત્ર ભાષાન્તર કરવાને બદલે નવીન કથા રચવાના પ્રયાસમાં પણ જોડાયા છે એ શુભ ચિન્હ છે. **મી. કરીમઅલિ નાનજીઆણીનું 'દુનિયાં દર્પણ'** શુદ્ધ ગુજરાતીમાં લખાએલું છે. મુસલમાન ગ્રંથકારો તો કોઇ કાળે પણ શુદ્ધ ગુજરાતીની વિરૂદ્ધ હતા જ નહિ. કેટલાક મુસલમાન ગૃહસ્થો દલપતશૈલીની કવિતા લખનાર તરીકે જાણીતા છે. અમે ભુલતા ન હોઈએ તો મ્હેતાજી **મી. નનાભાીયાં** એમાંના એક છે. આ ગૃહસ્થોનો ગુજરાતી સાહિત્યવૃદ્ધિ કરવાનો યત્ન આદરણીય છે. પારશી લેખકોમાં શુદ્ધ ગુજરાતીની અગત્ય સમજાઈ છે અને ઘણા પારસી ગૃહસ્થો શુદ્ધ લખવાનો યત્ન કરી રહ્યા છે. નવલકથા તરફ આ લખનારાઓનું ખાસ વલણ પરિણામે ગુજરાતી સા-હિત્યને બહુ લાભકારક નિવડશે.

આપણા સંસારજીવનમાં કૌતુકમય વિચિત્રતા ઓછી છે એમ રા. રમણભાઈ પોતાના એક ભાષણમાં કહે છે એ અમને વિચારતાં ખરૂં લાગે છે. એથી અમને સ્વ. નવલરામની સાથે થયેલ એક વાર્તાપ્રસંગ યાદ આવે છે. નવલકથા અગર નાટક વિષે વાત કરતાં એમણે કહેલું કે આપણામાં નવલકથા અગર નાટકમાં લખવા જેવી પ્રેમકથા અને પ્રેમપ્રસંગ થતા નથી. આપણી રૂઢિને લઈને બાળલગ્નના માઠા ચાલને પરિણામે પ્રેમ એ શું એ સમજવા જેટલી ઉમ્મર પહેલાં તો લાકડે માંકડું જોડાઈ જાય છે. પ્રેમની ભુખ જણાયા પહેલાં તો બાળાવરનો સંસાર આરંભાઈ ચૂક્યો હોય છે. જીંદગી સુધી અને આપણા ધર્મ પ્રમાણે તો જીંદગી પછી પણ સાથી તરીકે જે વ્યક્તિ નિર્માણ થઈ હોય છે તેની પસંદગી જ કરવાની રહેતી નથી. અને પસંદગી કરી શકે એટલું વય જ પ્રાપ્ત થયું હતું નથી. આથી ઉચ્ચ મનોવિકારો અને ભાવનાઓ જન્મ જ પામતી નથી. પ્રેમપ્રસંગ આવે એવા આપણા જનમંડળના રિવાજ જ નથી. માત્ર રેતીના રણમાં લીલાછમ ભાગ જેવું એક જ સ્થળ જણાય છે; અને તે વિધવાવિવાહનું છે. ઉમ્મર યોગ્ય થઈ હોય તો પ્રેમપ્રસંગ મળી શકે અને પ્રેમકેલીઓ એવાં નાયક નાયકાની વર્ણવાય. એમનું કહેવું અમને સર્વશઃ ખરૂં જણાય છે. આપણી પ્રજા ગરીબ છે. તેથી આપણા જીવનમાં અદ્દ્ભુતતા ઉદ્દ્ભવતી નથી. વળી આપણું જીવન ચોતરફ રૂઢિના બંધનમાં સંકડાયલું હોવાથી કંટાળો ઉત્પન્ન થાય એવું એકસરખું છે. આ બધાં કારણો નવલકથાના સાહિત્યના ઉદ્દ્ભવમાં અંતરાયરૂપ થઈ પડે છે. આપણા સંસારજીવનમાં જૂદી જૂદી ભાવનાઓ ઉલ્લાસ પામશે અને વિસ્તાર પામશે ત્યારે હૃદયના વિકાસની સાથે ગૌણ રૂપે પણ અસ્તિત્વમાં રહેલી ખાસ શક્તિઓ પણ ખીલી નીકળશે.

### (૪) વિનોદ, બોધ, પરિહાસ, તથા હાસ્યરસ (હ્યુમર):—

વિનોદ ઉપજાવે એવી વાતો, રમુજી ટુચકા, હાજરજવાબી, અને શિખામણનાં વાક્યો વગેરેની ઘણી ચોપડીઓ આ સાઠીમાં પ્રગટ થઈ છે. આવી રચનામાં સુચિન્હ એ છે કે તેમાં અનીતિનો અંશ જણાતો નથી.

બેશક આ પુસ્તકોમાં નવી કલ્પના દેખાતી નથી અને જે છે તે બહુધા ફારસી અને ઇંગ્રેજીમાંથી ભાષાન્તર રૂપે લીધેલું છે. કેટલાંક પુસ્તકો તો ખરેખાત આનંદ ઉપજાવે એવાં છે.

આ જાતનાં પુસ્તકોનો ઘણો વધારો પારસી લેખકોએ કર્યો છે. ગુલીવરની મુસાફરીનાં ત્રણ ચાર ભાષાન્તર થયાં છે. કોઇમાં એક તો કોઇમાં ચાંરે મુસાફરીઓના તરજુમા છે. પ્રસિદ્ધ 'ડોન કિવઝો' નું **'મહેરમસ્તની મુસાફરી'** એ નામથી ભાષાન્તર થયું છે. ડિકન્સના પ્રસિદ્ધ ને લોકપ્રિય 'પિકિવક પેપર્સ' નો છાયા કોઈ પારસી ગૃહસ્થ તરફથી બહાર પડી છે. તેમજ સ્વ. **રતીલાલ બ્રીજલાલ મજમુદાર, બેરીસ્ટર એટ–લો** એમણે બેરન મંચોઝનનું ભાષાન્તર **'સાહસ સંગ્રહ'** નામથી કર્યું છે. ગપ્પો તરીકે તો એમાંની વાર્તાઓ એવી રમુજી અને ગમ્મત કરાવતારી છે કે નવરાશની વખતે થઈ આવતા કંટાળાને હશી ગાળવાનો શોખ રાખનારને તે ઘણી ઉપયોગી થાય એમ છે. આ પુસ્તકની ભાષા શુદ્ધ અને સરળ છે. આ વિભાગમાંના પારસી ગૃહસ્થોએ લખેલાં પુસ્તકોની ભાષાને માટે બોલવાની જરૂર નથી.

**'રમુજે દિલ પસંદ,'** પાદશાહ અને લકવાની વાતોથી ભરપૂર છે. **'હાજર જવાબી પ્રધાનની વારતા,' 'રમુજે દિલઆરામ'** વગેરે ઘણાં પુસ્તકો આ કોટીમાં આવે છે.

કેટલાંક વર્ષ ઉપર સુરતવાળા સ્વ. **મંછારામ ઘહેલાભાઇએ** લોકોમાં ચાલતી ને જાણીતી વાતોને ચતુરાઈથી સાંકળી ને **'મૂરખો'** નામની એક સળંગ વાત બનાવી હતી. આ પુસ્તક પ્રગટ થયું ત્યારે બહુ વંચાયું હતું.

કેટલાંક વર્ષો ઉપર જાણીતા પારસી લખનાર મી. **સી. મર્ઝબાન** તરફથી **'કૌતક સંગ્રહ'** નામે સુંદર સચિત્ર પુસ્તક બહાર પડયું હતું. આ પુસ્તકમાં ચિત્રો પણ હાસ્યજનક છે. મત માગવા ગયેલો ઉમેદવાર ઘરધણીને ખૂશ કરવાને તેની બદસુરતીના નમુના જેવી ગુંચી–છોકરી–ને વાહ શું રૂપાળી ગુચી છે કહી ગીલી ગીલી કરે છે તે જોઈને સુમડા જેવાને પણ હસવું આવ્યા વગર રહે નહિ ! હોડીવાળાએ 'જોજોરે ભાઈ પુલનો

ચાંભલો આવ્યોરે ભાઈ' કહીને કરેલી ચેતવણીને, કાંઈ જોવા જેવું આવ્યું જાણીને જોવાને ડોકું બહાર કાઢનાર ગામડીઆને માથામાં વાગતાં એના મોંમાંથી ઝરેલાં ફુલ દરેક વાંચનારને હસાવ્યા વગર રહે જ નહિ! આ કોટીનાં પુસ્તકોમાં શ્રેષ્ઠ આ પુસ્તકમાંની કેટલીક વાતો વાંચનારને પેટ પકડીને હસાવે એવી છે. કૌતક સંગ્રહના અનુસરણ રૂપ '**કૌતક માળા અને બોધ વચન**' નામે પુસ્તક લિમડીના એક વાણીઆ ગૃહસ્થે પ્રસિદ્ધ કર્યું હતું. પણ વાણીઆ અને પારસીના ટિખળી સ્વભાવમાં જેટલો અંતર હોય એટલો અંતર આ બન્ને પુસ્તકોમાં છે. આર્યસમાજીસ્ટો તરફથી '**સ્વર્ગમાં સબ્જેક્ટસ્ કમિટિ** નામની નાની ચોપડી બહુ રમુજી, અને હિંદુ દેવોનું પાદરીઓ કરે છે એવા ઉપહાસથી ભરેલી છે. કેટલાંક ઇંગ્રેજી વર્તમાન પત્રોમાં રમુજી ટુચકા નિયમિત આપવામાં આવે છે. બહુધા આવા ટુચકાનાં ભાષાન્તરવાળું '**હસાહસ**' નામનું ચોપાનીયું પણ નીકળ્યું હતું.

**હુમર**—પરિહાસના સાહિત્યનો ઉદય મૂળ ગ્રીક ભાષામાં થયો હતો. લેટીન ભાષામાં એ સાહિત્ય વધારે ખિલ્યું હતું. ઇંગ્રેજીમાં **સ્વિફ્ટ**, **સ્ટીલ**, **ગોલ્ડસ્મિથ**, **સર્વેન્ટિસ્**, **થાકરે** અને **ડિકન્સ** વગેરે ઘણા સમર્થ લખનારા એવું સાહિત્ય લખી ગયા છે પરંતુ સર્વોપરી પદ તો **એડીસનનું** જ છે. કોઈ પણ અત્યાચારને, દુરાચારને કે રીતરસમને સુધારવાના હેતુથી તેનું હાસ્યોત્પાદક રીતે વર્ણન કરતાં તેની અસર સચોટ થાય છે. આમ કરવામાં જેનો પરિહાસ કરતા હોઈએ તેની તરફ દયા ભાવના તેમ જ તેને સુધારવાનો ઉચ્ચ આશય મનમાં હોવો જ જોઈએ. માંહોમાંહેના દ્વેષ, વૈર વગેરે લાગણીઓ ભળવાથી એવું સાહિત્ય ઉતરતી પંક્તિનું બને છે, નિરસ થાય છે અને પરિણામે એવું સાહિત્ય જ અપ્રિય થઈ પડે છે. લખનાર પોતાના હૃદયની વૈર આદિ બધી લાગણીઓ કાંઈ બધા વાંચનારના હૃદયમાં ઉત્પન્ન કરી શકતો નથી.

આપણી ભાષામાં પરિહાસના સાહિત્યની ખોટ છે અને એવું સાહિત્ય ઉપજાવવાના હેતુથી '**ભદ્રંભદ્ર**' નામે પુસ્તક લખાયું હતું. પરંતુ તેમાં એ આશય સાંગોપાંગ સચવાયો હોય એમ જણાતું નથી. અમને તો

એ પુસ્તકના બે ભાગ પડી જતા લાગે છે. પ્રથમ ભાગમાં અમુક બાબત સુધી અમને એ સારા હ્યુમરનો–પરિહાસનો નમુનો જણાય છે. પાછળનામાં જાણે હેતુ તેમ જ તે બર લાવવાની રીત બધી ખપી ગઈ હોય એમ એના રસની ક્ષતિ થાય છે. કોઇ પણ અમુક વ્યક્તિનું ઉપહાસ કરવાને એ પુસ્તક લખાયું છે એમ અમે માની શકતા નથી. આવા ગ્રંથોમાં સહજ બને છે તેમ અમુક ભાગ વખતે અમુક વ્યક્તિને લાગુ પડી જાય છે અને એ વ્યક્તિ પોતાની ક્ષતિ પોતાને માલમ હોવાથી આ મારે માટે લખ્યું–કહ્યું વગેરે માની લે એ સ્વાભાવિક છે. પરિહાસના ગ્રંથોમાં અતિશયોક્તિ જરૂરની છે, અને આ પુસ્તકમાં જરૂર કરતાં પણ વધારે અતિશયોક્તિ છે. આવી અતિશયોક્તિને લીધે એ પુસ્તક કોઈ પણ એક વ્યક્તિને લાગુ પડતું જણાતું નથી. સ્વ. મણિલાલે પણ એક વખત લખ્યું હતું કે 'એ પુસ્તક કોઈને પણ લાગુ ન પડે અને તેથી કશી અસર ન કરે, એવું લગભગ થઈ રહ્યું છે.' છતાં આ પુસ્તક પ્રગટ થયું ત્યારે વિવેક વીસરાવનારો ખળભળાટ થઈ રહ્યો હતો.'

ખરાં મર્મવાળાં હાસ્યરસનો આ સાઠીમાં થયેલા સાહિત્યમાં અભાવ છે. પ્રેમાનંદના મામેરામાં છે તેવો મર્માળો હાસ્યરસ બીજે ક્યાંઈએ જડતો નથી. કવીશ્વર દલપતરામના 'વેનચરિત્ર' માં કેટલીક જગાએ આવા રસની ઝાંખી થાય છે. જો કે એ પ્રેમાનંદ જેવો શુદ્ધ અને સચોટ નથી પણ આનંદજનક છે. દીલગીરી છે કે કોઈ પણ લખનારે એનું અનુસરણ કર્યું નથી. જનસ્વભાવનું બહોળું જ્ઞાન, લોકનાં અંતરની અને તેના અન્ય વ્યાપારોની ખરી પરીક્ષા અને તેની સાથે પોતાને લાગે તેવું બરાબર ચિત્ર આલેખવાની શક્તિ એ બધું હોય તો જ આવો હાસ્યરસ ઉત્પન્ન કરી શકાય. 'જ્ઞાન સાથે અજ્ઞાન, મહાન સાથે ક્ષુદ્ર, હર્ષ સાથે શોક, ગાંભીર્ય સાથે લઘુતા, વગેરેનાં મિશ્રણોની વિષમતાથી હૃદયને મુદિત કરવાનાં સ્થાનો–પ્રસંગો જાણવાની શક્તિ એમાં રહેલી છે. એવા ઉંચા હાસ્યરસને અભાવે જ અશ્લીલ કલ્પનાઓ, અનીતિમય વાર્તાઓ, રૂપકો અને મશ્કરીઓ પ્રવર્તે છે.' અશ્લીલતાનું ઉદાહરણ કવિ રણછોડલાલ ગલુરામની 'કાવ્ય સુધા' ના એક કાવ્યમાં સ્થાયી થઈને રહ્યું છે. આ હાસ્યરસ તરફ ગુજરાતી સાહિત્યમાં વલણ નથી તે ઉત્પન્ન થવાની ઘણી જરૂર છે.

# પ્રકરણ ૫.

## ઇતિહાસ અને ભૂગોળ.

### (૧) જન્મચરિત્ર અને વંશાવળી.

મહાન પુરૂષોનાં ચરિત્ર લખવાં જ જોઈએ. એવા પુરૂષો ઘડીએ ઘડીએ જોવામાં આવતા નથી. તેઓ પુરૂષત્વના નમુના છે અને કુદરત એવા નમુના પ્રસંગે પ્રસંગે જ માણસોને અનુસરણ કરવા સારૂ તેમની આગળ મુકે છે. તેઓનાં મહત્ કૃત્યો અને ઉચ્ચ મનોભાવ જાણ્યાથી માણસ પોતાનાં ઉચ્ચ કર્તવ્ય સમજે છે. આપણા દેશમાં જન્મચરિત્ર લખવાની રીત ન હોવાથી આપણને ઘણું નુકસાન થાય છે. લોકોને સારા નમુના માલમ પડતા નથી અને તેથી પોતાની ક્ષુદ્ર બુદ્ધિને અનુસરી ક્ષુદ્ર ગતિ જ કર્યા જાય છે. જ્યારે મહત્ કર્મનાં દૃષ્ટાંત આપવાં હોય છે ત્યારે આપણને ઘણી વાર પેલે છેડેના ઠેઠ યુરોપખંડમાં તે ખોળવા જવું પડે છે. કેમકે આપણા દેશના જોઈએ તેવાં ઐતિહાસિક ઉદાહરણો મળતાં નથી. અને મુખ્ય કારણ તો એ છે કે આપણામાં વાસ્તવિક ચરિત્રો લખવાનો ધારો નથી; અને તેથી મહાપુરૂષો હોય છે ત્યાં સુધી તેના દાખલાનો લાભ મળે છે અને પછીથી તે જન્મ્યા જ નહોય તે પ્રમાણે તે મળતો બંધ પડે છે. અથવા કોઈ વખતે મહત્કર્મો આપણી પતીત પ્રજાને પોતાની શક્તિ બહારજ એટલે દરજ્જે લાગે છે કે તેને અલૌકિક ગણે છે; અલૌકિક ગણતાં તેમાં અદ્ભુત કથાઓ ઉમેરે છે; અને એ પ્રમાણે તેને સંપૂર્ણ અદ્ભુત રૂપ આપી પૂજવા મંડે છે. પણ તેઓ નકલ કરવા જોગ પુરૂષો થઈ ગયા છે એ વાત તો તેમની કલ્પનાથી પણ દૂર રહે છે. આપણા દેશની કરૂણામય સ્થિતિનું આ પણ એક કારણ છે, અને તેથી મહા પુરૂષોનાં મહત્કૃત્યો મનુષ્યભાવે વર્ણવવાની એટલે સ્વાભાવિક જીવનચરિત્રો લખાવાની હાલને સમયે બહુ જ જરૂર છે.

આ પ્રમાણે કોઈ પણ પ્રજાની ઉન્નતિ થવામાં આ વિષયનું સાહિત્ય એક જરૂરનું અંગ છે; તેથી ભાષામાં આવું સાહિત્ય ખેડાવું જ જોઈએ. ઈતિહાસપર અભિરૂચી અને વિવેચક બુદ્ધિ હોય તો જ—ખરી યોગ્યતાવાળું,

એ નામને યોગ્ય, જીવનચરિત્ર લખાય છે. ટુંકામાં જીવનચરિત્ર લખનારમાં શોધ, સત્ય, વિવેક અને વર્ણનશક્તિ એ ચાર ગુણ અવશ્ય જોઈએ છીએ. તેમાં જે વ્યક્તિનું જીવનચરિત્ર લખતા હોઈએ તેના જીવનથી મોહિત થયા હોઈએ અને તેના જીવનનો પૂર્ણ અભ્યાસ હોય તો જીવન-ચરિત્ર ઉત્તમ લખાય છે. અમુક જીવનપર મોહ પામી માણસના મનમાં એ વ્યક્તિને માટે સ્નેહ, મમતા અગર પૂજ્ય ભાવ ઉત્પન્ન થાય છે. આવી અસર થયેલા માણસ જો પોતાની ઇષ્ટ વ્યક્તિનું ચરિત્ર લખે તો તે સર્વશઃ ઉત્તમ થાય છે. આપણી ભાષામાં પરભાષામાંથી જીવનચરિત્રોનાં ભાષાન્તર ઘણાં થયાં છે. પારસી ગૃહસ્થોએ અસલના જમાનાના વખણાયલા ઇરાની નરોનાં જન્મચરિત્રો લખ્યાં છે તેમ જ ભાષાન્તરો કર્યાં છે. ઇંગ્રેજી જન્મચરિત્રો ઉપરથી પણ ઘણાં ભાષાંતર થયાં છે. આમાં મોટી સંખ્યા ઇનામો આપીને લખાયલાંની જ છે. ઇનામની જ ઇચ્છાથી લખેલા ગ્રંથોમાં બહુધા ગ્રંથકારત્વ હોતું નથી. **ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી** ઇનામ આપી ઘણા જન્મચરિત્રના ગ્રંથો લખાવે છે. સોસાઈટીનો પ્રયાસ બેશક સ્તુતિપાત્ર છે. પરંતુ જ્યાં સુધી ગ્રંથકાર પોતાની અંતર્વૃત્તિથી ગ્રંથ લખતો નથી ત્યાં સુધી તે શુષ્ક જ રહે છે. તેમ જ જ્યાં સુધી ભાષામાં માત્ર પૂજ્યભાવથી અથવા બીજી લાગણીથી પ્રેરાઈને જન્મચરિત્ર લખાયાં નથી ત્યાં સુધી આ જાતના સાહિત્યનો શોખ ઉત્પન્ન થયો છે એમ કહેવાય નહિ.

પારસી ગ્રંથકારોએ ફીરદોસી, અરદેસર કોટવાળ, સર જમશેદજી, દા. બહાદૂરજી વગેરેનાં જન્મચરિત્રો લખ્યાં છે. અંગ્રેજીમાંથી લખાયલાંમાં રૂલર્સ ઓફ ઇન્ડિયા સિરિઝ'નાં 'ટિપુ સુલતાન,' 'બેન્ટિક,' 'લોરેન્સ,' 'અકબર,' 'રણજીતસિંહ,' 'ઔરંગજેબ,' 'માધવરાવ સિંધીયા,' 'કેનીંગ,' 'મેયો,' અને 'હેસ્ટીંગ્સ' વગેરેનાં ભાષાન્તર થયાં છે.

'રૂલર્સ ઓફ ઇંડિયા સીરીઝ' નાં ભાષાન્તર 'ગુજરાતી પ્રેસ' અને ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી એમ બે જૂદી જૂદી સંસ્થાઓએ લખાવ્યાં છે. શીખ લોકોના ઇતિહાસનું મનન કરીને, ગુરૂમુખી ભાષા શિખીને, શીખ

લોકોનો ગ્રંથ 'ગ્રંથ સાહેબ' વાંચીને અને શીખ અમલદારોની જોડે શંકાઓ અને શીખ દંતકથા વગેરેનો તપાસ કરીને લખાયલું—ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીએ લખાવેલું 'રણજીતસિંહ' નું ભાષાન્તર એજ પુસ્તકના ગુજરાતી પ્રેસના બીજા ભાષાન્તરની સ્પર્ધા છતાં પ્રજામાં વધારે પોશાયું છે, અને ઘણાં વર્ષ ઉપર એની બીજી આવૃત્તિ થઈ ગઈ છે. રા. મણિલાલનો 'લોરેન્સ' વાંચવા લાયક ગ્રંથ છે. આ ગ્રંથાવળીનાં થયેલાં ભાષાન્તરોમાં કેટલાંક મૂળ લખનાર જોડે તદ્દેકવૃત્તિથી લખાએલાં અને કેટલાંક તો તરજુમા જ છે.

**'કોલંબસનો વૃત્તાંત'** સન ૧૮૫૨ માં પ્રગટ થયેલો વાંચવા લાયક સરળ ગ્રંથ છે. એવું જ બીજું ચરિત્ર ધર્મવીર **'રાજા રામમોહનરાય'** નું છે. **'ફ્રેંકલિન, ગેરિબૉલ્ડીનાં** બોધક જીવનચરિત્રો પણ ગુજરાતીમાં ઉતર્યાં છે. **મહાવીર સ્વામી, શંકરાચાર્ય, જરથોસ્ત** વગેરેનાં જન્મચરિત્રો પણ પ્રગટ થયાં છે.

આજ કોટીમાં અમદાવાદની સ્મોલકોઝ કોર્ટના જજ્જ **સ્વ. રા. બા. લલ્લુભાઇ પ્રાણવલ્લભદાસનું 'શ્રીમદ્ વલ્લભાચાર્યનું ચરિત્ર'** સારી રીતે લખાયલું પુસ્તક છે. આ ગ્રંથમાં લખનારના હૃદયનો ભક્તિરસ સરળ, રૂઢ અને રસિક ભાષામાં વાક્યે વાક્યે રેલાતો નજરે પડે છે.

જન્મચરિત્રની કોટીમાં મુકાય એવાં બીજાં બે પુસ્તકો ગુજરાતી ભાષામાં સન ૧૮૬૯ માં બહાર પડ્યાં હતાં. **રા. બાપાલાલ** અને **પંડિત ડાહ્યાભાઇ ઘેલાભાઇ** એમનાં **'કવિચરિત્ર'** માં જૂના કવિયોનાં જીવનનો મળી શકે એવો અહેવાલ અને તેમને માટે લોકોમાં વપરાતી કિંવદન્તિ આપેલી છે. રા. ડાહ્યાભાઇનું પુસ્તક વધારે સુંદર છે.

**સ્વ. મહીપતરામે** ગુજરાતી ભાષાના ભંડોળમાં જન્મચરિત્રનાં બે પુસ્તકોનો વધારો કર્યો છે. એમના જ બોલમાં **'ઉત્તમ કપોળ કરશનદાસ મૂળજીનું ચરિત્ર'** એમણે પ્રગટ કર્યું હતું. સ્વ. નવલરામ કહે છે તેમ 'એ ગ્રંથનો વિષય, વાણી, અને વિવેક એ ત્રણે વિવેચકના ચિત્તને આકર્ષણ કરે એવાં છે.' એ ગ્રંથ પ્રગટ થયાં પહેલાં ગુજરાતીમાં સારો કે નઠારો ચરિત્ર-નિરૂપણનો એકે ગ્રંથ ન હતો. કરશનદાસ જેવા સુધારાવાળાનું જન્મચરિત્ર

મહીપતરામજીને હાથે જ લખાવું જોઈએ. પોતાની જાતમાં એ વિષયની મસ્તી હોય નહિ તો તેનાથી એ વિષય સારો લખાતો નથી. ભાષા શુદ્ધ, સરળ અને રસભરી છે. એક સુધારાના આવેશની નિર્મળ અને વિવેક-યુક્ત ધારા આખા પુસ્તકમાં અખંડ ચાલી જાય છે; અને પ્રસંગોપાત 'સાસુ વહુની લડાઇ'ના લખનારનો હાસ્યરસ મર્યાદામાં રહીને ઠીક રમુજ આપે છે. જુસ્સાની તાણમાં તણાઈ જઈ કોઈ જગાએ સત્ય કે નિષ્પક્ષપાતપણાનો ભંગ થવા દીધો નથી; પોતાના વિચાર જૂદા હોય ત્યાં તે બતાવતાં આંચકો ખાધો નથી, પણ તે ખરી નમ્રતાની સાથે દર્શાવ્યા છે. આ ગ્રંથમાં વિવેક અને ક્ષમા બહુ વાપરી છે. સત્ય, ક્ષમા અને પરમાર્થ ઉપર દૃષ્ટિ રાખીને મહીપતરામે લખેલો આ ગ્રંથ સુબોધકારક અને દેશ કલ્યાણની ગતિ ઉત્પન્ન કરનારો નિવડ્યો છે.

એ જ વિદ્વાને જન્મચરિત્રનો બીજો ગ્રંથ **'મહેતાજી દુર્ગારામ મંછારામનું ચરિત્ર'** એ નામે લખ્યો છે. ગુજરાતના આ આનોલ્ડ એક મહાન પુરૂષ હતા. એમનું નામ ગુજરાતના આ છેડાથી પેલા છેડા સુધી વિખ્યાત છે. હજુ પણ એકલો '**મ્હેતાજી**' શબ્દ કહેતાં દુર્ગારામની જ પ્રતિતી થાય છે. એમણે પોતાની કીર્ત્તિ અધિકાર, પૈસો કે કુળને બળે નહિ પણ પોતાની બુદ્ધિ, ખંત ને હિંમતને બળે જ મેળવી હતી. એઓ હતા તો ઘણા કાળ સુધી સુરતમાં માત્ર ગુજરાતી નિશાળના મહેતાજી પણ તેમને ઘણું જ માન મળતું. એમણે ગુજરાતમાં પહેલવહેલો સુધારાનો પોકાર ઉઠાવ્યો હતો. એમના બોધથી બધો દેશ ખળભળી ઉઠ્યો હતો. એમના નામથી જ વહેમ અને જુલમ થથરી જતા હતા. એક તરફ એઓ પોતે અને બીજી તરફ નાનાં મોટાં સઘળાં છતાં મહેતાજી નિડરપણે સુધારાની વાતો કરતા અને લોકોને અરૂચીકર હોવા છતાં એકાગ્ર ચિત્તથી સાંભળતા અને એમના ખરાપણાને માન આપતા. મહેતાજીને સુધારાની લહેર રૂંએ રૂંએ વ્યાપી રહી હતી. એનું પરિણામ એટલું થતું કે વખતે પાત્રનો વિચાર કર્યા વિનાજ જે મળે તેને બોધ કરવા મંડી જતા.* કત્તલની રાત્રે હજારો મુસલમાનોને છાતી

* કાઠીઆવાડમાં મુસાફરી કરતાં પોતાને રાત્રે મળેલા મિયાણા લૂંટારાઓને મહેતાજીએ ચોરી કરવાના પાપને માટે બોધ કર્યો હતો! પણ અસંસ્કારી

ફૂટતા જોઈ દયા આણી બોધ કરવા જવાનુંજ મહેતાજીને મન થયું હતું, અને હોડીમાં બેઠાં બેઠાં એક ઘરડી ડોશીને જાતિભેદ તોડવાનો બોધ કરીને ખુબ ભડકાવી હતી. જાદુગરોની જોડેની એમની ઝુંબેસની વાત અમે અહિં લંબાણ થવાના ભયને લીધે કહી શકતા નથી. આ રમુજી હેવાલ જાણવાને એમનું જન્મ ચરિત્ર વાંચવાની સૂચના કરીએ છીએ. આવા મહાન નરનું ઘણુંજ મનોરંજક અને સુબોધકારી જીવનચરિત્ર લખીને સ્વ. મહીપતરામે ગુજરાતી પ્રજા ઉપર ઉપકાર જ કર્યો છે. સ્વ. નવલરામના જ બોલમાં અમે કહી શું કે 'સુધારા અથવા દેશ કલ્યાણને સારૂ જેઓ કાંઈ પણ કાળજી રાખતા હોય, જેને ધર્મની બાબતમાં સત્ય મેળવવાની ઈચ્છા હોય, જેને અધ્યાત્મ વિષયોમાં કાંઈ પણ રસ લાગતો હોય તે સઘળાને અમે આ પુસ્તક પોતાની પાસે હમેશાં રાખવાની ભલામણ કરીએ છઈએ. એ પુસ્તક ઉંડા સદ્વિચારોનો ભંડાર છે.'

દેશને અજ્ઞાનના અંધારામાંથી કાઢવાનો સબળ અને મહા પ્રયત્ન કરનાર મહાત્મા સદુપદેશક અને સત્ય સ્વરૂપ સ્વ. ભોળાનાથ સારાભાઈના મનોરંજક અને સર્વથા અનુસરણ કરવા યોગ્ય જીવનને દરેક અંગમાં વિવેક અને સત્યથી રસભરી રીતે વર્ણવીને ભાઈ શ્રી કૃષ્ણરાવ દીવેટીઆએ પોતાની માતૃભાષાની આ વિષયની સંપત્તિમાં આદરણીય ઉમેરો કર્યો છે.

સુજ્ઞ ગોકળજી ઝાલાનું સ્વ. મનઃસુખરામનું લખેલું જન્મ ચરિત્ર પણ મનન કરવા યોગ્ય ગ્રંથ છે. **સ્વ. ભગવાનલાલે** સ્વ. રા. બા. રણછોડલાલ છોટાલાલ સી. આઈ. ઈ નું જન્મ ચરિત્ર પણ લખ્યું છે.

રા. માનકરના ઈંગ્રેજી પુસ્તકને આધારે લખાયલું **રા. સૂર્યરામના** 'ન્યાયમૂર્તિ રાનડેનું જીવનચરિત્ર' નામના પુસ્તકની નોંધ લેતાં અમને આનંદ થાય છે. એ પુસ્તકનો વિષય મહર્ષિ માધવ ગોવિંદ રાનડે, ભાષા સરળ અને શુદ્ધ અને નિરૂપણ રસિક છે.

---

લુંટારા ઉપર કાંઈ અસર થઈ નહિ અને 'છડ્ડ ધી......' કરી તેમનાં સઘળાં લુગડાં ધરાધરી ઉતારી. તેમને ઝાડની જોડે બાંધી જતા રહ્યા! આખી રાત એવી હાલતમાં ગાળી. સવારે મુસાફરોએ લુગડાં આપી, ઝાડેથી છોડી સન્માન કરીને કોટ આણ્યા હતા!

## (૨) ઇતિહાસ.

દરેક પ્રજાની ઉન્નતિને સારૂ તે પ્રજામાં ઈતિહાસના સાહિત્યની અગત્ય છે. દુનિયામાં મોટી મોટી પ્રજાઓ કેઈ હતી, તેમનો ઉદય કેવી રીતે થયો અને ચઢતીની ટોચે પહોંચ્યા પછી તેમની પડતી કેવી રીતે અને શાશા કારણોને લઈને થઈ વગેરે જ્ઞાન દરેક પ્રજાને અને તેથી વ્યક્તિમાત્રને હોવું જ જોઈએ. હતભાગ્યે આપણા લોકોમાં ઈતિહાસના ખરા સાહિત્યનો જન્મજ થયો નથી એ ખરેખર શોચનીય છે.

સાઠીની શરૂવાતના પ્રવૃત્તિના પ્રારંભમાં બીજી બાબતોની પેઠે આ સાહિત્ય તરફ પણ લક્ષ દોરાયું દેખાય છે. સૌથી પ્રથમ સન ૧૮૪૮ માં હિંદ રાજસ્થાન નામથી બ્રિટિશ હિંદુસ્થાનનો ઈતિહાસ પ્રગટ થયા પછી સન ૧૮૫૨ માં બાળગંગાધર શાસ્ત્રી–જેમના હાથથી શરૂવાતમાં કેળવણીનાં ઘણાંખરાં પુસ્તકો લખાયાં હતાં–એમણે લખેલા ગ્રંથનું 'હિંદુસ્થાનનો ઈતિહાસ' એ નામે **સ્વ. રણછોડદાસ ગીરધરભાઇએ** ભાષાન્તર કર્યું હતું. આ પુસ્તક પણ બ્રિટિશ હિંદુસ્તાનનોજ ઈતિહાસ આપે છે. સન ૧૮૬૨ માં **સ્વ. વિશ્વનાથ નારાયણ મંડળીકે** એલ્ફીન્સ્ટનના લખેલા ઈતિહાસમાંથી હિંદુ અને મુસલમાની સમયનું ભાષાન્તર કર્યું હતું. ઈ. સ. ૧૮૭૧ માં નિશાળોમાં ચલાવવા સારૂ મોરીસના ઈતિહાસનું ભાષાન્તર કેળવણીખાતા તરફથી **સ્વ. છોટાલાલ સેવકરામે** કર્યું હતું. આ પુસ્તક પણ માત્ર બ્રિટિશ હિંદુસ્થાનનાજ ઈતિહાસનું હતું. એના મુખપૃષ્ઠ ઉપર મુકેલા સૂત્ર 'Try us by our own actions' થી જ આખા ઈતિહાસનો સાર સમજાઈ જાય છે; છતાં રસભરી ભાષા અને છટાદાર વર્ણનો વડે આ ઈતિહાસ મનોરંજક લાગે છે. સન ૧૮૭૫ સુધીમાં એની ચાર આવૃત્તિઓ થઈ ગઈ હતી અને તે નિશાળો–બ્રાંચસ્કુલોમાં શિખવાતો હતો. ઇંગ્રેજીમાં લેથબ્રીજનો હિંદુસ્થાનનો ઈતિહાસ લખાયો અને એનો અનુવાદ કેળવણી ખાતા સારૂ **સ્વ. મહીપતરામે** કર્યો ત્યારથી મોરીસનો ઇતિહાસ શિખવાતો બંધ થઈને આ 'ભરતખંડનો ઈતિહાસ' શિખવાવા લાગ્યો. સન ૧૮૮૦ માં આ ઈતિહાસની બીજી આવૃત્તિ

અને ત્યારબાદ એની ઘણી આવૃત્તિઓ થઈ છે. છેવટે સર. ડબલ્યુ. ડબલ્યુ. હંટરે પોતાનો ઈતિહાસ બહાર પાડ્યો. આ ગ્રંથનું ગુજરાતી ભાષાન્તર **સી. વિહટવર્થ્ આઇ. સી. એસ.** એમણે કર્યું છે અને સરકારી નિશાળોમાં શિખવાય છે. પ્રથા જ એવી પડી હતી કે દરેક ઈતિહાસ લખનારા પોતાના પુસ્તકનો આરંભ સિંધ ઉપર મહમદ કાસિમે કરેલી સ્વારીથી કરે. આ બાબત **સર ડબલ્યુ. ડબલ્યુ. હંટર** પોતાના ગ્રંથની પ્રસ્તાવનામાં ટીકા કરે છે. મહમદ કાસિમની સ્વારીથી મુસલમાનોની સ્વારીઓનો આરંભ થયો; એક પછી એક મુસલમાન વિજેતા દેશપર ચઢી આવ્યા; કેટલાક વંટોળીઆની માફક આવી લૂંટફાટ કરીને આવ્યા એમજ પાછા ગયા; કેટલાકે અહીં રાજ્યની સ્થાપના કરી; એક પછી એક નવા મુસલમાની વંશોએ અહીં રાજ્ય કર્યું; છેવટે ઇશ્વિરકૃપાથી બ્રિટિશ સલ્તનતની સ્થાપના થઈ ને દેશ થાળે પડ્યો. આ પ્રમાણે શરૂવાતથી જ પોતાના દેશની પરતંત્રતા અને વિદેશીઓનાં ત્રાસદાયક કૃત્યો શિખતો આવેલો મનુષ્ય સ્વતંત્ર વિચારનો ક્યાંથી હોય? પોતાની જન્મભૂમિનું ગૌરવ જ જોયું–જાણ્યું જ ન હોય તો તેના ઉપર પ્રીતિ શી રીતે ઉત્પન્ન થાય? માત્ર ભૂતકાળના મુસલમાની રાજવંશો–જેમાં કેટલાક મોટા જુલમગાર રાજાઓ થઇ ગયા છે, તેની કારકીર્દી જાણવી અને સાલવારી ગોખવી એને ઈતિહાસનું શિક્ષણ જ ન કહેવાય. હિંદની પ્રજા શી રીતે થએલી છે, તેની પ્રાચીન મહત્તા કેવી હતી, તેઓમાં પ્રાચીન કાળમાં વિદ્યા, કળા કૌશલ્ય કેવું હતું વગેરે બાબતો છોકરાંઓએ જાણવી જોઇએ. આથી પોતે જે પ્રજાનો એક અંશ છે, તેનું ગૌરવ તે જાણે, પ્રાચીન ગૌરવ જાણીને પોતે મહત્વાકાંક્ષી થાય. પોતાના ઈતિહાસમાં એઓ સાહેબ છેક મૂળ આર્યસ્થાનમાંથી નીકળ્યા ત્યારથી મળી આવતી હકીકત આપે છે. આર્ય લોકોની નિતિ, વિદ્યા, કળા કૌશલ્ય, ધર્મ સાહિત્ય, અને જ્ઞાન સઘળાનું ટુંકામાં સારૂં દિગ્દર્શન કરાવે છે. પોતાના ગ્રંથનું નામ જ એમણે '**હિંદના લોકોનો ઇતિહાસ**' એવું રાખ્યું છે. બીજા પણ ઈતિહાસના ગ્રંથો બહાર પડ્યા છે જેમાં રા. વિઠ્ઠલદાસ ધનજીનો ઈતિહાસ ઘણાં પુસ્તકોનું દોહનરૂપ છે. બાકી દુર્ભાગ્યે આ

સમય દરમ્યાન ઈતિહાસનાં ટાંચણ, સાલવારી, સાર, સંક્ષેપ, કવિતારૂપ ઈતિહાસ એવી નમાલી ચોપડીઓ તો ઘણી નીકળી છે.

ગુજરાતના ઈતિહાસ, સૌરાષ્ટ્રનો ઇતિહાસ, અમદાવાદના મુસલમાન પાદશાહોનો ઇતિહાસ વગેરે પુસ્તકો પણ થયાં છે. **સ્વ. એદલજી ડોસાભાઇ**ના ઈતિહાસનાં વખાણ મી. ફ્રેઝર્સે ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીના પોતાના રીપોર્ટમાં કર્યાનું આગળ કહી ગયા છીએ.

ઇંગ્લાંડના ઈતિહાસનાં બે-ત્રણ પુસ્તકો ભાષામાં ઉતર્યા છે. એક પારસી ગૃહસ્થે છેક સન. ૧૮૩૯ માં તેમ જ **સ્વ. મોહનલાલ રણછોડદાસે** ડેવીસના ઇંગ્લંડના ઈતિહાસનાં ભાષાંતર કર્યા છે. **સ્વ. મહીપતરામે** સ્મીથના ઈતિહાસની છાયારૂપ ઇંગ્લંડના ઈતિહાસનું મોટું પુસ્તક લખ્યું છે. **સ્વ. નવલરામે** ગ્રીનના ઇંગ્રેજ લોકના ઈતિહાસનું અવલંબન લઈ તેમ જ બીજા ઘણા ઈતિહાસના ગ્રંથોને આધારે પોતાનો **'અંગ્રેજ લોકનો સંક્ષિપ્ત ઇતિહાસ'** લખ્યો છે. આ પુસ્તક કકડે કકડે શાળાપત્રમાં છપાયું છે. એની બાની ઘણી જ રસભરી અને મોહક છે. વિષયની ચર્ચા એવી મનોરંજક રીતીયે કરી છે કે પૂરી વાંચવાની આપણને લેહ જ લાગે. પોતાના વ્યવસાયને લીધે આ ગ્રંથ ત્વરાથી લખાતો નહોતો. મહિનાના મહિનાને આંતરે શાળાપત્રમાં દેખા દેતો. અમને સ્મરણ છે કે એક વખત કોલેજની ટપાલ જોતાં એક નનામું પોસ્ટકાર્ડ અમને મળ્યું હતું. એમાં લખનારે સ્વ. નવલરામની વિનતિ કરી હતી કે એમણે એ ઈતિહાસ જલદી પૂરો કરવો કે વખતે એમને રાજકદૈવક થાય તો ગ્રંથ અધુરો ન રહે. એમનું મન ન દુઃખાય માટે આ કાર્ડ આપવું કે નહિ એવો લોવિલંબ કરીને આખરે કાંઈક વાત છેડીને અમે એમને આપ્યો હતો. વાંચીને એ મહાનુભાવે કહ્યું હતું કે ખરી વાત છે, મારાથી એ ઈતિહાસપર લક્ષ અપાયું નથી, પણ હવે જલ્દી પૂરો કરીશ. દૈવઇચ્છા બળવાન છે. થોડા માસ પછી એમને અસાધ્ય મંદવાડ આવ્યો અને એમણે પરલોકગમન કર્યું, અને ગુજરાતીમાં એક અપૂર્વ ગ્રંથ પૂર્ણ થતો રહી ગયો.

રોમના રાજ્યનો ઈતિહાસ એવું નાનું પુસ્તક **સ્વ. છોટાલાલ**

**સેવકરામે** પ્રગટ કર્યું હતું. સ્વ. **મહીપતરામે** 'જગતનો સંક્ષિપ્ત ઈતિહાસ' લખ્યો છે.

સ્વ. **કવિ નર્મદે** પોતાની રસિક બાનીમાં 'રાજ્યરંગ' નામે સુંદર પુસ્તક લખ્યું છે.

દેશી રાજ્યમાં ગોંડળ, જૂનાગઢ વગેરેના ઇતિહાસ લખાયા છે. લખતરનો ઈતિહાસ ત્યાંના ચંચળ કારભારી રા. **મગનલાલ ત્રીભુવનદાસ** વકીલે લખ્યો છે. શરૂવાતમાં ૧૮૫૧ ની સાલમાં સ્વ. **મગનલાલ વખતચંદે** અમદાવાદનો ઈતિહાસ લખ્યો હતો. સૌરાષ્ટ્રના ઈતિહાસના કર્ત્તા રા. **ભગવાનલાલ સંપતરામે** 'વાઘેર લોકોનો ઈતિહાસ અને બંડ' સંબંધી નાનું પુસ્તક બનાવ્યું હતું.

સ્વ. **કિન્લોક ફોર્બ્સે** ગુજરાતના ઈતિહાસનું વસ્તુ લઈને પોતાની 'રાસમાળા' રચી હતી. એ ઇંગ્રેજી ગ્રંથનું ગુજરાતી ભાષાંતર ફોર્બ્સ ગુજરાતી સભાએ **રા. રણછોડભાઇ ઉદયરામ** પાસે કરાવ્યું છે. એમણે ભાષાંતર-માં પુષ્કળ સૂચના અને સુધારા ઉમેર્યા છે. રસિક, સરલ અને પ્રસાદવાળી શૈલી, તેમ જ ઉત્તમ વસ્તુને લીધે **'રાસમાળા'** ગુજરાતીમાં એક સમર્થ અને ઉપયોગી ગ્રંથની પદ્વી ભોગવે છે. રાસમાળા જેવા પ્રસિદ્ધ ગ્રંથને માટે વધારે કહેવું જરૂરનું નથી. 'સમ ફાર્બસ સાહેબ વિના, નવ ઉધરત ગુજરાત' એ ઉક્તિ ઓછી નથી.

પૃથુરાજ રાસાને આધારે 'પૃથુરાજ ચોહાણ' નામનાં બે પુસ્તકો અસ્તિત્વમાં આવ્યાં છે.

પારસી ગ્રંથકારોએ 'પુરાતન પારસીઓની તવારીખ,' 'રૂસ્તમખાનું,' 'તારીખીશાહાનઈ ઇરાન,' તવારીખ ઇહિખામનીયાં,' 'તવારીખ ઇકિદમ ઇરાન,' અને તવારીખ ઇસાસાનીયાં, નામે ગ્રંથો લખ્યા છે. 'ફ્રાન્સ અને જર્મની' તેમ જ 'તર્કી અને રૂશીયા'ના વિગ્રહનાં સચિત્ર દળદાર પુસ્તકો પારસી ગ્રંથકારે બહાર પાડ્યાં છે.

છેવટે એમ જણાય છે કે આ વિષયપર સારા ગ્રંથોની ખોટ હજુ પુરાઈ નથી અને કોઇ વિદ્વાન સમર્થ પુસ્તક લખીને ભાષાની સમૃદ્ધિમાં વૃદ્ધિ વધારો કરે એવી આશા ફળીભૂત થાઓ.

(૩) નાતોની હકીકત:—

ગૂજરાતની જૂદી જૂદી નાતોના મુખ્ય રિવાજો વગેરેનું પુસ્તક **મી. બોરેડેઇલ**—અમદાવાદના માજી કલેકટરના પિતા, અને જેઓ પોતે પણ અમદાવાદના કલેક્ટર હતા, તેમણે લખ્યું હતું. તે સિવાય 'ઉદિચ્ય પ્રકાશ,' 'ટોળકનિબંધ,' 'ટોળકીઆ ઉદિચ્યની સ્થિતિ,' 'ઝાલાવાડના દશા અને વીશાશ્રીમાળી વાણીઆના નિયમો' અને 'રૈકવપુરાણનો સાર' એવાં એવાં પુસ્તકો આ સાદીમાં પ્રગટ થયાં છે. નાગરોના 'નગરખંડ'નાં ભાષાન્તરનો આરંભ થયો છે. સુરતની કોઈ સન્નારીએ પોતાની વડનગરા નાગરની નાતના રીતરીવાજ સંબંધી પુસ્તક લખ્યું છે. **સૌ. બાળાબ્હેને** અમદાવાદના નાગરમાં લગ્ન, જનોઈ, સીમંત વગેરે પ્રસંગે ચાલતા રીવાજો સંબંધી એક પ્રકરણ પોતાની પ્રસિદ્ધ 'ગીતાવળી'માં ઉમેર્યું છે. કોઈ પારસી ગૃહસ્થે આફ્રીકાના શીઆપોસ કાફીર લોકોનો ઇતિહાસ, રીતરીવાજ અને ધર્મ વિશેનું નાનું પુસ્તક લખ્યું છે.

(૪) ભૂગોળ-સ્થળ વર્ણન:—

ઈ. સ. ૧૮૩૩ માં મુંબઈની નેટીવ એજ્યુકેશન સોસાઈટી સારૂ 'ભૂગોળ અને ખગોળ' નામની ચોપડી લખાઈ હતી. ત્યારપછી 'ભૂગોળનું વર્ણન' નામનું પુસ્તક ગુજરાતી ટ્રાન્સ્લેટર તરફથી પ્રગટ થયું હતું. તેમ જ 'ગાયકવાડી ઇલાકાની ભૂગોળ,' 'કચ્છની ભૂગોળ,' 'રેવાખંડની ભૂગોળ,' 'પંચમહાલની ભૂગોળ,' 'સુરત જીલ્લાની', 'ભરૂચ જીલ્લા'ની એવી એવી ચોપડીઓ પ્રગટ થઈ હતી. છોકરાંઓને પોપટ બનાવવા સારૂ સવાલ જવાબના રૂપમાં પણ કેટલીક ભૂગોળની ચોપડીઓ કમનસીબે પ્રગટ થઈ હતી. સરકારી કેળવણી ખાતા તરફથી થએલી ચોપડીઓ સારૂ અમે બીજે સ્થળે કહી ગયા છીએ. સન ૧૮૫૭ માં '**ભૂગોળનો ઉપયોગ**' એ નામે નાનું ઉપયોગી પુસ્તક **રા. સા. હરિલાલ મોહનલાલે** બહાર પાડ્યું હતું. સ્થળ વર્ણનનાં પુસ્તકોમાં 'ગીરનાર મહાત્મ્ય,' 'મહાબળેશ્વર,' 'થાન'ની હકીકત જણાવતું 'કંડોળ પુરાણ' અને 'રાણપુરની મુખ્તેસર હકીકત' એવી એવી ચોપડીઓ આ સાદીમાં થઈ છે.

(૫) પ્રવાસ-ભોમીયા-પંચાંગ:—

સામળભટની ઘણી વારતાઓમાં તો આપણે વાંચીએ છીએ કે ફલાણા શેઠનો દિકરો વેપાર અર્થે દેશાવર ગયો. માલથી ભરેલાં વહાણની હારો—દરિયાની મુસાફરી—પરદેશમાં મળતો લાભ—નવો માલ ભરેલાં વહાણો લઈને પાછું આવવું, એ બધું શામળ ઠેકાણે ઠેકાણે વર્ણવે છે. આ બધું શામળની કલ્પનામાં જ જન્મ્યું હોય, એમ જણાય છે. સમુદ્રપર્યટણની પ્રથા એટલી બધી હોય તો સામળ પોતે પોતાના લખાણમાં ક્ષિપ્રા નદીમાં મોટાં વહાણ છિપાવવાની ભૂલ ન જ કરે! વળી બસેં અઢીસેં વર્ષમાં આપણી પ્રજામાં-થી પ્રવાસનો મોહ આટલો બધો ઉતરીએ ન જાય. ગમે તેમ હો પણ હાલ તો આપણી પ્રજામાં મુસાફરીનો મોહ બિલકુલ દેખાતો નથી. સૃષ્ટિસૌંદર્ય નિરખવા અને લોકોની રીતરસમ જોવાને પ્રવાસ કરનાર આપણી પ્રજામાં ભાગ્યે જ જણાયા છે. આવા લોકોને પ્રવાસનાં વર્ણન વાંચવાની ઉત્કંઠા પણ શાની જ થાય? તેથી જ આપણામાં પ્રવાસ સંબંધી કોઈ જૂનું પુસ્તક જણાતું નથી. બેશક ધર્મનિમિત્તે યાત્રા કરનારા તો ઘણા હતા. પ્રતિ વર્ષે અંબાજી, કાશી, જગન્નાથ, ગોકુળ મથુરા, નાશકત્ર્યંબક વગેરે જાત્રાનાં સ્થળે તો હજારો માણસો જતાં હશે. પણ કોઈએ એવી જાત્રાનું વર્ણન લખ્યું જાણ્યું નથી. તેમ જ જાત્રાએ જઈ આવનાર કોઈને મોઢે અમે જાત્રામાં જોએલા કુદરતી સૌંદર્યનું વર્ણન સાંભળ્યું નથી. અમુક જગામાં પંડ્યાનો અને અમુક જગાએ ગોરનો જુલમ, અમુક જગાનો ગોર હાથીએ બેશીને માગવા આવે છે, અમુક જગાએ આવા હિંડોળા થાય છે તો અમુક જગાએ આવી ફુલવાડી ભરાય છે એ સિવાય જાત્રાળુઓ બીજું જોઈ આવ્યા જણાતા નથી. પ્રવાસનાં જૂનાં પુસ્તકો ગુજરાતીમાં નહોતાં અને સ્વ. કરશનદાસ મૂળજીએ પોતાની ઇંગ્લાંડની મુસાફરી સંબંધે સન ૧૮૬૬ માં પોતાનું પુસ્તક લખ્યું ત્યાં સુધી ગુજરાતીમાં પ્રવાસનું એકકે પુસ્તક નહોતું. એ વર્ષમાં એમણે '**ઇંગ્લંડમાં પ્રવાસ**' એ નામે મોટું અને સુંદર પુસ્તક ભાષાના ભંડોળમાં ઉમેર્યું. એ એક વાંચવા લાયક ગ્રંથ છે. ઇંગ્લંડના મનોહર સ્થળોનાં મઝા પડે એવાં વર્ણનો કર્યાં છે, સમજૂત

આપી છે અને ઇંગ્લંડની પ્રજાની ખરી ખુબીઓ વાંચનારની સમક્ષ મુકીને એ પ્રજા ઉપર માન અને મમતાની લાગણી ઉત્પન્ન થાય એવી રીતે આ પુસ્તક લખાયું છે. સુંદર સ્થળોનાં વર્ણન જ માત્ર નહિ પણ રંગબેરંગી નમુનેદાર ચિત્રો આપીને ગ્રંથને ઓર ચિત્તાકર્ષક બનાવ્યો છે. ઇંગ્લંડની કુદરતી લીલાની જોડે અંગ્રેજી ઘરસંસાર, ધર્મ, કેળવણી, વેપાર, ઉદ્યોગ, રીત રસમ, અને રાજ્યપ્રકરણ વગેરે ઘણી ઘણી બાબતો યથાયોગ્ય ટૂંકાણમાં વર્ણવીને વાંચનારના મનમાં ઇંગ્લંડ અને ઇંગ્રેજો ઉપર સ્નેહભાવ ઉત્પન્ન કર્યો છે. સાત વર્ષની નાની ઉમ્મરે, નવા જ બહાર પડેલા આ ગ્રંથે અમારા મનમાં તો ઇંગ્લંડના પ્રવાસની પ્રબળ આકાંક્ષા ઉત્પન્ન કરી હતી. સમગ્ર રીતે બોલતાં આ ગ્રંથ જેવો એ કોટીમાં બીજો કોઈ ગ્રંથ ગુજરાતીમાં થયો નથી. સ્વ. **મહીપતરામે,** તેમ જ **શેખ યૂસફઅલ્લિએ** પોતપોતાની ઇંગ્લાંડની મુસાફરીનાં પુસ્તકો લખ્યાં છે. પણ એ પુસ્તકો કરસનદાસના ગ્રંથ જોડે સ્પર્ધા કરે એવાં નથી. સ્વ. મહીપતરામે પોતાનો ગ્રંથ વિસ્તારથી લખ્યો જ નથી. મી. યુસફઅલ્લિ તો એક પોલીસ ઇન્સ્પેક્ટર હતા અને એમનો ગ્રંથ તો લખનારને ગ્રંથકર્તૃત્વ જોડે ઝાઝો સંબંધ જ નથી એ ખુલ્લું દેખાડી આપે છે.

કુરશનદાસનો પ્રવાસ નીકળ્યા પછી બેએક વર્ષે **દામોદરદાસની** ચીનની મુસાફરીનું પુસ્તક બહાર પડ્યું હતું. બીજાં બેએક વર્ષ પછી એક પારસી ગૃહસ્થે '**દક્ષિણ હિંદુસ્થાનમાં મુસાફરી**' છપાવી હતી. ત્યારબાદ એકાદ વર્ષે મી. **અરદેશર ફેરામજી મૂસ** અને મિત્રોએ કરેલી '**હિંદુસ્થાનમાં મુસાફરી**' નામે પુસ્તક નીકળ્યું હતું. આ પુસ્તક સચિત્ર અને સારી રીતે લખાયલું છે. '**મોદીબંદરથી માર્સેલ્સ**' નામે રમુજી, મુસાફરીનું પુસ્તક મી. **મર્ઝબાને** પ્રગટ કર્યું હતું. એમાં ઘણી હકીકતો સમાયલી છે. જર્મની અને ઇંગ્લંડ બન્ને દેશોનું વર્ણન–કૌતુક સંગ્રહની ભાષામાં આપ્યું છે. આ સિવાય બીજાં કેટલાંક પુસ્તકો થયાં છે તેમાં **હાજી સુલેમાન શાહમહમદ** નામના મુસલમાન ગૃહસ્થની 'પૃથ્વિની પ્રદક્ષિણા' નોંધ લેવા લાયક છે. અમે ભુલતા ન હોઈએ તો ઇંગ્રેજી કેળવણીનો

ન મળેલો એવા સાહસિક મુસલમાન વેપારી પૃથ્વિ પ્રદક્ષિણા કરે અને તેનું આવું પુસ્તક પણ પ્રગટ કરે એ સાનંદાશ્ચર્ય ઉપજાવે એવું છે.

આ શીવાય ' મુંબાઈનો ભોમીયો ', ' ડાકોરનો ભોમીયો ', 'શ્રીનાથદ્વારાનો ભોમીયો ', તેમ જ ' જૈનતિર્થાવલી પ્રવાસ ' નામનાં નાનાં નાનાં પુસ્તકો પ્રગટ થયાં છે. તેમ જ ' જ્ઞાનનિધિ ' નામ આપી કોઈએ ચીનની મુસાફરી પણ લખી છે. **સર મંચેરજી ભાવનગરીએ** ' મહારાણી વિક્ટોરિયાએ સ્કાટલંડના પહાડી મુલકમાં કરેલા પ્રવાસોનું વર્ણન ' અને એક પારસી સન્નારી **બાઇશ્રી પુતળીબાઇ વાડિયાએ** ' મહારાણી વિક્ટોરીયાએ હાયલંડમાં ગુજારેલી જીંદગીની વધુ નોંધો 'નું ભાષાન્તર કર્યું છે.

સમુદ્ર પર્યટનનો પ્રતિબંધ ઘણી રીતે આપણા ઉત્કર્ષની આડે આવે છે. સ્થળ અને જળપ્રવાસોમાં ઘણી અડચણો પડે છે એ વાત ખરી, છતાં એ દુઃખદ બંધી દૂર થાય, લોકોમાં પ્રવાસનો પ્રેમ વધે અને એની જ સાથે પ્રવાસના માન્ય ગ્રંથોની પણ વૃદ્ધિ થાય એવું દરેક દેશ-દાઝવાળો મનુષ્ય ઇચ્છતો જ હશે.

## (૬) પંચાંગ.

આ સાઠીમાં કેટલાંક પંચાંગ પ્રગટ થયાં છે. આપણા ઇલાકામાં છાપખાનાં દાખલ થતાં સહુથી પ્રથમ પુસ્તક તરીકે એક પારસી ગૃહસ્થના સાહસથી પંચાગ જ પ્રસિદ્ધ થયું હતું એ વિષે અમે બીજી જગાએ કહ્યું છે. પારસીઓ તરફથી 'યજદજરતી તારીખ,' 'જરતોસ્તી પંચાંગ,' અને 'પારસી પંચાંગ' વગેરે નીકળ્યાં છે. કદમી અને શહેનશાહી ગણત્રી સંબંધી તકરાર સંબંધે પણ નાનાં ચોપાનીયાં નીકળ્યાં જણાય છે. વિક્રમાર્ક સંવત્ ઉપરથી ઇસ્વીસન માસ અને તારીખો ખોળી કાઢવાની સુગમતા સારૂ **'સો વર્ષનું પંચાંગ'** નીકળ્યું છે. સામાન્ય રીતે **'મુંબઇ સમાચારનું પંચાંગ'** ઘણાં વર્ષથી દર વર્ષે નીકળે છે અને લોકોમાં વપરાય છે. મુંબાઇના ગુજરાતી પ્રેસે પણ જ્યોતિષ અને બીજી ઘણી બાબતોની માહેતી આપનારૂં પંચાંગ પ્રગટ કરવા માંડ્યું છે. આ **ગુજરાતીના પંચાંગમાં** પ્રતિ વર્ષે એકાદ સચિત્ર

પૌરાણિક કથા આપવામાં આવે છે. હાલ ગુજરાતી પ્રજામાં આ પંચાંગનો બહોળો પ્રચાર થાય છે. પૈસે પૈસે અને બબ્બે પૈસે વેચાતાં દક્ષિણીઓનાં કાઢેલાં પંચાંગો પણ વપરાય છે.

હાલના સમયને અનુકુળ નોંધપોથીઓ—અગર 'સ્મરણ પોથીઓ ડાયરીઓ—રોજનીશીયો પણ નીકળી છે. મુંબાઈના પુસ્તક વેચનાર ત્રિપાઠી અને કંપનીની આવી રોજનીશી ઘણી વપરાય છે. એમાં સંવત્, સન, મહિના, તારીખ, તિથિ, સૂર્યોદય અને સૂર્યાસ્તકાળ વગેરે આપીને તેને વધારે ઉપયોગી બનાવી છે. જાહેર ખબરોનો ઉપયોગ અને કિંમત આપણા વેપારીઓ હવે સમજતા થયા છે અને પ્રતિવર્ષ ઘણા વેપારીઓ અને મંડળો તરફથી રોજનીશીયો, પંચાંગ વગેરે જથાબંધ નીકળવા માંડયાં છે, જેમને માટે લખવાનું બની શકે નહિ એમ છે. રાસ્તગોફ્તાર પ્રથમ નીકળ્યું તે કાળે પોતાના ધંધાને માટે વર્તમાન પત્રમાં જાહેર ખબર આપવી એટલે શું એ જ લોકોને ખબર ન હતું એ વિશે અમે બીજે સ્થળે કહ્યું છે.

---

## પ્રકરણ ૬.

---

### ધર્મ અને તત્વજ્ઞાન.

#### (૧) બ્રાહ્મ ધર્મ અને એકેશ્વર મત.

આ વિષયમાં અમદાવાદની પ્રાર્થના સમાજને અંગે પ્રસિદ્ધ થયેલી '**ઇશ્વર પ્રાર્થનામાળા**' સંબંધે અમે કવિતાના વિભાગમાં કહી ગયા છીએ. તે સિવાય બંગાળમાંથી '**બ્રાહ્મધર્મના સિદ્ધાન્ત**' અને પ્રાર્થનાનાં કેટલાંક પુસ્તકો ગુજરાતી સાહિત્યમાં ઉમેરાયાં છે. '**ધર્મ વિવેચન**' નામે વિદ્વત્તા ભર્યો નાનો ગ્રંથ સ્વ. ભોળાનાથે પ્રાર્થનાસમાજ તરફથી ઘણાં વર્ષ પૂર્વે કાઢયો હતો.

#### (૨) હિંદુપંથો તત્વજ્ઞાન વગેરે:—

આ જાતનાં પુસ્તકોમાં '**આચારપ્રદીપ**', '**આહ્નિક પ્રકાશ**' વગેરે

ન મળેલો એવા સાહસિક મુસલમાન વેપારી પૃથ્વિ પ્રદક્ષિણા કરે અને તેનું આવું પુસ્તક પણ પ્રગટ કરે એ સાનંદાશ્ચર્ય ઉપજાવે એવું છે.

આ શીવાય 'મુંબાઈનો ભોમીયો', 'ડાકોરનો ભોમીયો', 'શ્રીનાથદ્વારાનો ભોમીયો', તેમ જ 'જૈનતિર્થાવલી પ્રવાસ' નામનાં નાનાં નાનાં પુસ્તકો પ્રગટ થયાં છે. તેમ જ 'જ્ઞાનનિધિ' નામ આપી કોઈએ ચીનની મુસાફરી પણ લખી છે. સર **મંચેરજી ભાવનગરી**એ 'મહારાણી વિક્ટોરિયાએ સ્કાટલંડના પહાડી મુલકમાં કરેલા પ્રવાસોનું વર્ણન' અને એક પારસી સન્નારી **બાઇશ્રી પુતળીબાઇ વાડિયા**એ 'મહારાણી વિક્ટોરીયાએ હાયલંડમાં ગુજારેલી જીંદગીની વધુ નોંધો'નું ભાષાન્તર કર્યું છે.

સમુદ્ર પર્યટનનો પ્રતિબંધ ઘણી રીતે આપણા ઉત્કર્ષની આડે આવે છે. સ્થળ અને જળપ્રવાસોમાં ઘણી અડચણો પડે છે એ વાત ખરી, છતાં એ દુઃખદ બધી દૂર થાય, લોકોમાં પ્રવાસનો પ્રેમ વધે અને એની જ સાથે પ્રવાસના માન્ય ગ્રંથોની પણ વૃદ્ધિ થાય એવું દરેક દેશ-દાઝવાળો મનુષ્ય ઇચ્છતો જ હશે.

## (૬) પંચાંગ.

આ સાઠીમાં કેટલાંક પંચાંગ પ્રગટ થયાં છે. આપણા ઇલાકામાં છાપખાનાં દાખલ થતાં સહુથી પ્રથમ પુસ્તક તરીકે એક પારસી ગૃહસ્થના સાહસથી પંચાગ જ પ્રસિદ્ધ થયું હતું એ વિષે અમે બીજી જગાએ કહ્યું છે. પારસીઓ તરફથી 'યજદજરતી તારીખ,' 'જરતોસ્તી પંચાંગ,' અને 'પારસી પંચાંગ' વગેરે નીકળ્યાં છે. કદમી અને શહેનશાહી ગણત્રી સંબંધી તકરાર સંબંધે પણ નાનાં ચોપાનીયાં નીકળ્યાં જણાય છે. વિક્રમાર્ક સંવત્ ઉપરથી ક્રિસ્ચીસન માસ અને તારીખો ખોળી કાઢવાની સુગમતા સારૂ **'સો વર્ષનું પંચાંગ'** નીકળ્યું છે. સામાન્ય રીતે **'મુંબઇ સમાચારનું પંચાંગ'** ઘણાં વર્ષથી દર વર્ષે નીકળે છે અને લોકોમાં વપરાય છે. મુંબાઇના ગુજરાતી પ્રેસે પણ જ્યોતિષ અને બીજી ઘણી બાબતોની માહેતી આપનારૂં પંચાંગ પ્રગટ કરવા માંડ્યું છે. આ **ગુજરાતીના પંચાંગ**માં પ્રતિ વર્ષે એકાદ સચિત્ર

પૌરાણિક કથા આપવામાં આવે છે. હાલ ગુજરાતી પ્રજામાં આ પંચાંગનો બહોળો પ્રચાર થાય છે. પૈસે પૈસે અને બબ્બે પૈસે વેચાતાં દક્ષિણીઓનાં કાઢેલાં પંચાંગો પણ વપરાય છે.

હાલના સમયને અનુકુળ નોંધપોથીઓ—અગર 'સ્મરણ પોથીઓ ડાયરીઓ—રોજનીશીયો પણ નીકળી છે. મુંબાઇના પુસ્તક વેચનાર ત્રિપાઠી અને કંપનીની આવી રોજનીશી ઘણી વપરાય છે. એમાં સંવત્, સન, મહિના, તારીખ, તિથિ, સૂર્યોદય અને સૂર્યાસ્તકાળ વગેરે આપીને તેને વધારે ઉપયોગી બનાવી છે. જાહેર ખબરોનો ઉપયોગ અને કિંમત આપણા વેપારીઓ હવે સમજતા થયા છે અને પ્રતિવર્ષ ઘણા વેપારીઓ અને મંડળો તરફથી રોજનીશીયો, પંચાંગ વગેરે જથાબંધ નીકળવા માંડયાં છે, જેમને માટે લખવાનું બની શકે નહિ એમ છે. રાસ્તગોફ્તાર પ્રથમ નીકળ્યું તે કાળે પોતાના ધંધાને માટે વર્તમાન પત્રમાં જાહેર ખબર આપવી એટલે શું એ જ લોકોને ખબર ન હતું એ વિશે અમે બીજે સ્થળે કહ્યું છે.

---

## પ્રકરણ ૬.

---

### ધર્મ અને તત્વજ્ઞાન.

#### (૧) બ્રાહ્મ ધર્મ અને એકેશ્વર મત.

આ વિષયમાં અમદાવાદની પ્રાર્થના સમાજને અંગે પ્રસિદ્ધ થયેલી **'ઇશ્વર પ્રાર્થનામાળા'** સંબંધે અમે કવિતાના વિભાગમાં કહી ગયા છીએ. તે સિવાય બંગાળમાંથી **'બ્રાહ્મધર્મના સિદ્ધાન્ત'** અને પ્રાર્થનાનાં કેટલાંક પુસ્તકો ગુજરાતી સાહિત્યમાં ઉમેરાયાં છે. **'ધર્મ વિવેચન'** નામે વિદ્વત્તા ભર્યો નાનો ગ્રંથ સ્વ. ભોળાનાથે પ્રાર્થનાસમાજ તરફથી ઘણાં વર્ષ પૂર્વે કાઢયો હતો.

#### (૨) હિંદુપંથો તત્વજ્ઞાન વગેરે:—

આ જાતનાં પુસ્તકોમાં **'આચારપ્રદીપ'**, **'આહ્નિક પ્રકાશ'** વગેરે

કર્મકાંડનાં પુસ્તકોનાં ગુજરાતી ભાષાન્તર થયાં છે. **સંધ્યા, રૂદ્રી, મહિમ્ન, વિષ્ણુસહસ્રનામ, રામરક્ષા** વગેરે પણ ગુજરાતીમાં થયાં છે. **શ્રીમદ્‌ભાગવત** પુરાણ વગેરે ગ્રંથનાં ભાષાન્તર થયાં છે. જૂદી જૂદી ટીકાઓને આધારે જૂદા જૂદા મતાવલંબીઓએ **શ્રીમદ્‌ભગદ્‌ગીતાનાં** પાંચ છ ભાષાન્તર કર્યા છે. **સ્વ. મણિલાલનું** ભાષાન્તર સમર્થ છે. શંકરાનંદીને આધારે થયેલું **શાસ્રી જીવરામવાળું** ભાષાન્તર પણ સુંદર છે. **વિષ્ણુબાવા બ્રહ્મચારીનું** એક પારસી ગૃહસ્થે બહાર પાડેલું ભાષાન્તર સામાન્ય વર્ગને વાંચવા જેવું છે. **રામબાવા, રામગુરૂ** અને **સ્વ. હર્ષદરાય મહેતાબરાય ધ્રુવે** મુમુક્ષોને સારૂં '**પંચીકરણ**' પ્રગટ કર્યો છે. સમર્થ ગ્રંથ '**પંચદશી**'નાં '**ગુજરાતી પ્રેસ**' અને સાધુ પુરૂપ **રા. વિશ્વનાથ સદારામ પાઠક** એમણે ભાષાન્તરો કર્યા છે. વિશ્વનાથનું પુસ્તક વિદ્વત્તા ભર્યું છે. ગુજરાની પ્રેસનું ભાષાન્તર લોકોમાં ઘણું વંચાય છે. રા. વિશ્વનાથે '**શાંકરભાષ્ય-ભગવદ્‌ગીતા,** અને **મહિમ્નનાં** સારાં ભાષાંતર ભાષામાં ઉમેર્યા છે. તેમનું '**નચિકેતા કુસુમગુચ્છ**' કઠોપનિષદ્‌નું ઘણી રસિક વાણીમાં લખાયલું ભાષાંતર છે, વેદાન્ત જેવા ગહન વિષયનું દિગ્દર્શન થવા સારૂ વાંચવા લાયક પુસ્તક છે. '**પારાશર ધર્મશાસ્ર**' અને '**માનવધર્મ શાસ્ર**'ના સારા અનુવાદ થયા છે. જૂદાં જૂદાં ઉપનિષદો '**શંકરમહાત્મ્ય**' અને '**શંકર દિગ્વિજય**'નાં ભાષાંતર પણ હયાતીમાં આવ્યાં છે. **રા. કૃ. ગો. દેવાશ્રયીનું** '**શંકર દિગ્વિજય**' નું ભાષાંતર એક સારો ગ્રંથ છે. ગ્રંથના આરંભમાં શ્રીમચ્છંકરાચાર્યના કાળનિર્ણયનો વિદ્વત્તા ભર્યો નિબંધ મનન કરવા યોગ્ય છે. એ લખવામાં એમને ઘણો શ્રમ વેઠવો જોઈએ. સ્વામીનારાયણના પંથની '**શિક્ષાપત્રી,**' '**વચનામૃત**' તેમ જ બીજા પંથોનાં પુસ્તકો પણ વાંચવા મળ્યાં છે. **શ્રીમન્નૃસિંહાચાર્યના** પંથાનુયાયીઓએ '**ભામિની ભુષણ**' અને બીજા ઘણા ગ્રંથો ગુજરાતીમાં ઉમેર્યા છે. '**શ્રીમદ્‌વલ્લભાચાર્ય પ્રતિપાદિત બ્રહ્મવાદ** અથવા **શુદ્ધાદ્વૈત સિદ્ધાન્ત**' નામનું વિદ્વત્તા ભર્યું પુસ્તક મર્હુમ *જજ* **લલ્લુભાઇએ** ગુજરાતી પ્રજાની રૂબરૂ કર્યું છે. એજ ગૃહસ્થે '**શ્રી કૃષ્ણલીલામૃત,**' '**શ્રી તત્ત્વાર્થદીપ**' વગેરે પુષ્ટિ

માર્ગનાં પુસ્તકો વૈષ્ણવ મુમુક્ષોને માટે લખ્યાં છે. હિંદીમાંથી **'વિચાર સાગર,'** **'યોગવાશિષ્ટ'**ના અનુવાદ થયા છે. સાધુ નિશ્ચળદાસના ગ્રંથનું સુંદર ભાષાંતર બહાર પડ્યું છે. **'શરીફ સાલેહમહમદ'** નામના વેદાન્તના અભ્યાસી ખોજા ગૃહસ્થે પણ કેટલાંક પુસ્તકો ગુજરાતીમાં ઉતાર્યાં છે. **'વેદસ્તુતી', 'વેદ વિરૂદ્ધ મત ખંડન'** નામે ગ્રંથો બહાર પડયા છે. **સ્વ. મણિલાલે 'ષડદર્શન સમુચ્ચય' અને 'સિદ્ધાન્તસાર'** નામે વિદ્વતા ભર્યા સારા ગ્રંથોનો આપણા ગુજરાતી સાહિત્યમાં વધારો કર્યો છે. હાલનો હિંદીમાંથી નહિ પણ ખૂદ સંસ્કૃતમાંથી આવા ગ્રંથોનાં ભાષાન્તર થવાનું વલણ વિશેષ જણાય છે. સમયની પ્રવૃત્તિએ જૈનબંધુઓને પણ સતેજ કર્યા છે; અને થોડાં વર્ષોથી જૈન સાહિત્ય ધમધોકર પ્રગટ થાય છે. જૈન સાહિત્યને માટે અમે જૂદું પ્રકરણ જ આપવું ઇષ્ટ ધાર્યું છે.

## (૩) ખ્રિસ્તી ધર્મ:—

**સુવાર્તા**—સન ૧૮૨૦ માં સીરામપોરના ખ્રિસ્તી ધર્મગુરૂઓએ બાઇબલ-સુવાર્તાનું ભાષાન્તર કર્યું હતું. સુરતના ધર્મગુરૂઓએ સન ૧૮૨૭ માં **'નવી સ્થાપના,'** સન ૧૮૫૩ માં **'નવોબંદોબસ્ત,'** સને ૧૮૬૭ માં **'નવો કરાર'** નામથી ધર્મ પુસ્તકના ગુજરાતી તરજુમા કરેલા છે. શ્રી ઇસુખ્રિસ્તના જૂદા જૂદા શિષ્યોએ લખેલી સુવાર્તાના પણ તરજૂમા થયા છે. તેમ જ **'પ્રેરિતોનાં કૃત્ય'** પણ બહાર પડયાં છે.

**ધર્મ પુસ્તકોનું સાહિત્ય**—'દૈનિકપ્રસાદ,' 'ઇસુખ્રિસ્તના ચમત્કાર,' 'ખ્રિસ્તી ધર્મકથાઓ,' 'પરમેશ્વરના દશ હુકમ,' 'પવિત્ર લેખની વાર્તા' એવા એવા ખ્રિસ્તી ધર્મશાસ્ત્ર સંબંધી ગ્રંથો થયા છે.

**પંથના ઇતિહાસ-અને અન્ય ધર્મ ખંડન:-'હિંદુ ધર્મનો ખુલાસો,' 'ઇસામસીહા અને મહમદની બાબતની વાત,' 'જૈન મતની પરીક્ષા,' 'પારસી ધર્મની દલીલોની તપાસ,' 'સત તથા અસતની પરીક્ષા'** નામના ગ્રંથો આ કોટીના છે. કેટલાક તો વિતંડાવાદથી ભરેલા છે.

**સિદ્ધાન્ત અને રૂપકો:—'આદમાખ્યાન,' 'ભ્રમણ તોડનારની વાણી,' અને 'બોધપર બોધ,'** વગેરે પુસ્તકો સન ૧૮૭૩ થી ૧૮૭૭ સુધીમાં લખાયાં છે.

**પ્રાર્થના-સ્તુતી વગેરે:**—**'કાવ્ય રચના,' 'મંડળીના ભજનની રીત,' 'કાવ્યાર્પણ,'** અને **'પદ્દમાળા'** એ પ્રાર્થના સારૂ લખાયલાં પુસ્તકો છે.

**વાર્ત્તાઓ:**—નીતિ અને ખ્રિસ્તી ધર્મબોધ થાય એવી નાની વાર્ત્તાઓ ઘણી પ્રગટ થઈ છે. **'એક પાઇની શી ચિંતા છે,' 'એક ડોશીને બ્રાહ્મણ'**ની વાત, **'પાનસોપારી'** વગેરે નાની અને થોડી કિંમતની ઘણી ચોપડીઓ આ કોટીમાં આવી જાય છે. બધામાં નીતી સાથે ખ્રિસ્તી ધર્મ જ્ઞાન આપવાનો પ્રયત્ન જણાય છે.

આ બધાં પુસ્તકો ખ્રિસ્તી ધર્મગુરૂઓએ અને કેટલાંક ખ્રિસ્તી ધર્મ અંગિકાર કરેલા એતદ્દેશીય જનોએ લખેલાં છે. ખ્રિસ્તી ધર્મના આગ્રહની વાત કોરાણે રહેવા દઈએ તોપણ આ પુસ્તકોમાંથી સદ્દબોધ અને નીતિ-જ્ઞાન મળે એમ છે.

**(૪) મુસલમાની ધર્મ:—**

'સહીફાત અલ કામિલત' નામે અરબ્બી પ્રાર્થનાઓનું ગુજરાતી ભાષાન્તર **મુલ્લાં અબ્દુઅલ કાદીરે** કર્યું છે. **મી. અલારખીઆ** નામના ખોજા ગૃહસ્થે સર એડવિન આર્નોલ્ડના પર્લ્સ ઓફ ફેથ નામના ગ્રંથનો **'ઇસ્લામનાં મોતી'** નામે સુંદર અનુવાદ કર્યો છે.

**(૫) પારસી ધર્મ:—**

**'અર્દા વિરાફનામું', 'આશીર્વાદ' 'બુંદેહેશ', 'દશાતીર', 'જામાસ્પી', 'જેહશેડન', 'ખુર્દેહ અવસ્તા', 'વંદીદાદ', 'ઝોરોસ્તી મહજબ'** વગેરે ઘણાં પુસ્તકો આ ધર્મના જૂદા જૂદા વિષયનાં બહાર પડ્યાં છે.

કેટલાંક વર્ષ ઉપર ગાથાઓના રોજની ગણત્રી સંબંધે તકરાર જન્મ પામી હતી, અને તેને લીધે કેટલું સાહિત્ય ઉદ્દભવ પામ્યું હતું. ઝરથોસ્તી ધર્મની વાયજો અને ધર્મ વિષયનાં ભાષણો પણ પ્રસિદ્ધ થયાં છે.

---

# પ્રકરણ ૭.

## ભાષા અને વિજ્ઞાન.

### અ ભાષા

### (૧) કોષ:—

દરેક ભાષામાં વ્યાકરણ અને કોષની ખરેખરી અગત્ય છે. જ્યાં સુધી કોઇ ભાષામાં તે ભાષાનું વ્યાકરણ હોય નહિ ત્યાં સુધી તે ભાષા થાળે પડેલી લેખાય જ નહિ. તેમજ જ્યાં સુધી કોઈ ભાષામાં કોષ લખાયો હોય નહિ ત્યાં સુધી તેની શબ્દ સમૃદ્ધિનો ખ્યાલ ધરાધરી આવે નહિ. સ્વ. ફોર્બ્સના મત પ્રમાણે આપણી ભાષા આ સાડીના આરંભકાળે બજારૂ ભાષા જેવી હતી. બેશક મી. ફોર્બ્સે પ્રાચીન કવિયો વગેરેના સાહિત્યની વાત કોરાણે રાખીને તે કાળની જ વસ્તુસ્થિતિનો વિચાર કરી અભિપ્રાય જાહેર કર્યો છે. આવી અવસ્થામાં ભાષા હતી તેમાં વ્યાકરણ અને કોષ વગેરેની આશા જ ક્યાંથી રખાય? ઇંગ્રેજી રાજ્યની ઉદારતાએ જનસમાજની કેળવણીના રોપેલા પાયાને પ્રતાપે દેશમાં જેમ બીજી બાબતોમાં તેમ ભાષા પ્રકરણમાં પણ એક તરેહનું ચાંચલ્ય આવ્યું હતું. ગુજરાતી ભાષામાં કોષ લખવાનો વિચાર પ્રથમ સુરત નિવાસી **સ્વ. માસ્તર દલપતરામ ભગુભાઇ**ને થયો હતો. એમણે એક કોષ તૈયાર કર્યો હતો. આ કોષ સર જમસેદજી જીજીભાઈએ ખરીદી લીધો હતો. એમણે મીરઝા **અહમદ કાજીમ** અને **નવરોજજી ફરદુનજી**ને સ્વાધીન કર્યો હતો. આ ઉપરથી તેઓએ જે કોષ તૈયાર કર્યો તે તેમના નામથી જાણીતો છે. એ કોષમાં પંદર હજાર શબ્દો છે. તોપણ તે વિદ્વાનોને ખપ લાગે એવો થોડોજ છે. તેમજ આપણી હાઇસ્કુલનો કોઈ વિદ્યાર્થી ગુજરાતી વાંચનની ચોપડીમાંનો શબ્દ તેમાં શોધવા જાય તો તે કેવળ નિરાશ થયા વગર રહે નહિ. ટુંકામાં એ કોષ ગ્રંથસ્થ શબ્દ આપતો નથી પણ માત્ર વ્યવહારમાં વપરાતા શબ્દો આપે છે; અને તે પણ બધા નહિ. એ કોષકારનું માન અમે કોઇ પણ રીતે

કમી કરવા માગતા નથી પણ અમારે કહેવું પડે છે કે એ કોપ થવાથી વિદ્યા પ્રકરણમાં કોપની જે ખોટ હતી તે તેવીને તેવીજ રહી હતી.

ત્યાર પછી **કરસનદાસ મૂળજી** અને **શાપુરજી એદલજી**ના નાના શાળોપયોગી કોષ રચાયા હતા. કરશનદાસના કોપની બીજી આવૃત્તિમાં સુધારો વધારો ઠીક થયો છે. તો પણ એ બન્ને કોપ શાળોપયોગી જ છે. ભાષાની ઘણી સમૃદ્ધિ ભોંયરામાં દટાયલી જ રહી હતી. વળી એ ત્રણે કોપ '**ગુજરાતી-ઇંગ્રેજી**' હતા એટલે ગુજરાતી શબ્દના અર્થ ગુજરાતીમાં નહિ પણ અંગ્રેજીમાં સમજાવવામાં આવ્યા હતા.

ઈ. સ. ૧૮૭૦ માં કવિ **નર્મદે** રામાયણ, મહાભારત અને ભાગવતમાં આવેલાં નામો સંબંધી '**નર્મ કથાકોષ**' બહાર પાડયો હતો. સાડા ત્રણસેં પાનાનો આ ગ્રંથ કવિયે પોતાની રસભરી વાણીમાં લખ્યો છે; અને ભાષામાં એ જાતનું એ એક જ પુસ્તક છે. પહેલાના વારામાં કથા, પૂરાણ, પારાયણ વગેરે સાંભળવાના પ્રચારને લીધે આ બાબતની ઘણી માહિતી અનાયાસે પ્રાપ્ત થતી. પરંતુ હાલની ઉછરતી પ્રજા—લોકોની રહેણીકરણીમાં તેમ જ કેળવણીની પદ્ધતિમાં ફેરફાર થવાથી—આપણા જૂના ગ્રંથો, દેવદેવો, રૂષિ-મુનિયો અને પૌરાણિક આખ્યાયિકાઓ સંબંધી સામાન્ય રીતે કશું જ્ઞાન ધરાવતી નથી. એ ધાટીનાં પુસ્તકોની જરૂર છે. આવા સમયમાં તો ખાસ જરૂર છે. નર્મદનો આ પ્રથમ પ્રયત્ન હતો. 'એ કાળ પણ જૂદો હતો. હાલના સમયને અનુકુળ અને વિસ્તારવાળા એવા કોપની જરૂરીઆતની કોઈથી પણ ના કહેવાશે નહિ.

ગુજરાતી શબ્દના ગુજરાતીમાં પર્યાય આપતા અતિ ઉપયોગી કોપનો વિચાર અને એ કામ કરવાની પહેલ તો સ્વ. **કવિ નર્મદને** માટે જ નિર્માણ થઈ હતી. છેક ઈ. સ. ૧૮૬૧ માં એમણે પોતાના ધારેલા કોષનો પ્રથમ ભાગ પહેલો બહાર પાડયો. આ કોષ છૂટક છૂટક ભાગમાં બહાર પાડવાનો કવિનો વિચાર હતો. આ પ્રમાણે ચાર ભાગ બહાર પડીને એ કામ અટક્યું. ઇંગ્લંડ વગેરે દેશોમાં કેટલાંક પુસ્તક પ્રગટ થાય તે પહેલાં ખપી જાય છે; અને પ્રગટ થયાં પછી બીજા અઠવાડીયામાં તો

બીજી આવૃત્તિ કાઢવી પડે છે! વર્તમાનપત્રો વગેરેની કરોડો નકલો રોજ નીકળે છે અને ખપી જાય છે. આપણે અહિં તો નવી ચોપડી વાંચવાની ઉત્કંઠા જ ઓછી અને તે પણ વેચાતી લઈને વાંચવાની તો વાત જ ક્યાંથી! પુસ્તકશાળાઓમાં એક વર્તમાનપત્ર વાંચવા! ઘણાંએ માણસો ટમટમી રહ્યાં હોય છે! બીજો વાંચી રહે ત્યાં સુધી પહોળા મોંયે બેસી રહે છે. તેમ જ નવી ચોપડી વાંચવા લેવાની મારામાર થાય, પણ કોઈ ગાંઠથી ખર્ચ કરીને વેચાતી લે નહિ. હજુ પણ આવી સ્થિતિ છે. સાહિત્યની સેવા બજાવીને, પુસ્તકો લખીને કોઈ પોતાનો વ્યવહાર ચલાવવા ધારે તો હાલ પણ તેમ કરી શકે નહિ તો તે કાળની વાત તો થાય જ ક્યાંથી? આવું મહાભારત કામ એ વિદ્વાને એકલા પોતાને માથે લેવાની મહાભારત હિમ્મત ચલાવી પણ આસપાસથી કાંઈ આશ્રય મળ્યો હોય અથવા શ્રમની કોઈએ કદર કરી હોય એમ જણાતું નથી; અને અમે એમ ધારીએ છીએ કે એ કામ અટકી પડ્યું તેનું એક કારણ પણ એ જ હશે.* તો પણ એ ખંતી વિદ્વાને પોતાનો ઉદ્યોગ છોડી દીધો નહિ, અને સઘળી મુશ્કેલીઓને પાર કરી પોતાના દેશને એક મોટો કોષ અર્પણ કીધો છે.

આવું અપૂર્વ સાહસ કોઈ રાજાની કે ધનાઢ્ય ગૃહસ્થની મદદથી બહાર પડીને તેનું નામ કોષની સાથે જોડાયું હોય એમ બન્યું નથી. પરંતુ એ કોષ ગુજરાત પ્રાન્તને જ અર્પણ થયો છે! અને '**જય જય ગરવી ગુજરાત**' એ પ્રજાને જાણીતી અને વ્હાલી કવિતાની લીંટી એ કોષના અર્પણ પત્ર ઉપર જગમગી રહી છે. ખરેખાત જ્યાંના વિદ્વાન્‌-પોતે પૈસાની સંકડામણમાં છતાં પણ—આવા સમર્થ ગ્રંથ જાતે પ્રસિદ્ધ કરવાની હિમ્મત આશ્રય વિના ચલાવે છે તે ગુજરાતનો ખરેખર જય જય જ છે. આ કોષ કાવના બારબાર વર્ષના પરિશ્રમનું, ઘણા બુદ્ધિ બળનું તથા અનુભવનું ફળ છે.

* અમારી સન્નિધમાં કવિયે પોતાના કોઈ મિત્રને હસતાં હસતાં કરેલી વાત અમને સાંભરે છે. કવિ કહે મને એમ થાય છે કે હું મારા કોષની કિંમત હજાર કે દોઢ હજાર રૂપીયા રાખું એટલે સરકાર ફરજીયાત ત્રણ નકલ ખરીદે છે તેમાં મને ત્રણ ચાર હજાર તો મળે!

નર્મકોષમાં ન આવી ગએલા શબ્દોનો એક નાનો કોષ સન ૧૮૮૮ માં નીકળ્યો હતો. આ ગ્રંથ વાંચનમાળાના અર્થની ચોપડીઓ નીકળે છે તેનાથી સહજ જ ઉંચી પ્રતિનો છે.

અમદાવાદની સ્મોલકોઝ કોર્ટના વાનપ્રસ્થ જડ્જ, શ્રીમદ્વલ્લભાચાર્યનું જીવન ચરિત્ર અને પુષ્ટિમાર્ગનાં ઘણાં પુસ્તકો લખનાર જાણીતા વિદ્વાન **લલ્લુભાઇ પ્રાણવલ્લભ** તરફથી સન ૧૮૯૧ માં ગુજરાતી ભાષામાં એક ઘણા ઉપયોગી પુસ્તકનો ઉમેરો થયો હતો. આ ગ્રંથ એમનો **શબ્દાર્થ ભેદ** છે. ઘણી ખંત અને પ્રયાસથી લખાયલો આ ગ્રંથ પ્રથમ પ્રયત્ન હોવા છતાં ઉપયોગી નીવડયો છે. એમના ગ્રંથને નીકળ્યે લગભગ વીશ વર્ષ થવા આવ્યાં છે છતાં ગુજરાતી ભાષામાં એ જાતનો બીજો ગ્રંથ જ થયો નથી એ શોચનીય છે. અમે ઇચ્છીએ છીએ કે એ વિદ્વાન પોતાના વાનપ્રસ્થાશ્રમનાં થોડાં વર્ષ ગુજરાતી ભાષાને અર્પણ કરી પોતાની શક્તિનો લાભ પોતાના આ ગ્રંથની, ઘણા ઈપ્સિત સુધારા વધારા સાથેની બીજી આવૃત્તિ કાઢીને આપશે.*

'**મમ્યા સગા અર્થાવળિ**' નામનો બ્રહ્મદેશની ભાષાનો તેમજ જાપાની ભાષાનો એવા બે નાના નાના કોષ નવા થયા છે.

'**ગુજરાતી શબ્દાર્થ સિંધુ**', કડીપ્રાન્તમાં વપરાતા ખાસ શબ્દો વાળો '**પ્રાંત્તિક શબ્દ સંગ્રહ**' અને '**રૂઢી પ્રયોગ કોષ**' વગેરે નવા લખાયા છે. આમાંનો 'રૂઢી પ્રયોગ કોષ' મ્હેનત અને સંભાળથી લખાયલો પ્રયત્ન છે.

કવિ નર્મદે પોતાના કથાકોષને અંતે આપેલા વધારાને અનુસરીને **મી. રતનજી ફરામજી** શેઠનાએ મુંબઇમાં '**સંજ્ઞાદર્શક કોષ**' નામનો ઉપયોગી નાનો કોષ પ્રગટ કર્યો છે. મરાઠીમાં આવો સંજ્ઞાદર્શક કોષ છે તેમજ કવિ દયારામે '**વસ્તુવ્રંદ દિપિકા**' નામે આવો ગ્રંથ વ્રજભાષામાં કવિતામાં કર્યો છે. એજ વિદ્વાન મી. શેઠનાએ '**જ્ઞાનચક્ર**' નામના ગ્રંથ લખી ભાષામાં ઘણો અભિનંદન આપવા યોગ્ય વધારો કર્યો છે. એમની આ કૃતિને—પારસી

* જાણીને ઘણો ખેદ થાય છે કે એ વિદ્વાને હમણાં જ ગોલોકવાસ કર્યો છે.

ગુજરાતી ભાષા છતાં પણ-ખરેખાત આવકાર ઘટે છે. આવા ગ્રંથ લખવામાં ઘણી ઘણી બાબતોના અભ્યાસ, ઘણી રંજ, ઘણો કાળ અને ઘણી ખંતનો ખપ પડે છે અને એવી રીતે લખેલા ગ્રંથો-બેશક સર્વ રીતે સંપૂર્ણ ન હોય તોપણ-સર્વદા સત્કાર યોગ્ય જ છે.

ઇંગ્રેજી શબ્દોના ગુજરાતી પર્યાય આપનારા કોષની સંખ્યા નવ દશની થવા જાય છે. **સ્વ. ઝવેરીલાલ યાજ્ઞિકે** આવો કોષ લખવાની પહેલ કરી હતી; અને ઘણા કાળ સુધી તેમના ગ્રંથે ચક્રએ રાજ્ય કર્યું હતું. **મી. રાણીનાનો** એ પ્રકારનો ગ્રંથ ઉત્તમ રીતે લખાયો છે. ઘણા સુધારા વધારા સાથે એની બીજી આવૃત્તિ થઈ છે. **મેસર્સ મોંટગમરી, મણિધરપ્રસાદ અને અંબાલાલનો** આ પ્રકારનો કોષ ઘણા શ્રમ અને કાળજીનું પરિણામ છે. આ ગ્રંથના બે લખનારાનો સ્વર્ગવાસ થયો છે અને ત્રીજા લખનાર દિ. બા. અંબાલાલ સાકરલાલ દેસાઈ એમણે એકલાએ એની બીજી આવૃત્તિ પ્રગટ કરી છે. ગુજરાતી પર્યાય આપતાં આ ગ્રંથમાં નવા શબ્દો ઘડી ઘડીને મુક્યા છે એવો પ્રથમ આવૃત્તિ ઉપરનો કેટલેક અંશે યોગ્ય આક્ષેપ ધોઈ નાંખવાને આ આવૃત્તિમાં સ્તુત્ય પ્રયત્ન કરવામાં આવ્યો છે.

આ વિષયનો હુંડો તપાસતાં ગુજરાતી ભાષામાં સંપૂર્ણ અને સમર્થ કોષની ખોટ હજુ પૂરાઇ જણાતી નથી. ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી આ કામને માટે ઘણા વર્ષથી શબ્દ સંગ્રહ કરે છે અને દર વર્ષે અમુક રકમ ખર્ચે છે; તેની સ્તુત્ય મહેનત અને ખર્ચના બદલામાં ભાષાની સાહિત્ય સમૃદ્ધિમાં એક સારા સમર્થ અને લગભગ સંપૂર્ણ કોષનો ઉમેરો થશે એવી આશા છે.

**(૨) પિંગળ-અલંકાર-વગેરે:**—આ સાદીની પૂર્વે અને શરૂવાતમાં વ્રજભાષાનો પ્રચાર હતો તે વિશે અમે આગળ સહજ બોલી ગયા છઈએ. જૂની કવિતાનું સાહિત્ય આવું બહોળું છતાં આપણી ભાષામાં પિંગળશાસ્ત્ર સંબંધી એક પણ ગ્રંથ ન હતો. ભક્ત કવિયો બહુધા જૂની પ્રચલિત દેશીઓ અને રાગમાં જ કવિતા લખતા. પ્રેમાનંદ અને એના શિષ્યો, શામળ અને બીજા જૂજ કવિયોએ વૃત્ત અગર છંદમાં કવિતા લખી છે. કેટલાક

તો અમુક છંદની ચાલ એટલું જ લખીને સંતોષ પામ્યાં છે. આમ હોવાથી આ સાઠીમાં ગુજરાતી કવિતા છંદ અને વૃતમાં લખનારને પિંગળનું જ્ઞાન થવાને કશું સાધન હતું નહિ. સંસ્કૃતનું જ્ઞાન હોય અગર વ્રજભાષામાં ચંચુ પ્રવેશ હોય તેને તો તે ભાષાઓમાંથી મદદ મળતી. પરંતુ એકલી ગુજરાતી જ જાણનારને કેવી વિટંબણા પડતી તે કવિ નર્મદની અડચણો જાણીને આપણે સમજી શકીએ છીએ. સુરતના એક જદુરામે કવિને પ્રથમ 'દોહરા'નું માપ શિખવ્યું હતું. આ જદુરામ છાપખાનામાં નોકર હતા; સ્વભાવે આનંદી અને વ્રજભાષાના અભ્યાસી હતા. પાછલા વખતમાં આંખે અંધ થયા હતા. અને ઘણીવાર હસતાં હસતાં કહેતા કે 'હું કવિનો ગુરૂ છઉં, દોહરો કરતાં તો મેં શિખવ્યું હતું.' પિંગળનો અભ્યાસ કરવાને કવિને કેવાં કેવાં ફાંફાં મારવાં પડયાં હતાં તે કવિયે પોતે જ કોઈ જગાએ કહ્યું છે. પોતાને પડેલી અડચણ અને અગવડ ઉપરથી કવિને ગુજરાતિમાં પિંગળ લખવાનો વિચાર થયો. કવીશ્વર દલપતરામ તે અરસામાં પોતાનું પિંગળ બુદ્ધિપ્રકાશમાં છૂટક છૂટક છાપતા હતા. કવિયે પોતે 'પિંગળપ્રવેશ', 'રસપ્રવેશ' અને 'નાયકાપ્રવેશ' નામે નાના નાના ગ્રંથો લખ્યા છે. શરૂવાતમાં લખાયલા ગ્રંથો હોવાથી તેમને સંભારવા ઘટે છે. બાકી કવિની કીર્ત્તિ આ પુસ્તકો વડે નથી થઈ. રાજકોટના રહીશ કવિ હીરાચંદ કાનજીએ કવિના 'પ્રવેશો' ઉપર ×હુમલો કર્યો હતો. કવિ **હીરાચંદ** વ્રજભાષાનો અભ્યાસી હતો અને એણે 'પિંગળાદર્શ' નામનું પિંગળનું મોટું પુસ્તક લખ્યું હતું; 'સુંદર શૃંગાર' નામનો વ્રજભાષાનો ગ્રંથ છપાવ્યો હતો, અને 'હીરાશૃંગાર' નામનો ગ્રંથ વ્રજભાષામાં લખ્યો હતો. વ્રજભાષામાં હોવાથી પાછલા ગ્રંથને માટે અત્રે બોલવાનું પ્રાપ્ત થતું નથી. હીરાચંદ દલપતરામને અને નર્મદને વગોવતો અને 'દલો' અને 'નરમો' કહીને જ વાત કરતો. એણે 'મિથ્યાભિમાનમતખંડન ગ્રંથ' એવા મોટા નામનું નાનું છપાનીયું છપાવી તેમાં વિવેક તજીને પેટભરીને ઉભરા કાઢયા છે।

× અવિનિ પઠે લવિ થૈ કવિ, અલંકાર પરવેશ,
રસ, પિંગળ પરવેશમાં, ઔ કાઢયા છે વેશ.

**મિથ્યાભિમાન મત ખંડન ગ્રંથ.**

**કવીશ્વર દલપતરામ**નું પિંગળ તેમની સાદી પ્રાસાદિક વાણીમાં લખાયું છે. ટુંકાણમાં છંદોનાં લક્ષણ-ઉદાહરણ અને છેવટે પ્રસ્તારાદિ ગણિત વિષય આપેલા છે. દરેક છંદના ઉદાહરણમાં યુક્તિથી તે છંદનું નામ આણ્યું છે. શાળોપયોગી ગ્રંથ હોઈ તે ઘણું વંચાયું છે. અને તેની ઘણી આવૃત્તિયો થઈ છે. આપણી ભાષામાં પિંગળનો સારામાંસારો ગ્રંથ એ જ છે. પાછલી એકાદ આવૃત્તિ રા. કેશવલાલ ધ્રુવે સુધારી હતી એવું અમને સ્મરણ છે.

ભાનુદત્તની સંસ્કૃત 'રસમંજરી' અને મતિરામના વ્રજભાષામાં લખાયલા 'રસરાજ' નામના ગ્રંથોને આધારે **રા. વાલજી લક્ષ્મીરામ** દવેનો 'રસમંજરી' નામે ગ્રંથ સન ૧૮૭૭ માં બહાર પડયો હતો. અમદાવાદના રહીશ અને પાલીટાણામાં કવિપદે પોશાયલા નાગર કવિ **હર્ષદરાય મુનશીએ** વ્રજકવિ કેશવદાસની 'રસિક પ્રિયા' ઉપર ગુજરાતીમાં સારી ટીકા લખી મૂળ સાથે છપાવી હતી. સન ૧૮૭૮ માં સુરતના કવિ **દલપતરામ દુર્લભરામે** 'ભાષાભૂષણ' નામે પુસ્તક લખ્યું હતું. અપ્પય દિક્ષિતના 'કુલવયાનંદ કૃષ્ણ કારિકા' નામે ગ્રંથનું ભાષાન્તર થયું છે.

ગુજરાતી ભાષામાં પ્રચલિત દેશીઓ, ગરબીઓ, પદ, ઢાળ વગેરેને લગતું પિંગળ લખવાની સ્વ. નવલરામની પ્રબળ ઈચ્છા હતી. સન ૧૮૭૫-૭૬ માં એમણે **'બાળલગ્ન બત્રીસી'** લખી ત્યારથી તો વિશેષે એ પુસ્તકને માટે સામગ્રી એકઠી કરવા માંડી હતી. પોતે એકઠા કરેલા નમુના ઉપરથી ટાંચણ ધરાધરી કરી મુક્યું હતું. ચોચોક્કા, છછક્કા એવી સંજ્ઞાઓ પણ મુકરર કરીને એનું સ્મરણ રહેવાને ઉદ્દેશે **'નવલ ગરબાવળી'** ની ગરબીઓને મથાળે દાખલ ધરાધરી કરી હતી. દુર્ભાગ્યે એમના શોકજનક મૃત્યુને લીધે આ ગ્રંથ લખાયો નહિ, અને ભાષામાં એક વિરલ સુંદર ગ્રંથનો ઉમેરો થતાં થતાં રહી ગયો.

**રા. રણછોડભાઇ ઉદયરામે** પિંગળનો **'રણપિંગળ'** નામે ઘણા વિસ્તારવાળો ગ્રંથ ગુજરાતી સાહિત્યમાં ઉમેર્યો છે. એમના દશ વર્ષના

પ્રયાસના ફળ તરીકે આ ગ્રંથનાં મોટાં મોટાં પુસ્તકો બહાર પડયાં છે. એ પુસ્તકની એકસો અને વીશ પાનાની અનુક્રમણિકા જ અમારા વાંચનારને એના વિસ્તારનો ખ્યાલ આપશે.

અદ્‌ભુત ચાતુર્યની અને અગાધ શ્રમની સાક્ષી આપનારાં **દલપત પિંગળ** અને **રણપિંગળ** વિષે કહી ગયા, તે બંને છંદશાસ્ત્રમાં જૂના વિચારની કોટિના ગ્રંથો છે. પરંતુ જે સાઠીનો હેવાલ આપવા અમે પ્રવૃત થયા છીએ તે **નવા વિચારની–નવા સ્વતંત્ર વિચારની** સાઠી છે. સાહિત્યમાં અને સંસારમાં એની વધતી ઓછી પ્રવૃત્તિ સર્વ દિશામાં જોવામાં આવે છે, અને તેની તે તે સ્થળે અમે નોંધ પણ લેતા આવ્યા છિયે. એ નવા વિચારનો પ્રકાશ સાઠીના અંત ભાગમાં બુદ્ધિપ્રકાશમાં છપાયલા **"પદ્યરચનાના પ્રકાર"** માં પહેલવહેલો દ્રષ્ટિ ખેંચે છે. આ ન્હાનો નિબંધ **રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ**ની કલમથી લખાયલો છે. જૂના પ્રસ્થાનમાં છંદના બે જ વર્ગ પાડવામાં આવે છે, અક્ષરમેળ ને માત્રામેળ. તેને ઠેકાણે રા. કેશવલાલ ત્રણ વર્ગ પાડે છે, **અક્ષરબંધ, રૂપબંધ** અને **માત્રાબંધ.** પહેલા વર્ગના બે ભેદ એઓ ગણાવે છેઃ–**સંધિ રહિત** અને **સંધિયુક્ત.** આ ભેદ પૈકી સંધિરહિત ચરણના છંદ માત્ર વેદમાં વપરાયલા છે. વર્ત્તમાનકાળમાં આ છંદોનો ઝાઝો વપરાટ છે નહિ તેથી અમે તેને મૂકી દેઇશું. બીજા ભેદમાં કવિત પ્રકરણ આવે છે. તેમાં દરેક ચરણના આપો આપ સાત આઠ વિભાગ પડતા જણાય છે. એ વિભાગને રા. કેશવલાલ **સંધિ** નામ આપે છે. કવિતનો સંધિ ચાર અક્ષરનો બનેલો જોવામાં આવે છે. એના બધા સંધિ સરખા માપના છે. તેથી કવિત પ્રકરણ આવૃત્ત સંધિથી રચાયલું છે એમ નિબંધકાર જણાવે છે. બીજો વર્ગ જે રૂપબંધ, તેનું બંધારણ લઘુ ગુરૂ રૂપને આધારે છે. નિબંધકાર આ વર્ગના છંદને બે ભાગમાં વહેંચી દે છે. **અખંડ** ને **સખંડ**, જે છંદના ચરણમાં યતિ એટલે વિરામ કોઈ સ્થળે હોય નહિ તે અખંડ. આ ભાગમાં અગિયારથી માંડી સત્તર રૂપ સૂધીના છંદો પ્રસિદ્ધ છેઃ–(૧૧) ઇંદ્રવજ્રા, ઉપેંદ્રવજ્રા, સ્વાગતા, રથોદ્ધતા, (૧૨) ઇંદ્રવંશા, વંશસ્થ, વિલંબિત, પ્રમિતાક્ષરા, (૧૩) મંજુભાષિણી, પ્રભા, પ્રભાવતી, રૂચિરા,

કલહંસ, (૧૪) વસંતતિલકા, મંજરી, પ્રમદા, (૧૫) રમણીયક (૧૬) વાણિની અને (૧૭) પૃથ્વી. જે છંદમાં યતિને લીધે ચરણના બે કે વધારે ખંડ એટલે નોંખા કકડા પડી જાય તે સખંડ. આ ભાગમાં અગિયારથી એકવીસ ૩૫ સુધીના છંદો વિખ્યાત છે. (૧૧) શાલિની (૧૨) જલોદ્ધતગતિ, વૈશ્વદેવી, (૧૩) મહર્ષિણી, ક્ષમા, (૧૪) મંચ્યક્ષામા, (૧૫) માલિની, (૧૭) મંદાક્રાંતા, શિખરિણી, હરિણી, (૧૯) શાર્દૂલવિક્રીડિત, (૨૦) સુવદના ને (૨૧) સ્રગ્ધરા. અખંડ અને સખંડ રૂપના અનેક સંધિ પાડી શકાય છે. એમાં કોઈ પણ છંદ એકના એક સંધિના આવર્તનથી બનેલો નથી, એ કારણને લીધે રૂપબંધ વર્ગ કેવળ અનાવૃત્ત સંધિનો છે. એ એની વિશિષ્ટતા છે. ત્રીજો વર્ગ જે માત્રાબંધ તે બીજા બે વર્ગની અપેક્ષા જેવો અર્વાચીન છે તેવો જ વિસ્તારશાળી છે. અક્ષરબંધ જેમ અક્ષરની તેમ માત્રાબંધ માત્રાની ગણત્રી ઉપર આધાર રાખે છે. માત્રાના એકલ, દુકલ, ત્રિકલ, ચતુષ્કલ, પંચકલ, છકલ ને સપ્તકલ એમ સાત પિંડ છે. છેલા પાંચ પિંડ પહેલા બે પિંડની જ નીપજ છે. આ બે પિંડને લ અને દા બીજની સંજ્ઞાથી નિબંધકાર ઓળખાવે છે. એ બે બીજની છેલ્લા પાંચ માત્રા પિંડમાં ભિન્ન ભિન્ન ગોઠવણથી અને તે ગોઠવણમાં જોરના પલટાથી અનેક માત્રાસંધિ થાય છે. એ માત્રાસંધિના આવર્તનથી બનેલા છંદ તે કેવળ માત્રા છંદ. માત્રાના આવર્ત્તનમાં દુકલ તરીકે બે લઘુ ને એક ગુરૂ રૂપના સર્વદેશી કે એકદેશી પ્રયોગથી થયેલા છંદ તે ચિત્ર માત્રા છંદ. દાખલા તરીકે સવૈયો એ દા દા સંધિના આવર્ત્તનથી થયેલો કેવળબંધ અને ઇંદ્રવિજય તે ચિત્રબંધ. ઉક્ત માત્રા પિંડના વિવિધ સંધિવડે થનારા કેવળ અને ચિત્ર છંદનું પત્રક નીચે આપીયે છિયે.

| પિંડ. | સંધિ. | વિશેષ. | છંદ. |
|---|---|---|---|
| ત્રિકલ. | દાલ | કેવળ. | મહીદીપ-હીર. |
| | | ચિત્ર. | સમાનિકા-સેનિકા-ચામર. |
| | લદા | કેવળ | ૦ |

| | | | |
|---|---|---|---|
| | | ચિત્ર. | પ્રમાણિકા—નારાચ. |
| ચતુષ્કલ. | દાદા | કેવળ. | આભીર—તુરગ—હાલક—ચોપાઈ—ચોપાયા—રુચિરા—સવૈયા. |
| | | ચિત્ર. | શેષા—માણવક—ત્વરિતગતિ—તરલ—વિદ્યુન્માલા—પંદરમોદક, કિરીટ—વિશેષ મદિરા—ચિત્રપદા—દોધક—ઇંદ્રવિજય—કુસુમ વિચિત્રા—તામરસ—મત્તમયુર-માળા-સારંગી—શંભુ—હંસી. |
| | દાદા | કેવળ | ૦ |
| | | ચિત્ર. | તોટક—તિલકા—નલિની—દુમિલા—તારક—અરવિંદ સુખી—કિશોર. |
| | લદાલ | કેવળ | ૦ |
| | | ચિત્ર | મોતીદામ—કળાકુશળ—સુમુખી સુખદા. |
| પંચકલ | લદાદા | કેવળ | ૦ |
| | | ચિત્ર | સોમરાજી, ભુજંગી, ચંદ્રક્રીડા, દેવ, શૈલ, વર્ણ વાગીશ્વરી. |
| | દાલદા | કેવળ | જળતરણ,ઝુલણા છંદનો મોટોભાગ |
| | | ચિત્ર | મહાલક્ષ્મી-સ્રગ્વિણી-પડધમી-નિશિપાળ—વૈકુંઠધામા, શારદા. |
| | દાદાલ | કેવળ | ૦ |
| | | ચિત્ર | સારંગ—આભાર—હારી—કેતુમાળ આહી, સ્વર્ગામી. |
| | દાદાલ | કેવળ | દીપક. |
| | | ચિત્ર | ૦ |

| | | | |
|---|---|---|---|
| છકલ | દાદા | કેવળ | ૦ |
| | | ચિત્ર | નારી–કુમુદી–માણવકાક્રીડ |
| સપ્તકલ. | દાદાલદા | કેવળ | હરિગીત. |
| | | ચિત્ર | સંગતિકા–ગીતક. |
| | દાલદાદા | કેવળ | રૂપમાલ |
| | | ચિત્ર | ૦ |
| | દાદાદાલ | કેવળ | ઉદ્ધોર. |
| | | ચિત્ર | ૦ |

ઉપરના પત્રકમાં ગણાવેલા છંદોના ચરણમાં કોઈએ ઠેકાણે યતિનથી; અર્થાત્ બંધ અખંડ છે. ગાથા, દોહા, સોરઠા, ઉડિયાળા, પ્લવંગમ, રોલા, મરહટ્ટા, લીલાવતી, પદ્માવતી, ત્રિભંગી અને મદનગ્રહા છંદ સખંડ માત્રાબંધના દષ્ટાંત છે.

અતિ પ્રાચીન અક્ષરબંધ અને પ્રાચીન રૂપબંધ **भारत रामायण**ના રૂપગર્ભ અક્ષરબંધથી સંધાય છે અને પ્રાચીન રૂપબંધ અને અર્વાચીન માત્રાબંધ માત્રાગર્ભ રૂપબંધનથી સંકળાય છે. આ જોડી દેનાર આંકડો તે વૈતાલીય છંદ છે, જેની અપરવક્ત્ર, પુષ્પિતાગ્રા, સુંદરી અને માલ્યભારા ચિત્રાત્મક વિકૃતિઓ જ છે.

આ ટુંકા નિબંધમાં સંવાદ, યતિ, પ્રકૃતિવિકૃતિ, સંવાદનું બદલાવું છંદોની સંસૃષ્ટિ, કુંડળી, યમક, પ્રાસ, પ્લુતનો ઉપયોગ, વગેરે અનેક ઉપયોગી બાબતો વિશે સ્વતંત્રજ લખાણ છે. વળી તેમાં પિંગળ ડિંગળના ચોળ બ્હારના પ્રયત્નબંધ વિશે અને એ ધોળમાં ઘુસી ગયેલા પદગણિત વિશે પણ મુદ્દાની ચર્ચા છે. ઉપરાંત અક્ષરબંધના સંબંધમાં બે એક કીમતી સૂચનાઓ છે. આ અને બીજી બહુ બહુ બાબતોની નોંધ અહીં લેવી અશક્ય છે. જીજ્ઞાસુએ મૂળ નિબંધ વિચારી જવો એની વિનતિ માત્ર કરી વિરામીશું.

આ વિષય સમાપ્ત કરતાં આ સદીમાં ગૂજરાતી ભાષામાં

ભાષાઓમાંથી નવા દાખલ થયેલા અગર નવા યોજાયલા જેવા દેખાતા કેટલાક છંદ, વૃત્ત, દેશી–લાવણી–ગઝલ વગેરેને માટે બે બોલ બોલવા અનુચિત નહિ ગણાય. 'પદ્યરચના' વિશે અમે ઉપર કહી ગયા છીયે એ રીતે જોતાં આ વૃત્ત, છંદ, વગેરે **નવા** નથી. પણ જૂના પ્રચલિત છંદ વૃત્ત વગેરેના બંધમાં ફેરફાર કરીને તેનો કોઈ ભાગ ઓછો કરીને અગર બેવડાવીને નવિનતા દેખાય એવું જ માત્ર બન્યું છે. કવિ નર્મદે પોતાનું વીરકાવ્ય લખવાને '**નર્મવૃત્ત**' યોજ્યું હતું. સ્વ. ભોળાનાથે દક્ષણિયોનાં **દિંડી** અને **અભંગ** પોતાની પ્રાર્થનામાળામાં દાખલ કર્યાં હતાં. દિંડી બહુ લોકપ્રિય વૃત્ત થઈ પડ્યું છે. દિંડીને આ લખનારે કાઠીઆવાડમાં પ્રથમ દાખલ કરી હતી. કાળીદાસના મેઘદૂતનું ભાષાન્તર કરવાને સ્વ. નવલરામે '**મેઘ છંદ**'ની યોજના કરી હતી. એમણે એ આખું કાવ્ય એ છંદમાં જ લખ્યું છે. આ છંદમાં 'તારૂં ગોકુળ જોવાને આવરે મથુરાના વાશી' એ ગરબીને માત્ર ઉલટાવી છે. આંતરાની કડીઓની પેઠે છેલ્લી બે લિંટીઓ ગાવાથી એ છંદ સારા લયમાં ગવાય છે. અંગ્રેજી પ્રાસ વગરની કવિતામાં લાંબાં વાક્યો લખાઈ શકાય છે તેમ એવું પ્રાસ સહિત વૃત્ત યોજવાની લાલસા આ લખનારને અને ડા. હ. હ.–ધ્રુવને થઈ હતી. એમની સૂચનાને અનુસરીને '**મધુભૃત**' (તે વખતે, મધુભૃતા નામ રાખ્યું હતું) નામે માત્રામેળ છંદ બનાવી એમાં અમે મધુભૃત નામનું ખંડ કાવ્ય લખ્યું હતું. પ્રથમ અંતની છેલ્લી અર્ધી લિંટી ઉથલાવીને એ છંદ સાડા છ લિંટીનો બનાવ્યો હતો. સ્વ. ધ્રુવે આ છંદ થોડો વાપર્યો છે. એક સાખી અને ત્રણ પ્રાસાન્ત પદવાળી **ગઝલ** બનાવીને તેમાં અમે '**બુલબુલ**' લખ્યું હતું. રા. નરસૈંરાવે આ ગઝલ પોતાની 'હૃદયવીણા'માં વાપરી છે. કોઈ વ્રજવાસીને મોઢે સાંભળીને નવી તરેહની **લાવણી** લખી હતી જે સાક્ષર શ્રી કેશવલાલ હર્ષદરાય ધ્રુવ જેઓ એમના સહાધ્યાયી હતા તેમની પાસેથી સાંભળીને સ્વ. મણિલાલે પોતાના ઉત્તરરામચરિતના ભાષાન્તરમાં કેટલાક ફેરફાર સાથે દાખલ કરી છે. સ્વ. બાલાશંકરે કેટલીક તરેહની **ગઝલો**ને ગુજરાતણ બનાવી છે. પોતાના રણપિંગળમાં રા. રા. રણછોડભાઈએ '**રણોદ્દય**' '**રણજાતિ**' અને '**શ્રી બેંગારવૃત્ત**'ની યોજના કરી છે. સ્વ. ભીમરાવે લાવણીને

સંસ્કારી કરી '**લાવણ્યમયિ**' બનાવી છે. રા. રા. નરસૈંરાવ અને મી. ખબરદારે વૃત્તોના કડકા પાડીને-વિષમતા આણીને મનહર રચનાઓ રચી છે. તેમજ સ્વ. દલપતરામજીના પુત્ર રા. રા. નાનાલાલે વૃત્તોના સરવાળા, બાદબાકી, ગુણાકાર, ભાગાકાર વગેરે કરીને કાંઈ ઓરજ નવિનતા ઉત્પન્ન કરી છે. એમણે ગદ્ય જેવું પદ્ય ઉપજાવ્યું છે એ વિશે અમે બીજે સ્થળે સ્હેજ કહી ગયા છિએ.

ઉપર જે 'પદ્યરચના'ના સંબંધમાં અમે સાર માત્ર આપી ગયા તે ગ્રંથરૂપે થઈ પિંગળના નવિનકલ્પનાવાળા સમર્થ ગ્રંથ તરીકે પ્રજાને મળે એમ દરેક ભાષાભક્ત ઈચ્છા રાખશે જ.

**ઘ વિજ્ઞાન.**

**(૧) અર્થશાસ્ત્રઃ**—ઈ. સ. ૧૮૭૪ માં એક પારસી ગૃહસ્થ તરફથી અર્થશાસ્ત્રના ભાષણ રૂપે નાનું ચોપાનીયું બહાર પડયું હતું. સન ૧૮૭૫માં **દિ. બા. અંબાલાલે** પોતાનું '**અર્થશાસ્ત્રનાં** મૂળતત્વ' નામનું પુસ્તક ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી સારૂં લખ્યું હતું. મીલના ઈંગ્રેજી અર્થશાસ્ત્રના અનુસરણ રૂપ આ ગ્રંથની ભાષા સાદી અને સરલ છે. આ ગ્રંથથી ભાષામાં એ વિષયના એક ઉત્તમ ગ્રંથનો વધારો થયો છે. મીસીસ ફોસેટના અર્થશાસ્ત્રનું '**અર્થશાસ્ત્રનાં મૂળતત્વો**' એ નામથી **ઓ. ચમનલાલ સેતલવાડે** ભાષાન્તર કર્યું છે. અંબાલાલનાં 'અર્થશાસ્ત્રનાં મૂળતત્વ'ની પેઠે આ ગ્રંથ પણ સરકારી ટ્રેઈનિંગ કોલેજોમાં શિખવાતો. એજ ગૃહસ્થે '**અર્થશાસ્ત્રની વાતો**' નામનું નાનું પુસ્તક બહાર પાડયું છે.

**રા. ડાહ્યાભાઈ દેરાસરીના 'સરલ અર્થશાસ્ત્ર'** નામના નાના પુસ્તકની ભાષાથી અને વિષયના નાનાં છોકરાંઓ સમજે એવા વિવરણથી મોહ પામી સ્વ. **મી. ચેસ્ટર મેકનોટને** પોતાની રાજકુમાર કોલેજના ક્રમમાં વાંચનના પુસ્તક તરીકે કેટલાંક વર્ષ ચલાવ્યું હતું. આ શિવાય આ વિષયનાં બીજાં પુસ્તકો ભાષામાં હોવાનું જાણ્યામાં નથી.

**(૨) સમાજશાસ્ત્રઃ**—

છેક ઈ. સ. ૧૮૪૮ માં મુંબાઇના પ્રખ્યાત **ડા. ભાઉદાજીએ** 'સ્ત્રી બાળ હત્યા' સંબંધી નાનું પુસ્તક લખ્યું હતું. ત્યાર પછી નાનાં પુસ્તકો

જૂદે જૂદે નામે પ્રગટ થયાં છે. ગુજરાત વર્નાક્યુલર સોસાટીએ ખાસ આવા સમાજના ઉપયોગના ઘણા નિબંધો રચાવ્યા છે. નાનાં નાનાં ઉપયોગી પુસ્તકો પ્રગટ કરવા તરફ જ એ સોસાઇટીની શરૂવાતમાં વૃત્તિ હતી એ આપણે સ્વ. ફોર્બ્સના રિપોર્ટપરથી જાણીએ છીએ. જમણવાર, કન્યાવિક્રય બાળવૈધવ્ય, પેન્શન ફંડ, સ્ત્રીકેળવણી, સ્ત્રીનીતિ, સ્ત્રીઓનું કામ, સ્વદેશહિત, ગુજરાતના ભિખારીઓ વગેરે ઘણી ઘણી બાબતો ઉપર નાનાં પુસ્તકો લખાયાં છે. **રા. રેવાશંકર અંબારામે 'નીતિ સિદ્ધાંત'** નામે ગ્રંથ મરાઠીમાંથી ગુજરાતીમાં આણ્યો છે. લોકોમાં પ્રચલિત વ્હેમના વિદારણે સારૂ પણ ઘણું લખાયું છે. **દલપતરામનો 'ભુત નિબંધ', 'બાળ વિવાહ નિબંધ,' 'દૈવજ્ઞદર્પણ,'** અને **'તાર્કિક બોધ'** તેમ જ **રા. બા. ખુશાલરાયનો 'ડાકણ નિબંધ'** અને **સાંકળેશ્વર જોશીના 'કિમિયાગર ચરિત્રો** અને **'સોની વિષે નિબંધ',** વગેરે વાંચવા લાયક નિબંધો સરલ ભાષામાં લખાયા છે. **કરશનદાસનું 'સંસાર સુખ'** મુંબાઇગીરી ભાષામાં લખાયલું વાંચવા યોગ્ય પુસ્તક છે. **સ્વ. નારાયણ હેમચંદ્રે** આ વિષયનાં ઘણાં નાનાં ને મઝાનાં પુસ્તકો લખ્યાં છે. ઇશ્વરચંદ્ર વિદ્યાસાગરના બંગાળીપરથી લખાયલા વિષ્ણુપરસરામ શાસ્ત્રીના મરાઠી **'વિધવા વિવાહ'**નું ભાષાન્તર **રા. બા. લાલશંકરે** કર્યું છે. સ્વ. ફોર્બ્સ સાહેબને દેશી સ્ત્રીઓની વાતચીત અને રીત રસમનો ખ્યાલ આપવા સારૂ લખાએલી **'સ્ત્રી–સંભાષણ'** નામની નાની ચોપડીને સારૂ અમે અગાઉ કહી ગયા છીએ. **મનઃસુખરામનો 'અસ્તોદય'** તેમ જ **'અવસ્તા જમાનાની ઘરસંસારી બાબત,' 'ભિક્ષુક વિષે નિબંધ,' 'બુદ્ધિપ્રકાશક નિબંધ,' 'ધર્મનીતિ તથા સંસાર,'** અને કરશનદાસની **'નિબંધમાળા'** વગેરે પુસ્તકો સારાં લખાયાં હતાં.

સ્માઇલના સુંદર અને સુબોધકારક ગ્રંથોનાં ઇંગ્રેજીમાંથી ભાષાન્તરો થયાં છે. **'મીઠી મીઠી વાતો'** લખનાર **રા. ગણપતરામ ત્રવાડી** ગુજરાતી સાહિત્યમાં જાણીતા છે. એ ગૃહસ્થે સ્માઇલના સેલ્ફહેલ્પ નામના ગ્રંથનું **'જાત મહેનત'** નામથી સારૂં ભાષાન્તર કર્યું છે. રા. ગણપતરામની

ભાષા સરલ, શુદ્ધ અને રૂઢ છે. 'કર્તવ્ય' એ નામથી એ વિદ્વાનનાં બીજા ગ્રંથ 'ડ્યૂટી'નો અનુવાદ સાક્ષર **શ્રી કમળાશંકરે** કર્યો છે. એમના પુસ્તકની બીજી આવૃત્તિ થઈ છે. આ આવૃત્તિ વધારે સારી અને સરલ થઈ છે. એ જ ગ્રંથકારના ત્રીજા 'કેરેક્ટર' નામના ગ્રંથનું ભાષાન્તર કરી **સ્વ. બલસારે**એ એને **'સદ્વર્તન'** નામ આપ્યું હતું. **સ્વ. મણિલાલે** એ નામ ઉપર કેટલાક કટાક્ષ કર્યા હતા અને પોતે એ જ ગ્રંથના અમુક ભાગનું ભાષાન્તર કરી **'ચારિત્ર્ય'** એ નામથી પોતાના માસિકમાં પ્રગટ કર્યું હતું. આ ત્રણે ગ્રંથ ગુજરાતી ભાષામાં એ જાતના ગ્રંથોમાં ઉચ્ચસ્થાન ભોગવે છે.

## (૩) ન્યાય અને દર્શન સંબંધી ગ્રંથો:—

આ સદીમાં શ્રીમદ્ ભગવદ્ગીતાનાં સાત–આઠ જૂદાં જૂદાં ભાષાન્તર થયાં છે. જૂદી જૂદી ટીકાઓનાં થએલાં આ ભાષાન્તરોને માટે અમે બીજા વિષયને અંગે બોલી ગયા છીએ. જૂનું જાણવાની જીજ્ઞાસા હાલના સમયમાં ખાસ વધી છે અને ગુજરાતી પ્રજા સામાન્ય રીતે જૂના ધર્મ–ધર્મ પુસ્તકો તરફ વધારે વળવા લાગી છે. કેટલાક નવા પંથ, નવા મહાત્મા, નવા ભક્ત પેદા થવાથી લોકોના વિચારનો પ્રવાહ બદલાયો છે. વડોદરાવાળા **શ્રીસન્તૃસિંહાચાર્ય**ની અસરથી ઘણા કેળવણી લીધેલા અને ગ્રાજ્યુએટોના મનનું વળેણ જૂની બાબતો, જુનો ધર્મ એમની તરફ થયું છે. ધર્મ, તત્વજ્ઞાન વગેરેનાં કેટલાંક સારાં પુસ્તકો આવી અસરથી જન્મ્યાં છે.

**શ્રીમન્નથુરામ શર્મા** જેઓ પ્રથમ મ્હેતાજી હતા તેમની તેમજ તેમના શિષ્ય ગણાતા **રા. વિશ્વનાથ સદારામ પાઠકની** તરફથી વેદાન્તનાં કેટલાંક સારાં પુસ્તકો અસ્તિત્વમાં આવ્યાં છે. વિશ્વનાથના સુંદર પુસ્તક **'નચિકેતાસુમનગુચ્છ'** ને માટે અમે કહી ગયા છીએ.

ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી તરફથી **'દર્શનશાસ્ત્ર સંબંધી ચર્ચા'** અને **'પાતંજલ યોગદર્શન'** પ્રગટ થયા છે. સ્વ. મજમુદાર મણિશંકર કીકાણી ગ્રંથમાળામાં યોગ્ય ગ્રંથો પ્રગટ થયા છે. એ ગ્રંથમાળામાં છેલ્લો ગ્રંથ જાણીતા વિદ્વાન **રા. કમળાશંકર પ્રાણશંકર ત્રિવે-**

**દીની** અનુભવી કલમથી લખાયલો છે. શ્રીમદ્ બાદરાયણ પ્રણીત બ્રહ્મસૂત્રો ઉપર શ્રી શંકર ભગવાને રચેલા શારીરક મીમાંસા ભાષ્યનો ગુજરાતી અનુવાદ એક સમર્થ ગ્રંથ બન્યો છે. અમારી સાઠીમાં એ ગ્રંથ પૂરો થયો નથી. એનું એક પુસ્તક જ બહાર પડયું છે.

સુરતના સનાતન ધર્મ મંડળે પણ કેટલાંક પુસ્તકો પ્રસિદ્ધ કર્યાં છે. '**યોગવાશિષ્ટ**', '**યોગ કૌસ્તુભ**', '**યોગચિંતામણિ**', '**સાંખ્યદર્શન**', તેમજ '**સર્વદર્શન**' નામના ગ્રંથો જીજ્ઞાસુઓને માટે પ્રગટ થયા છે. માનસશાસ્ત્ર નામનું એક પુસ્તક પણ લખાયું છે. આ કોટીના ગ્રંથો હજુએ વધારે બહાર પડશે એમ જણાય છે.

### (૪) નીતિ

ઈ. સ. ૧૮૫૩માં **ઉમેદરામ ઇચ્છારામ** તરફથી **લઘુહિતોપદેશ** નામનું નાનું પુસ્તક બહાર પડયું હતું. તે કાળમાં કેવી કેવી બાબતો તરફ લોકોનું લક્ષ ખેંચાયું હતું તે સમજવાને આ નાની ચોપડી સંભારવાની જરૂર છે. ત્યારબાદ જૂનાં પુસ્તકોનાં ભાષાન્તરો થયાં છે. સને ૧૮૭૬ માં ખંભાતના હાલના દિવાન **રા. માધવરામે** ભર્તૃહરિનાં શતકોનું ભાષાન્તર કર્યું હતું, તે પછી ૧૮૭૮ માં બીજું, અને કેટલાંક વર્ષ બાદ બીજાં બે, એ પ્રમાણે આ શતકોનાં ચારેક જૂદાં જૂદાં ભાષાન્તરો ભાષામાં થયાં છે. બીજા ઘણા કવિયોનાં મુક્તકો ભર્તૃહરિને નામે ચાલે છે. પ્રસિદ્ધ થયેલાં શતકોમાં પાઠ શંશોધિત કરીને, ભર્તૃહરિનાં કિયાં તે નક્કી કરીને અનુવાદ થયો હોય એમ જાણ્યામાં નથી. આ શતકોની સારી આવૃત્તિની જરૂર છે.

ઇ. સ. ૧૮૭૯ માં **રા. હરગોવંદદાસ કાંટાવાળાએ** '**નીતિ અને લૌકિક ધર્મ**' નામે એક ઇંગ્રેજી પુસ્તકનું ભાષાન્તર કર્યું હતું. એક દક્ષણી ગૃહસ્થે ૧૮૭૩ માં વૃદ્ધ ચાણાક્યનો અનુવાદ કર્યો હતો. ત્યારપછી બીજું ભાષાન્તર પણ થયું છે. **સ્વ. હ. હ. ધ્રુવે** કરેલું '**લઘુચાણાક્ય**'નું ભાષાન્તર **સ્વ. માણેકલાલ ભવાનિલાલે** સન ૧૮૭૫ માં પ્રસિદ્ધ કર્યું હતું.

'**નશયતે પાન્લન**', '**સ્ત્રીજ્ઞાન દીપિકા**', વગેરે **પારસી** ગૃહસ્થોની કલમથી લખાયાં છે. તેમજ શેખશાદીની નશયતનું ફારસીમાંથી એક હિંદુ

ગૃહસ્થે ભાષાન્તર કર્યું છે. એક પારસી સન્નારીએ '**લોર્ડ ચેસ્ટરફીલ્ડની પોતાના દિકરાને શીખામણ**' પણ ગુજરાતીમાં આણ્યું છે.

અમદાવાદના જૂના કાળના એક મેજીસ્ટ્રેટ, સુરતવાસી **રા. રાજાભાઇ**-એ પોતાની અનુભવી કલમે '**લાંચ વિશે નિબંધ**' લખ્યો હતો. આ નિબંધે તે કાળમાં ઠીક કુતુહલ ઉપજાવ્યું હતું! આ વિષયમાં એક પારસી લેખનારનું '**જીંદગી ભોગવવાની જુક્તિ**' નામનું પુસ્તક, પારસી ગુજરાતી ભાષા છતાં પણ આવકાર આપવા યોગ્ય છે. આ પુસ્તક મૂળ સંસ્કૃતમાંથી ટીબેટની ભાષામાં, તેમાંથી ચીનાઈ ભાષામાં, તેમાંથી ઈંગ્રેજીમાં અને તેમાંથી પાછું એતદ્દેશીય ગુજરાતીમાં આવ્યું છે અને ઘણું મનોરંજક છે.

આ વિષયનાં નાનાં મોટાં બીજાં ઘણાં પુસ્તકો થયાં છે પણ બધાને અહિં સંભારવાનું પરવડતું નથી.

૫. કેળવણી અને શિક્ષણશાસ્ત્ર:—

શેઠ **કેખુશરો હોરમજજી આલપાઇવાળાએ** સને ૧૮૫૫ માં 'મુંબાઈમાં દેશીઓની કેળવણી' નામે નિબંધ લખ્યો હતો. સને ૧૮૭૯ માં મુંબાઇમાં 'મુક્તાબોધ' નામે કોઈ **મુક્તાબાઇ** નામની સન્નારીએ લખેલા દેશી સ્ત્રીઓની નીતિ અને કેળવણી સંબંધી પત્રો પ્રગટ થયા હતા. **રા. ગણપતરામ** ત્રવાડીની 'મીઠી મીઠી વાતો' ના નાના પુસ્તકને પણ અમે આ કોટીમાં જ મુકીએ છીએ. નીતિનો રસદ્વારા બોધ કરવાને સારૂ મીસ એજવર્થ નામની સન્નારીએ લખેલા ઈંગ્રેજી પુસ્તકનું આ સુંદર રૂપાંતર છે. આ ભાષાન્તર બરાબર રસાનુસારી જ છે, અને તે એટલે દરજ્જે કે જો એ વાત એમણે પ્રસ્તાવનામાં સૂચવી નહોત તો અજાણ્યા વાંચનારને કદી પણ એમ ન લાગત કે આ વાર્ત્તાઓ મૂળે ઈંગ્રેજીમાંથી લીધેલી છે. ભાષા અતિશય સંભાળયુક્ત સરળતા, શુદ્ધિ અને રૂઢિથી જ રચાયલી છે.

ખાસ કેળવણીના ધંધાને લગતાં પુસ્તકો તો સરકાર તરફથી જ પોતાની નિશાળોના ઉપયોગ સારૂ લખાયાં છે. '**કેળવણી પ્રકાર અને નિશાળ પદ્ધતિ**' અને '**શિક્ષા પદ્ધતિ**' નામના ગ્રંથો સ્વ. **મહીપત**

રામે અંગ્રેજી ઉપરથી લખ્યા છે. આ પુસ્તકો સરકારી ટ્રેનિંગ કોલેજોમાં શીખવાય છે. સ્વ. નવલરામે પોતાના શિષ્યો સારૂ તૈયાર કરેલી પોતાનાં વ્યાખ્યાનોની નોંધ શાળાપત્રમાં છપાઈ છે. આ નોંધ બહુ વિસ્તારવાળું નહિ પણ સમર્થ પુસ્તક બન્યું છે. કેળવણીના ફાયદા બતાવતું 'વિદ્યાબોધ' નામનું નાનું પુસ્તક સ્વ. કવીશ્વરે લખ્યું હતું.

રા. બુલાખીદાસ ગંગાદાસે 'હર્બર્ટસ્પેન્સરના એજ્યુકેશન' નામના મહાગંભિર પુસ્તકનું ભાષાન્તર 'કેળવણી' એ નામથી કર્યું છે. સ્પેન્સર જેવા સર્વોત્તમ ફીલસુફના મનની, નીતિની અને શરીરની કેળવણી સંબંધી ઉમદા વિચારો જાણવાની ગુજરાતી વાંચનારને આ પુસ્તકથી તક મળી છે. આ પુસ્તક એ ભાઈએ અસાધારણ કાળજીથી કર્યું છે એમ એની પ્રત્યેક લીંટીથી જણાય છે. સ્પેન્સર જેવા તત્ત્વવેત્તાની ગૂઢ વિચારો ભરેલી વાણી ભાષાન્તર કર્તાએ તેનું ગાંભિર્ય કે યથાર્થતા કાંઈ પણ જવા ન દેતાં એવી તો સરળ, શુદ્ધ અને રૂઢ ગુજરાતીમાં ફતેહમંદીની સાથે ઉતારી છે કે આપણને સાનંદાશ્ચર્ય થાય છે. વાંચનારને આ પુસ્તક ન સમજાય તો તેમની સામાન્ય કેળવણીનો જ વાંક.

આ સાઠીમાં આ કોટીનો એક '**શિક્ષણનો ઇતિહાસ**' નામે સમર્થ ગ્રંથ પ્રસિદ્ધ થયો છે. વડોદરાના કલાભવનના માજી પ્રિન્સિપાલ **રા. મણિશંકર ર. ભટ્ટે,** શ્રી મન્મહારાજા ગાયકવાડ શયાજીરાવે સ્થાપિત કરેલી '**શ્રી સયાજી જ્ઞાન મંજુષા**' ને સારૂ આ ગ્રંથ લખ્યો છે. એ ગ્રંથમાં આર્યાવર્ત, ગ્રીસ, રોમ, ચીન, ઇજીપ્ત, ઇઝરાયલ, અર્બસ્તાન, યૂરોપ, ઈત્યાદિ દેશોમાં શિક્ષણ જે પ્રકારે ચાલેલું, શિક્ષણ શાસ્ત્રીઓએ તે તે દેશોમાં જે જે ઉદ્દેશો ઉપજાવેલા અને જે જે યોજનાઓના માર્ગ સૂચવેલા, તેનો સારો સંગ્રહ થયો છે. વિષયને અનુકુળ સાદી ભાષામાં લખાયલો આ ગ્રંથ દરેકને વાંચવા યોગ્ય છે.

આ શીવાય કેળવણી સંબંધી બીજા ગ્રંથો પ્રગટ થયા જણાતા નથી. આ અગત્યના વિષય તરફ ગુજરાતી લેખકોનું વલણ જણાતું નથી એ દૂર્દૈવ જ છે.

## ૬. વ્યવહાર અને ધર્મશાસ્ત્ર:—

### અ. અંગ્રેજી કાયદા:—

ઇંગ્રેજી ભાષામાં ધર્મશાસ્ત્ર એટલે કાયદાનાં ઘણાં પુસ્તકો પ્રસિદ્ધ થાય છે. એ દેશમાં ઘણા કાયદા આપણા દેશમાં ચાલતા કાયદાની પેઠે કલમવાર બનાવેલા નથી. તેથી એ વિષયનાં નાનાં અગર મોટાં વિવેચનવાળાં પુસ્તકો પ્રગટ થાય છે. સરકાર તરફથી મંજૂર થયેલા કાયદા કાનુનોનાં ભાષાન્તરો ગુજરાતીમાં થયાં છે. દિવાની કામ ચલાવવાની રીતનો કાયદો, પુરાવાનો કાયદો, મુદતનો કાયદો, કરારનો કાયદો, ફોજદારી અને ફોજદારી કામ ચલાવવાની રીતનો કાયદો એ પ્રમાણે ઘણાં ભાષાન્તરો ગુજરાતીમાં થયાં છે. સદર અદાલત અને હાઇકોર્ટોએ ચુકવેલા ફેંસલાઓનાં ભાષાંતરનાં પણ કેટલાંક પુસ્તકો બહાર પડયાં છે.

**સ્વ. કેશવલાલ મોતીલાલ વકીલ** અને **સ્વ. ભોગીલાલ વકીલના** '**અપકૃત્ય**' ઉપર સારાં પુસ્તકો પ્રગટ થયાં છે. **મી. તાલેયારખાં** અને **રા. પ્રાણશંકરે** પોલીસને જરૂરનાં પુસ્તકો લખ્યાં છે.

**સ્વ. ગીરધરલાલ કોઠારીએ** '**એચીસનનાં** તહનામાં' માંથી ગુજરાતને લગતા ભાગનું ભાષાન્તર ઘણા વર્ષ ઉપર કર્યું હતું. આવી ઘણી ખરી ચોપડીઓ વકાલત કરનારા અગર સરકારના 'ઓરીએંટલ ટ્રાન્સ્લેટર' ની તરફથી પ્રસિદ્ધ થઈ છે.

### બ હિંદુધર્મશાસ્ત્ર.

અમદાવાદના વકીલ **સાંકળચંદ રતનચંદનું** 'હિંદુધર્મશાસ્ત્ર,' **ગીરધરલાલ દયાળદાસનો** '**હિંદુધર્મશાસ્ત્ર સંગ્રહ**,' **છોટાલાલ ભટ્ટનાં** '**વ્યવહાર મયુખ**' અને સ્વ. ભોળાનાથ સારાભાઈની '**મિતાક્ષરા**' આ જાતના ગ્રંથોમાં મુખ્ય છે. '**પારાશર સ્મૃતિ**' અને '**મનુસ્મૃતિ અથવા માનવ ધર્મશાસ્ત્ર**'નાં સારાં ભાષાન્તરો થયાં છે એ કહી ગયા છીએ. વકીલોનો વર્ગ અંગ્રેજી જાણનારો થવાથી હવે આવાં પુસ્તકો નીકળવાનો સંભવ ઓછો છે.

**क મુસલમાની.**

સન ૧૮૭૧ માં મુસલમાની સરેહ નામનું પુસ્તક દિ. બા. **મણિભાઇ જશભાઇએ** પ્રગટ કર્યું હતું. ત્યાર બાદ બીજાં એક બે એ વિષયનાં પુસ્તકો બહાર પડયાં છે. માત્ર ગુજરાતી જ જાણનારા વકીલોને અભાવે આવાં પુસ્તકો પ્રગટ થવાનો હવે સંભવ જણાતો નથી.

**ङ દેશીરાજ્ય.**

ભાવનગર, પાલણપુર, રાધનપુર વગેરે રાજ્યોએ પોતાનાં રાજ્યનાં નાનાં નાનાં કાયદાનાં પુસ્તકો છપાવ્યાં છે. **શ્રીમન્ત ગાયકવાડ સરકારે** પોતાના રાજ્ય સારૂ કાયદા બનાવવા માટે ખાસ મંડળ નીમ્યું હતું. સહજ ફેરફાર-વાળા છતાં આ કાયદાઓ બહુધા અંગ્રેજી કાયદાના અનુસરણ રૂપે જ છે. એ કાયદાઓમાં એતદ્દેશિય ભાષામાં નવી પરિભાષા ઉપજાવી કાઢવાનો સારો યત્ન કર્યો છે; તેમજ ઇંગ્રેજી કાયદા કરતાં આપણી પ્રજાને વધારે અનુકુળ થાય એવો સ્હેજ ફેરફાર પણ કર્યો છે. ઉક્ત રાજ્યો સિવાય બીજાં કોઈની તરફથી પોતાના રાજ્યના કાયદાનાં પુસ્તકો પ્રગટ થવાનું જાણવામાં નથી.

**૭ પ્રકૃતિવિજ્ઞાન કિંવા ભૌક્તિક વિદ્યા:—**

આ સાઠીની શરૂવાતમાં **પાંડુરંગ ગાનોબાએ '** **સૃષ્ટિજન્ય ઇશ્વર જ્ઞાન '** નામનો અંગ્રેજી ઉપરથી સારો ગ્રંથ તૈયાર કર્યો હતો. આ ગ્રંથમાં જરૂરનાં થોડાં થોડાં ચિત્રો પણ આપવામાં આવ્યાં હતાં. ત્યાર બાદ નિશાળો અને ટ્રેનિંગકોલેજ સારૂ કેળવણીખાતા તરફથી **રા. સા. મહીપતરામે** **' ભૂસ્તર વિદ્યાનાં મૂળતત્વો '**, **' પદાર્થ વિજ્ઞાન '** વગેરે નાની નાની ચોપડીઓ ઇંગ્રેજી મૂળ ઉપરથી તૈયાર કરી હતી. તેમની **' ભૂસ્તર '** સ્વ. ડા. થીઓડોર કુકની નાની ચોપડીનું ભાષાન્તર હતું. ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીએ **' સરળ પદાર્થ વિજ્ઞાન '** નામની નાની ચોપડી આ લખનાર પાસે લખાવી છે. આ પુસ્તક કાઠીઆવાડ ટ્રેનિંગકોલેજમાં ઘણાં વર્ષ સુધી શિખવાયું છે. આ લખનારનો ' વિદ્યાર્થીનો મિત્ર' ભૂસ્તર વિદ્યા, રસાયનશાસ્ત્ર અને સાર્વજનિક આરોગ્યનું નાનું પુસ્તક છે. ઘણાં વર્ષ પૂર્વે **રા. બા. લાલશંકરે** પેજના ઇંગ્રેજી ગ્રંથને આધારે **' ભૂતળવિદ્યા '** નામનું પુસ્તક પ્રગટ કર્યું હતું.

## ૮ રસાયનશાસ્ત્ર.

સન ૧૮૫૦ માં એક પારસી ગૃહસ્થે 'રસાયનશાસ્ત્ર ચીત' નામના ઈંગ્રેજી ગ્રંથનું ગુજરાતીમાં ભાષાન્તર કર્યું છે. શાસ્ત્રની મૂળ ઉત્પતિ કિમિયામાંથી થઈ છે. આપણા સાહિત્યમાં પ રસાયનશાસ્ત્રનાં પુસ્તકો પ્રગટ થવાની પૂર્વે 'કિમિયાગર ચરિત્ર' ન નિબંધ પ્રસિદ્ધ થયો હતો. અમદાવાદના સ્વ. **જોશી સાંકળેશ્વરે** સન ૧૮૬૯ માં ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી સારૂ આ નિબંધ લખ્યો હતો. આ કાળમાં વખતે આપણા મનમાં એમ આવે કે આવા વિષય ઉપર નિબંધ લખવા લખાવવાની જરૂર શી ? દિવસે દિવસે વિદ્યા અને જ્ઞાનના વધારાને લીધે કિમિયાથી ઠગાનારાં હાલ ઓછાં નીકળે, પણ જે કાળની વાત અમે કરીએ છીએ તે કાળે કિમિયો સાચો માનનારા, ઠગનારા અને ઠગાનારાનો તોટો ન હતો. ઠેર ઠેર કિમિયાગરો દેખાવ દેતા. કોઈને હિમાલયપરથી તો કોઈને ગિરનારપરથી સિદ્ધિ મળેલી કહેવાતી. કોઈ પાંચ પચ્ચીશ રૂપીઆની તો કોઈ સેંકડો રૂપીયાની ભઠ્ઠી ચઢાવી ભોળાઓને ભરમાવી ઠગી જતા. કોઈને આગીઓ વૈતાળ તો કોઈને સાક્ષાત્ આદિભવાનિ પ્રસન્ન હતાં અને તેમની પ્રાર્થનાથી હલકી ધાતુમાંથી સોનું બનાવી આપતાં. આમ હોવાથી આ ઠગાઈનું ભોપાળું ઉઘાડું પાડવાનું કામ ખરેખરૂં પારમાર્થિક હતું. એ પુસ્તકમાં કિમિયાગરો કેવે વેશે આવે છે, કેવા કેવા ઢોંગ કરે છે અને છેવટે લોકોને કેવી રીતે ઠગીને પાયમાલ કરે છે-તેનું વર્ણન આપ્યું છે. ઈ. સ. ૧૮૭૨ ની સાલમાં રસાયનશાસ્ત્રના સહેલા અને રમુજી પ્રયોગોનું એક નાનું ચોપાનીયું પ્રસિદ્ધ થયું હતું.

છેક સન ૧૮૭૫ ની સાલ સુધી ખાસ રસાયનશાસ્ત્રનાં પુસ્તકો પ્રગટ થયાં નહોતાં. તે અરસામાં મુંબાઈ સરકારે દેશી ભાષામાં શિક્ષણ આપીને હોસ્પીટલ એસિસ્ટંટો તૈયાર કરવાને મુંબાઈની ગ્રાંટમેડીકલ કોલેજમાં ગુજરાતી અને મરાઠી એવા નવા વર્ગ ઉઘાડ્યા હતા. આ વર્ગને સારૂ જરૂરનાં પુસ્તકો લખવાનું કામ ત્યાંના શિક્ષકોને માથે આવી પડ્યું હતું. એમણે

…શારીરશાસ્ત્ર અને વૈદ્યક વગેરેના ગ્રંથો લખ્યા …નું એક લઘુ પુસ્તક સુરતવાળા **દા. ધીરજરામ** …તેમ જ ઉક્ત વર્ગના એક શિક્ષક **દા. કેખુશરો** …રસાયનશાસ્ત્ર, સિદ્ધ પદાર્થ વિજ્ઞાન વગેરે લખ્યાં …પુનામાં નવા ઇંગ્રેજીમાં શિક્ષણ આપતા વર્ગ કાઢીને …ધ કરવાથી એતદ્દેશીય ભાષામાં વૈદ્યકનું શિક્ષણ અપાતું બંધ થયું. કોઈ પણ સંસ્થામાં શિક્ષણને માટે મુકરર ન થયાં હોય તો આવાં પુસ્તકો માત્ર શોખની ખાતર વાંચનારા મળતા નથી. રાજકોટની કાઠીઆવાડ ટ્રેનિંગ કોલેજમાં શિખવવાના જ ઉદ્દેશથી અમે **'સરળ રસાયન'** ઘણાં વર્ષ પૂર્વે લખ્યું હતું; આ પુસ્તક એ કોલેજમાં ઘણાં વર્ષ શિખવાયું છે. **સ્વ. મહિપતરામે** ' વિદ્યાપ્રવેશ ગ્રંથાવલિ 'માંથી ' રસાયન ' વગેરે પુસ્તકોનાં ભાષાન્તર કર્યાં છે. વિજ્ઞાનનાં પુસ્તકો લખતાં અને ભાષાન્તર કરતાં પારિભાષિક શબ્દોની ઘણી અડચણ પડે છે. જૂદા જૂદા લખનાર જૂદા જૂદા શબ્દોની યોજના કરે છે. રસાયનશાસ્ત્રના ગ્રંથોમાં પ્રથમ જ રસાયનિક ચિન્હોનો વાંધો આવીને ઉભો રહે છે. ઇંગ્રેજી અને યુરોપની બધી ભાષાઓમાં રસાયનિક ચિન્હ એક જ ધોરણનાં વપરાય છે. જે ધોરણે રસાયનિક ચિન્હ કલ્પવામાં આવે છે તે ધોરણ પ્રમાણે ગુજરાતીમાં નવાં ચિન્હ કલ્પવાં કે ઇંગ્રેજી વગેરેમાં પ્રચલિત છે તે કબુલી લેવાં એવો મહત્વનો સવાલ ઉઠે છે. પદાર્થોમાં પણ તેમનાં નામ નવાં કલ્પવાં કે પ્રચલિત રાખી લેવાં એ વિચારવા જેવું છે. બીજી રીતે કહીએ તો હૈડ્રોજન અને ઓક્સિજનને એજ નામે ઓળખવાં કે કેટલાંક કરે છે તેમ ' ઉદકજન્ય ' અને ' પ્રાણવાયુ ' એવાં બદલવાં ?

રસાયનિક ચિન્હોને માટે **પ્રો. ગજ્જરે** વિદ્વતા ભરી યોજના કાઢી હતી. અમે ભૂલતા ન હોઈએ તો પોતાના કળાભવનના શિષ્યોને એ રીતી શિખવીએ હતી. દા. નારાયણ દાજી જેમણે વૈદ્યકના મરાઠી વર્ગને સારૂં રસાયનશાસ્ત્ર લખ્યું હતું તેમણે વળી જૂદી જ યોજના પસંદ કરી હતી. જે ધોરણે યુરોપની ભાષાઓમાં નામો યોજાય છે તે જ ધોરણે, પણ દેશી નામો ઉપરથી

આ ચિન્હ કલ્પ્યાં હતાં. લોઢાનું લેટીન્ ભાષામાં નામ ફેરમ્ છે અને એ ઉપરથી એનું રસાયનિક ચિન્હ ' એફ઼ઈ ' એવું કલ્પ્યું છે તેને બદલે એતદ્દેશીય નામ લોઢું લોખંડ-ઉપરથી એનું ચિન્હ એમણે ' લો ' એવું રાખ્યું હતું. બેશક આ રીતથી વિદ્યાર્થિઓને શિખીને યાદ રાખવાની સુગમતા થતી. આવી સુગમતાથી લોભાઈને અમે અમારા પુસ્તકમાં એ ધોરણ રાખ્યું હતું. યુરોપનાં રસાયનશાસ્ત્રનાં પુસ્તકોમાં પારાને સર્વત્ર-સઘળા દેશોમાં '( Hg ) એચ,જી' લખાય છે. દા. નારાયણની યોજનાને અનુસરીને **સરલ રસાયન**માં અમે પારાનું ચિન્હ પા રાખ્યું હતું. વિદ્યાપ્રવેશ ગ્રંથાવલિમાં સ્વ. મહીપતરામે વળી વિલક્ષણ ધોરણ રાખ્યું છે. એમણે પારાનું ચિન્હ ' એચ્ જી ' નહિ, પા નહિ, પણ ' હગ ' એવું રાખ્યું હતું ! હિંગળોક એ પારાનો ઓક્સાઈડ છે અને સઘળા દેશના રસાયનિક શાસ્ત્રીઓ એનું રસાયનિક ચિન્હ 'HgO. એચ જી ઓ ' રાખે છે. દા. નારાયણની પદ્ધતિ પ્રમાણે એ ચિન્હ 'પાઓ' લખાય. સ્વ. મહીપતરામની પદ્ધતિ પ્રમાણે લખતાં ' હગઓ ' લખાય. ' એચ જી ઓ ' લખવાથી આખી દુનિયાના રસાયનશાસ્ત્રીઓમાં એ પદાર્થની પ્રતિતી થાય. પણ બીજી રીતે લખવાથી માત્ર એ પદ્ધતિ શિખેલામાં જ સમજાય. તેમાંએ ' હગઓ 'માં તો દરેક અક્ષરના ઉચ્ચારના ભાષાન્તર છે. ટ્રાંસ્લેટરની ઓફીસમાંથી નીકળતાં અક્ષરે અક્ષરનું ભાષાન્તર થયા વગર ન રહે એ, સિવાય બીજું કાંઈ ધોરણ જણાતું નથી. અમારા **'સરલ રસાયન'** ની ચિન્હની પદ્ધતિ ઉપર સ્વ. ડા. ટેલરે ટીકા કરી હતી. આ ટીકા અમને વજૂદવાળી જણાયાથી અમે એ રીત બદલીને મૂળ ઇંગ્રેજી ચિન્હો જ રાખ્યાં હતાં. અમારો આધીન અભિપ્રાય એવો છે કે પ્રાણવાયુ એવો નવો શબ્દકલ્પીને એકદેશી કરી નાંખવા કરતાં, ઓક્સિજન શબ્દને જ ગુજરાતી કરી નાંખ્યો હોય તો શી હરકત છે? પગાર, તબેલો એવા એવા શબ્દ દેશી બની ગયા છે, તો ઓક્સિજનનો શો બાધ છે?

વિજ્ઞાનના બીજા વિભાગોની પેઠે આ વિભાગોમાં પણ જૂજ ગ્રંથો છે અને ખાસ જરૂર પડયા વગર નવા લખાય એમ લાગતું નથી.

## ૯. પ્રાણિવિદ્યા.

કોઈ પારસી ગૃહસ્થે પ્રાણિવર્ણનનો મ્હોટો ગ્રંથ લખ્યો છે. ગુજરાત-

વર્નાક્યુલર સોસાઈટીએ **રા. બળવંતરામ** પાસે પ્રાણિવર્ણનના ત્રણ ભાગ ઘણા વર્ષ ઉપર લખાવ્યા હતા. **રા. ભાનુસુખરામે** 'પ્રાણિવર્ણન'નો એક ગ્રંથ થોડાં વર્ષ ઉપર ગુજરાતી સાહિત્ય ભંડોળમાં ઉમેર્યો છે.

### ૧૦. ખેતીવાડી અને વનસ્પતિશાસ્ત્ર કિંવા વાનસ્પત્ય.

સન ૧૮૫૨ની સાલમાં 'કપાસના ઝાડની વાત' એ નામનું ચોદ પાનાનું નાનું પુસ્તક **સ્વ. મગનલાલ વખતચંદ** તરફથી પ્રગટ થયું હતું. ખેતીવાડી અને વનસ્પતિ વિષે છપાયલું આ નાનું પુસ્તક એ વર્ગમાં પહેલું જ હતું, એમ અમારૂં ધારવું છે. ત્યારપછી છેક ૧૮૭૦ની સાલમાં **રા. રેવાશંકર અંબારામ અને પ્રાણગોવિંદ મહેતાજીઓ** તરફથી ખેતીવાડીનું પુસ્તક પ્રગટ થયું હતું. શરૂવાતમાં થયેલાં આ પુસ્તકો સ્તુત્ય પ્રયત્ન રૂપે જ હતાં. આગાઉ જતાં ભાવનગરમાં **મી. જાનીની** તરફથી ખેતીવાડી સંબંધી પુસ્તક અને ચોપાનીયું નીકળ્યું હતું, મદ્રાસમાં ખેતીવાડીની કોલેજ અને પુનામાં ખેતીવાડીનો વર્ગ ઉઘડવાથી ત્યાંની કેળવણીની અસરથી અને 'ખેતીવાડી'નો વિષય સરકારે ઐચ્છિક તરીકે હાઈસ્કુલોમાં દાખલ કરવાથી એ વિષયનાં કેટલાંક પુસ્તકો ભાષામાં જન્મ પામ્યાં છે. મદ્રાસની કોલેજના ગ્રેજ્યુએટ અને મીણબત્તીના કારખાનાને સારૂ પ્રસિદ્ધ થયેલા **રા. મોતીલાલ કશળચંદ શાહે** ખેતીવાડીનાં એએક સારાં પુસ્તક લખ્યાં છે. આ બધાં પુસ્તકો ઇંગ્રેજી પુસ્તકોનાં અનુસરણ રૂપે જ છે. રા. મોતીલાલે પોતાનાં પુસ્તકમાં આ દેશને લગતી કેટલીક બાબતો આપી છે. મુંબાઈની 'એગ્રીકલચરલ સોસાઈટી'ની તરફથી **'ખાતર અને ઝાડ પાલાની વનસ્પતિ વિશે'** એ નામે પુસ્તક પ્રગટ થયું છે. આ પુસ્તકમાં ખાતરની જાતો અને પાકમાં આવતા રોગોનું વર્ણન છે. પાકમાં આવતા ગેરૂ વગેરે કેટલાક રોગનાં વર્ણન વગેરેનાં છૂટાં ચોપાનીઆં સરકાર તરફથી પણ નીકળ્યાં છે.

ગોંડળના રાજ્યના બગીચાના અધિકારી એક દક્ષણી ગૃહસ્થે **'બગીચાનું પુસ્તક'** અને **'ખેતીવાડી'** એ નામનાં સુંદર મોટાં પુસ્તકો બહાર પડયાં છે. બગીચાના પુસ્તકમાં એતદ્દેશીય ફળ, ફુલ, અને બગીચાનાં ઝાડ વગેરેની સારી માહિતી આપી છે.

'**વનસ્પતિશાસ્ત્ર**' નામનું નાનું પુસ્તક મુંબાઇના કેળવણીખાતાએ આ લખનાર પાસે ઘણા વર્ષ પહેલાં લખાવ્યું છે. આ પુસ્તકમાં એતદ્દેશીય વનસ્પતિના જ સચિત્ર દાખલા આપ્યા છે. આથી પુસ્તકના ઉપયોગમાં ખાસ વધારો અને સુગમતા થઇ છે. આ પુસ્તક ટ્રેનિંગ કોલેજોમાં કેટલાંક વર્ષ શિખવાયું છે.

આપણા દેશમાં યૂરોપના જેવો વિજ્ઞાનનો ફેલાવો નથી તો શોધકોની તો આશા જ ક્યાંથી ? આમ હોવાથી જે જે પુસ્તકો વગેરે લખાય છે તે યૂરોપિયન પંડિતોનાં પુસ્તકોને ઓછાં વત્તાં અવલંબીને જ લખાયલાં હોય છે. આથી તેમને ખરૂં જોતાં મૂળ પુસ્તક કહી શકાતાં નથી. આ વિભાગની મહત્તાના પ્રમાણમાં એવી ઢબનાં પણ પુસ્તકો ઝાઝાં લખાયાં નથી એ શોચનીય છે.

## ૧૧ ખગોળવિદ્યા—જ્યોતિષ.

છેક ઈ. સ. ૧૮૫૦ માં **મી. ગ્રીન અને દુરગારામ મહેતાજીએ** ખગોળના પુસ્તકનું પ્રથમ ભાષાન્તર કર્યું હતું. અમદાવાદના હિતેચ્છુ પત્રના માલીક **સ્વ. પીતાંબરદાસ ત્રીભોવનદાસ મહેતાજીએ** સન ૧૮૫૮ માં ખગોળનું એક પુસ્તક લખ્યું હતું. ત્યારબાદ કેળવણીખાતા તરફથી **સ્વ. મહીપતરામે** ૧૮૭૩ અને ૭૮ માં એમ બે નાનાં પુસ્તકોનાં ભાષાન્તર કર્યાં હતાં. એ સિવાય આ ગહન અને મનોરંજક વિષય ઉપર ભાષામાં બીજાં પુસ્તકો લખાયાં હોય એમ અમારી જાણમાં નથી.

લોકોમાં સાધારણ રીતે પ્રચલિત જોડકણાં, જે સાધારણ રીતે 'ભડલીની વાણી' કહેવાય છે તેનો સંગ્રહ બહાર પડયો હતો એવું અમને સ્મરણ છે. પરન્તુ એ પુસ્તક હાથ આવતું નથી અને એના વિશે બીજી માહિતી પણ મળતી નથી.

'અશાડા સુદ પંચમી, જો ઝબૂકે વીજ
દાણા વેચી ધન કરો, રાખો બળદને બીજ'

આવી આવી ઘણી સૂચનાઓ લોકોમાં પ્રચલિત છે. કાઠીઆવાડના

એક મહેતાજી દેવજી ઉકા પાસે નાગજી કવિના કુંડળીઆ છે. સંવત્સરોના આખા ચક્રની સંખ્યાને સારૂ એ કવિએ અગમચેતી ભાખી છે. રા. દેવજી દેશી વાયુચક્રશાસ્ત્રી એ ઉપનામથી પ્રતિવર્ષ એ સંવત્સરના નામનો કુંડળીઓ છાપી એ વર્ષનું ભવિષ્ય જણાવે છે.

લીમડીના કોઈ જ્યોતિષીએ અને ભરૂચનિવાસી કોઈ વાનપ્રસ્થ વકીલે ફળાદેશનાં પુસ્તકો બહાર પાડયાં છે, અને તે ઘણાં વંચાયાં છે.

ફળાદેશ વિશે બોલતાં **કવીશ્વર દલપતરામના 'દૈવજ્ઞદર્પણ'** સંબંધે બોલવાનું પ્રાપ્ત થાય છે. એ નિબંધમાં ફળાદેશ કહેનારા જોશીઓને કવીશ્વરે વધાવી લીધા છે. જોશીઓ શું શું કહે છે, અને ભોળાં માણસોને કેવી રીતે ભરમાવે છે વગેરે એમની સાદી અને ઉત્સાહભરી ભાષામાં ઠીક ઠીક કહ્યું છે. એ નિબંધના મુખપૃષ્ઠ ઉપરનો શ્લોક અમારા વાંચનારાના કુતુહલની ખાતર આપીએ છીએ.

**गणिकागणकौ समानशीलौ**
**निजपञ्चाङ्गनिदर्शकावुभौ**
**अधमोत्तमयोः प्रकामतुष्टचैः**
**विधिना वित्तहरौ विनिर्मितौ ॥ १ ॥**

આ શ્લોક જ નિબંધમાં શું શું કહ્યું હશે તેનો સહજ ખ્યાલ આપશે ! કવીશ્વરની

'તમે એકે જઈ નહિ આપશો જઈ જોશીને,
'દઈ દેજો પૈસા પાંચ ડોસા ડોશીને
'કાંઈ દાલા કુવામાં ઠેલીએ જઈ જોશીને
'નિતનિત કરીએ નમસ્કાર ડોસા ડોશીને' ઈ. ઈ.

એ રમુજી ગરબી તો અમારા વાંચનારાઓને યાદ હશે.

ખોળ કરતાં શુકન વિશે સુભાગ્યે **'નજુમનામુ'** અને **'શીયાળ-શુકનાવળી'** નામનાં બે નાનાં ફટાકીયાં, તેમ જ **'નેપોલિઅનની શુકનાવળી'** એવા મોટા નામનું છપાનીયું એટલું જ માત્ર આ વ્હેમનું સાહિત્ય ઉદ્ભવ થવા પામ્યું છે.

## ૧૨ વૈદ્યક-આરોગ્ય.

છેક ઈ. સ. ૧૮૫૦ માં મી. **રૂસ્તમજી સોરાબજી** તરફથી ડા. મેકલીનના શારીરશાસ્ત્રનું ભાષાન્તર થયું હતું. ૧૮૭૫-૭૬ માં ડા. **ધીરજરામે** શારીરવિદ્યાના-૧ અસ્તિવિદ્યા અને ૨ માંસપિંડ એવા બે જૂદા જૂદા ભાગ બહાર પડયા હતા. ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીએ શરૂવાતમાં શીળી કઢાવવા સંબંધી લોકોમાં વ્હેમ હોવાથી **સ્વ. મગનલાલ વખતચંદ** પાસે '**શિળી વિષે નિબંધ**' લખાવ્યો હતો. આટલા વર્ષ પછી આપણને વખતે એમ લાગે કે એ વિષયના નિબંધની શી જરૂર? દરેક માબાપ પોતાનાં છોકરાંને શીળી તો કઢાવે જ. પણ તે કાળે તેમ નહોતું. શીળી કાઢનાર આવ્યો જાણીને લોકો પોતાનાં બચ્ચાં સંતાડી દેતાં. શીળી કાઢનારથી ભડકીને વખતે આખા ગામના લોકો નાશી જતા. શીળી વિશે સામાન્ય લોકો શું માનતા એનો ખ્યાલ દલપતરામના રાજ્યવિદ્યાભ્યાસમાંથી આપેલી નીચેની કવિતાની લીંટીઆથી સમજાશે.

બળિયા કાઢે નિસરે ફરી, માતા મારે કોપજ કરી
જેને ફરિ બળિયા નિસરે, એને દાક્તર એવું કરે
ખૂબ ખાટલા સાથે ઘસે, જ્યાં સુધી જીવથી તે જશે.

(રાજવિદ્યાભ્યાસ.)

યુનાની વૈદ્યકના પુસ્તક '**તીબેસાહબી**' નાં ભાષાન્તર થયાં છે. પણ તેમાં ઝાઝો માલ નથી.

સંસ્કૃત વૈદ્યકના ગ્રંથ 'હારીતસંહિતા,' 'સુશ્રુત,' 'ચરક,' '**વૈદ્યામૃત,**' વગેરેનાં ભાષાન્તરો બહાર પડયાં છે. '**વૈદ્યજીવન**' અને '**વૈદ્યાવતંસ**' નામનું પુસ્તક રા. ફ્. ગો. **દેવાશ્રયીએ** બહાર પાડયું છે. એ પુસ્તકનું ભાષાન્તર સાઠોદરા નાગર **સ્વ. પ્રાણલાલ બળદેવજી મુનશીએ** કર્યું હતું. એ મૂળ ગ્રંથ ઘણો નામીચો છે. એની કીર્ત્તિ એમાં સમાયલા વૈદ્યકજ્ઞાનને માટે જ નહિ પણ એનાં સુંદર પદલાલિત્ય અને શ્લેશાદિક યુક્તિઓને લીધે છે. આમ કરીને ગ્રંથને શૃંગારમય કરી દીધો છે. ભાષા-

આ સાઠીમાં દેશદાઝવાળા ઘણા વિદ્વાનોનું લક્ષ દેશી કારીગરીની દિવસાનુદિવસ અધમ થતી દશા તરફ દોરાયું છે. જૂદા જૂદા ધંધાની જરૂરીઆતની માહિતી આપનારાં પુસ્તકોની ખાસ જરૂર હતી અને તેમ કરવાનો ખાસ પ્રયાસ પણ થયો હતો. ઈ. સ. ૧૮૫૮ માં સુરતમાં કોઈએ 'મોતીના હિસાબની ચોપડી' એ નામે ઝવેરીઓનો ધંધો કરનારને ઉપયોગી થઈ પડે એવી સમજૂત સાથે કોષ્ટકો છપાવ્યાં હતાં. દેશમાં મીલોના ઉદ્યોગનો વધારો થવાથી તેમાં જૂદી જૂદી જાતની કારીગરીનો ખપ પડવા લાગ્યો. કાંતનાર, ખરાદી, વણનાર, વગેરેના ધંધાની હકીકત જણાવતાં પુસ્તકો ભાષામાં ન હોવાથી ઘણી મુશ્કેલી પડતી. આમ વસ્તુસ્થિતિ હોવાથી એ ધંધામાં પડેલા કેટલાક ગૃહસ્થોએ પોતાના ધંધા સંબંધી પુસ્તકો લખ્યાં છે. છેક ઈ. સ. ૧૮૭૦ માં '**રૂ કાંતનારનો મદદગાર**' એ નામની ચોપડી લખવાની પહેલ એક પારસી ગૃહસ્થે કરી હતી. ત્યારપછી '**ટર્નર અને ફીટરનો ભોમીઓ**' એ નામનું પુસ્તક પ્રગટ થયું હતું. **સ્વ. લલ્લુભાઇ મથુરાંદાસે** પોતાની 'કાપડ **બનાવવાના હૂન્નરની ચોપડી** ઈ. સ. ૧૮૭૯ માં પ્રસિદ્ધ કરી હતી. **મી. એલચીદાના** નામના પારસી ગૃહસ્થે મીલના ઇજનેરોને માટે પણ એક દળદાર પુસ્તક લખ્યું છે. અમુક અમુક ધંધાની પરીક્ષાઓ માટેની યોગ્યતા સંપાદાન કરવામાં આવી ચોપડીઓ મદદગાર થઈ પડે છે. આ સીવાય '**ઢોળ ચડાવવાના હુન્નર**' નાં પણ બે એક પુસ્તક લખાયાં છે. સૂર્ય કિરણથી છબી પાડવાની કળા–ફોટોગ્રાફી વિશે પણ એકાદ પુસ્તક અસ્તિત્વમાં આવ્યું છે. અમદાવાદના એક સૂતારે પણ પોતાના ધંધામાં જરૂર જોગાં જ્યોતિષ, ફળાદેશ અને ગણિતનું એક નાનું પુસ્તક બહાર પાડયું છે. ઉપર ગણાવેલા ધંધા સિવાય બીજા કોઈ ધંધાના સંબંધમાં કોઈ પુસ્તક લખાયાનું જાણમાં નથી. એક બીજી જાતનાં જેમાં પરચુરણ નુસકાઓ અને ઘણા ઘણા ધંધા તેમજ બાબતો સમાવી હોય એવાં કેટલાંક પુસ્તકો બહાર પડયાં છે. માણસાની કન્યાશાળાનાં મ્હેતી **સૌ. ગંગાબાઇએ** આવો '**હુન્નર રત્નાકર**' કાઢ્યો છે. **રા. મોતીલાલ કશળચંદ શાહે** પણ આવો એક '**હુન્નરનો ખજાનો**' ગુજરાતી પ્રજા આગળ ખૂલ્લો કર્યો છે. ઇંગ્રેજીમાં 'ઇન્કવાયર વુધીન અપ્ ઓન્ એવરી થીંગ' નામની ચોપડી

છે તે આ બધાં પુસ્તકનો મૂળ પાયો છે. આવાં પુસ્તકો અમને તો માત્ર નવરાશની વખતે અજાયબી દાખલ પાંચ મિનિટ વાંચવા જેવાં જ જણાય છે. એ દરીઆમાંથી અગર ભંડારમાંથી અમુક ધંધો લેવાય એ સંભાવ્ય જ દેખાતું નથી.

અમુક ધંધા અગર હુન્નરનું વર્ણન ન આપ્યા છતાં પણ આ વર્ગનું એક જ સુંદર પુસ્તક આ સાદીમાં થયું છે. આ પુસ્તક તે રા. રા. **હરગોવંદદાસ કાંટાવાળાનું 'દેશી કારીગરીને ઉત્તેજન ભાગ. ૧ લો'** છે. દેશી કારીગરીની અધમ અવસ્થા, દેશી કારીગરોની દુર્દશા અને પરદેશી કારીગરીથી દેશમાંથી દ્રવ્ય પરદેશ તણાઈ જાય છે એ વાતની કોઈથી ના કહેવાતી નથી. સ્વ. નવલરામ આ પુસ્તકને આવકાર આપતાં કહે છે તેમ આ દુઃખના બે જ ઉપાય છે. એક તો યૂરોપના હુન્નરો શિખવા અને આપણા દેશમાં દાખલ કરવા, અને બીજો બને ત્યાં સુધી પરદેશી માલ ન લેવો. એઓ પોતે જ પોતે કરેલી સૂચનાના સંબંધમાં કહે છે કે આ બીજો ઉપાય એકદમ અમલમાં આવે એવો નથી. વિદ્યાકળામાં આપણે એટલા બધા પછાત છીએ કે પહેલો ઉપાય અમલમાં લાવી શકીએ નહિ. તેમજ છેક સોય દોરાથી માંડીને યૂદ્ધના શસ્ત્ર સુધી દરેક વસ્તુને માટે આપણો આધાર પારકા ઉપર છે. માટે પરદેશી માલ ન જ લેવો એ બની શકે એવું નથી. પણ જો રફતે રફતે અને થોડી થોડી બાબતમાં આપણે દૃઢતાથી આગ્રહ લઈએ તો આપણે ધીમે ધીમે કારીગરીની બાબતમાં સ્વતંત્ર થઈ શકીએ. આ બાબતમાં પ્રથમ જરૂર લોકોનાં મન આ તરફ વાળવાની છે; અને આ જરૂર મનમાં ઠસાવવી જોઈએ છે. છેક ઈ. સ. ૧૮૭૫-૭૭ સુધી આવી મહત્ત્વની બાબત ઉપર કોઈનું લક્ષ ગયું હોય એમ જણાતું નથી. આ સાલમાં ઉપર કહેલા સ્તુત્ય ઉદ્દેશથી રા. સા. હરગોવંદદાસે પોતાનું પુસ્તક લખ્યું હતું. એ ઉદ્દેશે એ વિદ્વાને પોતાની અલેક કેવી રીતે જગાવી હતી તે તે સમયના માણસોના મનમાં તાજી જ હશે. એ ચોપડીમાં પ્રથમ રસભરી રીતે હિંદુસ્થાનની પ્રાચીન સમૃદ્ધિનું વર્ણન કર્યું છે. અને પછી હાલની નિર્ધનતા ઉપર ઉતરી પડે છે; :

આપણે નિર્ધન થતા જઈએ છીએ એ વિષે કાંઈ સંદેહ હોય—અને કેટલાક એવો સંદેહ લઈ જનારા પણ દેશમાં છે—તેના પ્રતિબોધને અર્થે જૂદી જૂદી વર્ણની અવસ્થા વિસ્તારથી વર્ણવી છે. કોળી વગેરે કેટલાક ગરીબ ગામડીઆનાં દુઃખનું જે વર્ણન કર્યું છે તે વાંચતાં આપણી રૂવાંટી ઉભી થાય છે. અને એમ જ મોંમાંથી નીકળી જાય છે કે અરે પ્રભુ આ તે માણસ જાતની શી અવસ્થા ? પછી યૂરોપના ઇંગ્લંડ વગેરે દેશની સમૃદ્ધિ સાથે સુકાબલો વિધવિધ રીતે કરી બતાવ્યો છે. અને તેના કરતાં તો આપણે ઉતરતા છીએ તેની કોઈ પણ અર્થવિદ્યાના જાણનારથી ના કહી શકાતી નથી. એ રીતે એ ચોપડીનો પહેલો ભાગ પૂરો થાય છે. બીજા ભાગમાં આપણી નિર્ધનતાનું મુખ્ય કારણ જે કારીગરીની પડતી તેનું વર્ણન કરે છે. એ વાંચતાં તો એમ જ થાય છે કે પરદેશી માલ વિના બીજું આપણે વાપરીએ છીએ જ શું ? બધું જ પરદેશી ? આ ઠેકાણે પરદેશી માલ ન વહોરવાની ભલામણ ગ્રંથકર્ત્તા સરસ છટાથી કરે છે. અને કેટલાક તે કામને અર્થવિદ્યાના નિયમોની વિરૂદ્ધ જવા જેવું ગણે છે તેનો અર્થવિદ્યાના નિયમથી જ સારો ખુલાસો કરે છે. અર્થવિદ્યાનો જ નિયમ છે કે જો કોઈ દેશમાં કોઈ એકાદો હુન્નર બચપણમાં હોય તો તેને ઉછેરવાને માટે થોડાં વર્ષ સુધી પરદેશના માલને આવતો અટકાવવો જોઈએ. હાલ આપણા દેશમાં સંચાઓ નવા દાખલ થવા લાગ્યા છે તેથી તેને આવા "આશ્રયની જરૂર છે. જ્યાં પોતાનું રાજ્ય હોય ત્યાં તો રાજ્ય તરફથી જ એવી જકાત પરદેશી માલ ઉપર મુકવામાં આવે છે કે તે આવતો બંધ પડે છે, અને એટલામાં દેશી હુન્નરને પુષ્ટિ મળે છે. પણ હાલ હિંદુસ્તાનમાં તો એ કામ લોકોને માથે આવી પડ્યું છે. અને તેથી એ કેમ બને તેનો વિચાર પડે છે. તેને માટે નિબંધકાર સમજાવે છે કે લોકો સોંઘો જાણી વિલાયતી માલ લે છે, પણ વિચાર કરે તો તેમાં ખોટ છે. ત્રીજા ભાગમાં આપણાથી કેટલું બની શકે તે વિષે ચર્ચા ચલાવી છે. અહીં એ પુસ્તકની સહેજ નોંધ શીવાય બીજું કહી શકાતું નથી, એ શોચનીય છે. તેમ જ આખા રસમય નિબંધમાંથી અવતરણ તારવી કાઢવાં એ મુસ્કિલ છે. વાંચનારને એ પુસ્તક આખું

વાંચવાની ભલામણ કર્યા વગર રહેવાતું નથી. સ્વ. નવલરામના જ બોલમાં કહીએ છીએ કે 'અમને નિશ્ચય છે કે જે એકવાર એ હાથમાં વાંચવા લેશે તેનાથી તે નિબંધ પૂરો કર્યા વિના હેઠે મૂકાવાનો નથી.' આપણા દેશમાં ઘણા હુન્નર અને ધંધા છે પણ તેના સંબંધી માહિતીને સારૂ પુસ્તકોની ઘણી જ જરૂર છે. આવું વિશાળ ક્ષેત્ર છતાં નવાં પુસ્તકો થતાં નથી એ શોચનીય છે.

જે સાલની હકીકત અમે આપીએ છીએ તેમાં લોકો કેળવણીમાં ઘણા પછાત હતા તે અમે કહી ગયા છીએ. ઘણી ઘણી તરેહના વ્હેમો આવા કાળમાં પ્રચલિત હોય જ. તે કાળમાં લોકોની શ્રદ્ધા જાદુ, મુઠ, ચોટ વગેરે ઉપર વિશેષ હતી. માણસ માંદુ પડે કે ફીઆ વૈદ્યને બોલાવવો એના કરતાં કોની પાસે દોરો કરાવવો કે પાણી મંત્રાવવું એ વિચાર પહેલો થતો. આવી સ્થિતિ હોવાથી જાદુનું ભોપાળું ઉઘાડવાને માટે સ્વ. દુરગારામ મહેતાજીએ ઘણો પ્રયાસ કર્યો હતો. 'એમના પ્રયાસથી 'જાદુ' પક્ષે વ્યવહારી પ્રસક્ષ ફળ થયું હતું. વિચાર પ્રસિદ્ધ કરવાની જુક્તિ દુરગારામમાં સરસ હતી. જાદુના વ્હેમમાંથી લોકને મુક્ત કરવા સારૂ તે ખોટો છે અને જે કોઈ ખરો ઠેરવી આપે તો તેને અમે ઈનામ આપવા તૈયાર છૈએ એવી મતલબની જાહેરખબરો છપાવી (સુરતમાં) ભાગોળે, દરવાજે અને ચકલે ચકલે ચોડી દીધી અને જે મોટા મોટા ભુવાઓ કહેવાતા તેને ઘેર પણ મોકલી. મહેતાજીની સો જાહેરખબરો કરતાં પણ જબરી જીભે એ વાત ફેલાવી હશે તે તો જૂદી જ. શહેરમાં હોહા થઈ ગઈ. સુરતમાં મળતી માનવધર્મ સભાની ત્યાર પછીની બેઠકને દિવસે એકદમ બે હજાર આદમી ભેળું થઈ ગયું. સો બસેં સભાના માળમાં માયા, અઢીસેંક તે માળની અગાસીમાં બેઠા, અને બાકીના બધા બારણે જ ઉભા ઉભા ધક્કામુકી કરવા લાગ્યા. જાદુનો ફાંકો ધરાવનારા પણ આવ્યા હતા; મહેતાજીએ એ બધી ઠઠ સાંભળી તે પ્રમાણે જાદુ ખોટો છે એવું હમેશની ઢબે ભાષણ આપ્યું, જાદુથી ઠગાયેલા ચારપાંચ જાણીતા માણસો (જેને સભામાં ખસુસ સમજાવી આણ્યા હતા) તેઓએ ઉઠીને પોતાની જાતની વીતેલી હકીકત કહી સંભળાવી,

અને છેવટે મહેતાજીએ બારીએ જઈ બુમ પાડી કે કોઈ જાદુગર કે મંત્ર શાસ્ત્રી છે? હોય, તો આવે અને જાદુ ખરો કરી આપે. જાદુગરો સામા ઉભા હતા. પણ, કોઈની હિમ્મત ચાલે નહિ. એમ કેટલીકવાર બુમ પાડ્યા પછી, તથા રાહ જોયા પછી સભામાં એકે પોકારીને કહ્યું કે જાદુની વાત ખોટી છે અને તેથી કોઈ આવી શકતું નથી! આ રીતે પહેલે તડાકે જ સુધારાનો ડંકો થયો. લોકને આ વાતનો રસ વધ્યો, અને તેમાં વળી કરીને એક જૂસ્સાવાળો પણ ભોળો ભૂવો હતો તે પોતાની પાસે તો જાદુ નહિ છતાં જાદુ ખોટું કેમ હોય એવા ભરમની ખાતર જ સામો થયો, લડ્યો, આથડ્યો, ને બહુ બહુ તરફડીઆં માર્યાં. આથી મહેતાજીની જીત સંપૂર્ણ થઈ. સામસામા જાહેરનામાંઓ ચાલ્યાં, ચાર પાંચવાર સભાઓ મળી. સુલેહનો ભંગ થવાનો વખત પાસે આવવા લાગ્યો, મારામારીની તૈયારીઓ થઈ. ફોજદારે ડરીને એ બે પક્ષવાળાને તકરાર કરતા અટકાવવા ઉપરી-પર લખાણ કર્યું. અને છેલ્લી સભાને દહાડે તો છૂ થઈ ગએલા છૂમંતર-વાળા બસેં ઠગારાઓનું ટોળું તાળીઓ અને ચીસો પાડતું મહેતાજીની પૂઠે લાગ્યું. અને મહેતાજીનાં ભાગ્ય કે ચાલતાં સ્વ. દાદોબાનું ઘર આવી પહોંચ્યું, નહિ તો પેલા દુષ્ટો હાડકાં ભાગી જ નાંખત!' 'જેઓ માનવધર્મ સભાના સભાસદોને તથા તેમના આગેવાનોને નાસ્તિક તથા ધર્મભ્રષ્ટ કરી નિંદતા અને ધિક્કારતા હતા તેઓ આ જયથી તાજુબ થઈ નરમ પડ્યા. ભૂત, ડાકેણ, અને જાદુના વહેમને મોટો ધોક્કો લાગ્યો. ઉગતી પ્રજાના મન ઉપર સારી અસર થઈ અને મોટી ઉમરના જે માણસો થોડો ઘણો વિચાર કરી શકે તેવા હતા તેઓ પણ કાંઈક ચેત્યા. ઉંચવર્ણની સ્ત્રીઓમાં ભૂત ઓછાં આવવા લાગ્યાં. તેમના મનમાં ફજેતીની ધાસ્તી પેઠી.'

સુરતમાં આવો સ્હોર મચ્યો હતો, તેમ અમદાવાદમાં પણ કવીશ્વર **દલપતરામના 'ભુતનિબંધે'** અને **ખુશાલરાયના 'ડાકણનિબંધે'** આ વહેમને સારા ફટકા લગાવ્યા હતા. આ નાની ચોપડીઓએ પ્રજાનું બહુધા કલ્યાણ કર્યું છે. લગભગ આવા જ સમયમાં અમદાવાદના **વ્યાસ ઇચ્છાશંકરે 'જાદુકપટ પ્રકાશ'** નામનું પુસ્તક સન ૧૮૬૮ માં પ્રગટ

કર્યું હતું. તેમાં સાદી અને રમુજી ભાષામાં 'બાજીગર,' 'જાદુગર,' 'કિમિયાગર,' 'વાદી' વગેરેનાં ભોપાળાં ઠીક કહાડયાં છે. એ પુસ્તકે પ્રગટ થતાં સારો ખળભળાટ મચાવ્યો હતો. ઇચ્છાશંકર પોતે પ્રથમ ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીમાં કારકુનની નોકરીપર હતા. પછવાડેથી એમણે જાદુના ખેલ કરવામાં અને કથા કહેવામાં સારૂં વિત્ત અને આબરૂ સંપાદન કર્યાં હતાં. એમના જાદુના ખેલ બહુ આનંદદાયક થઈ પડતા. એઓ ખેલ કરી રહ્યા પછી અગર શરૂઆતમાં નાનું ભાષણ કરી જાદુના ખેલના ખોટારા વિષે–એ બધું જાદુ નહિ પણ હાથ ચાલાકી છે એવું ભાષણ કરતા. કેળવણી પામેલા અને બીજાઓ એમને જૂદે જૂદે ઉદ્દેશે મદદ આપતા. પોતાના પુસ્તકના બીજા બે ભાગ એમણે બીજાં પાંચ છ વર્ષ પછી કાઢ્યા હતા. એમનું જોઈને બે એક પારસીઓએ પણ '**જાદુ ચરિત્ર પ્રકાશ**' અને '**જમશેદી તીલસમ**' નામનાં પુસ્તકો ૧૮૭૩–૭૪ માં પ્રગટ કર્યાં હતાં. પરંતુ ઇચ્છાશંકરનાં પુસ્તકોને ભુલાવે એવું કાંઈ આ વિષયમાં પ્રગટ થયું નથી.

૨૫ **સંગીત:**—આ મનોરંજક વિષયનાં સંસ્કૃત પુસ્તકોનાં ઝાઝાં ભાષાન્તરો થયાં જણાતાં નથી (શ્રીમંત ગાયકવાડ સરકાર તરફથી સંગીત પારિજાતનું ભાષાન્તર થયું છે તે શિવાય) પચ્ચીશ ત્રીશ વર્ષની પૂર્વે લોકોની અભિરૂચી હાથનાં વાજાં–કાન્સર્ટીના–તરફ વિશેષ હતી; તેવામાં 'કોન્સર્ટીનાની ચાવી' 'કોન્સર્ટીનાનો ભોમીઓ' વગેરે નાનાં પુસ્તકો નીકળ્યાં હતાં. કોન્સર્ટીનાના શોખના મરણની જોડે આવાં પુસ્તકોનો પણ અવસાન કાળ આવી ગયો છે.

**મી. કાબરાજીએ** દેશી સંગીત ખીલવવાને સારો પ્રયત્ન કર્યો હતો. એઓ એમના વ્યાખ્યાનોમાં અને રાસ્ત ગોફ્તારમાં લખેલા સંગીત વિશે લેખોમાં સંગીતના સંસ્કૃત પુસ્તકના ઉતારા વખતે આપતા અને એ સંસ્કૃત ગ્રંથનાં ઇંગ્રેજી ભાષાન્તરના ઇસારા કરતા. પણ દેશી સંગીત શાસ્ત્રનું કોઈ પુસ્તક લખાયું હોય એમ જણાતું નથી.

વડોદરાવાળા પ્રો. **મૌલાબક્ષે** દેશી સંગીતના ઉદ્ધાર અર્થે સારો પ્રયાસ કર્યો હતો. એમની તરફથી સંગીત લખવાની રીત ખોળી કાઢવાનો ઠીક યત્ન થયો હતો. તથાપિ ગુજરાતી સાહિત્યમાં એ ચોપડીઓ પ્રવેશ થવા પામી હોય એવું અમારી જાણમાં નથી. એ વિદ્વાન પ્રોફેસરના દીકરા મી. પઠાણ વિલાયત જઈને ઇંગ્રેજી મ્યુઝિકની ઉંચી ડીગ્રીઓ સંપાદન કરી આવ્યા છે. પણ તેમની તરફથી પણ કાંઈ લખાયું જાણવામાં નથી.

થોડાં વર્ષ અગાઉ '**તાળચક્ર**' નામે 'તાલશાસ્ત્ર'નું નાનુ પુસ્તક પ્રગટ થયું હતું. કાઠીઆવાડના જામનગર નિવાસી પ્રખ્યાત તાલશાસ્ત્રી **સ્વ. આદિતરામજીએ** રાગ અને તાળ પ્રકરણનો '**સંગીતાદિત્ય**' નામે સુંદર ગ્રંથ ભાષામાં ઉમેર્યો હતો. એક મદ્રાસી ગૃહસ્થ **રા. મીનાપ્પાએ** પણ નવાં સ્વરચિન્હ કલ્પીને ગાયન લખાય એવી સુગમતા કરી છે. રા. મિનાપ્પાનો ગ્રંથ વિદ્વત્તા ભરેલો છે. અમારા જાણવા પ્રમાણે એમણે વડોદરાની સંગીતશાળામાં અભ્યાસ કરેલો છે. એજ સંસ્થામાંથી સંગીત શીખનાર **રા. બર્વે** એ વિષય ઉપર છૂટા છવાયા લેખો લખે છે, પણ તેમનો કોઈ ગ્રંથ જાણવામાં નથી. દેશી સંગીતની હાલની સ્થિતિ બહુ શોકજનક છે. નીચ પેશો કરનાર સ્ત્રીઓ અને વગર કેળવાયલા અજ્ઞાન ગાયકો હાલમાં આ દિવ્ય કળાનાં આચાર્યપદ ભોગવે છે. દેશી સંગીતની સ્થિતિ આવી શોકજનક છે. આવી વસ્તુસ્થિતિમાં એ વિષયના સાહિત્યનું પણ બાઢમ્ હોય એ સ્વાભાવિક જ છે.

---

## પ્રકરણ ૯.

## જૈન સાહિત્ય.

છેલ્લી સાઠીમાં પ્રસિદ્ધ થયેલા જૈન ગ્રંથોમાં ઘણા ખરા તો જુના વખતમાં લખાયેલા ગ્રંથોના મૂળ કે ભાષાન્તરો જ છે. સ્વતંત્ર ગ્રંથો એટલે આ સાઠીમાં રચાએલા મૂળ ગ્રંથો તો ઘણાજ થોડા છે. તથાપિ તે પ્રમાણે પણ ગ્રંથ પ્રકાશનનું જે કાર્ય થયું છે તે ઘણું થયું છે એમ ગણવા જેવું છે.

જુદી જુદી જૈન સંસ્થાઓએ તથા જૈન લેખકોએ જૈન સાહિત્ય ક્ષેત્રની કેવી સેવા બજાવી છે તેનું દિગ્દર્શન માત્ર કરાવવાની અમે કોશિષ કરીશું. તેમજ જૈન સાહિત્યના ઉદ્‌ભવ અને ઉદયને સારૂં જેમણે જેમણે ભાગ લીધો છે તેમને માટે પણ ઘણાજ ટુંકાણમાં કહીશું. જે જે પુસ્તકો કે ચોપાનીઆંઓ જોવા કે જાણવામાં આવ્યાં છે તે ઉપરથી આ પ્રકરણ ઉપજાવી કાઢ્યું છે અને એને માટે અમે અમારા મિત્રો અને તેમાંએ રા. પોપટલાલ કેવળચંદ શાહના આભારી છીએ.

આ સાઠીમાં ગુજરાતી ભાષામાં જૈન ગ્રંથો રચી બહાર પાડનાર તરીકે નીચેના ગૃહસ્થો અને સંસ્થાઓ જોવામાં આવે છે.

શતાવધાની કવિ રા. રાજચંદ્ર રવજી.
વવાણીઆ–મોરબી–કાઠિઆવાડ.

જૈન ધર્મપ્રસારક સભા, ભાવનગર.
જૈન આત્માનંદ સભા, „
જૈન ધર્મવિદ્યા પ્રસારક વર્ગ, પાલીતાણા.
જૈન પત્રની ઓફિસ–અથવા રા. ભગુભાઈ ફતેહચંદ કારભારી,
અમદાવાદ.
જૈન સમાચારની ઓફિસ–અથવા રા. વાડીલાલ મોતીલાલ શાહ,
અમદાવાદ.

મુનિરાજ શ્રી બુદ્ધિસાગરજી.
મુનિરાજ કેશરગણિજી.
„ ચારિત્ર વિજયજી.
„ ખોડીદાસજી.
„ કર્પૂર વિજયજી.
શેઠ વેણીચંદ સુરચંદ, જૈન શ્રેયસ્કરમંડળ–મેસાણા.
શ્રીમદ્ યશોવિજયજી જૈન પાઠશાળા–બનારસ.
રા. પોપટલાલ કેવળચંદ શાહ–રાજકોટ.
રા. બાલાભાઇ છગનલાલ શાહ–અમદાવાદ.

ડા. જીવરાજ ઘેલાભાઈ દોશી—અમદાવાદ.
જૈન જ્ઞાન પ્રસારક મંડળ—મુંબાઈ.
પરમ શ્રુત પ્રભાવક મંડળ—મુંબાઈ.
શ્વેત. જૈન કોન્ફરન્સ—મુંબાઈ.
શ્રાવક ભીમસિંહ માણેકની પેઢી.
શ્રીયુત ફતેહચંદ કર્પુરચંદ લાલન.
શાહ હરજીવન રાયચંદ
વડોદરા રાજ્યનું દેશી કેળવણી ખાતું.
માંગરોલ જૈન સભા, મુંબાઈ.
અમદાવાદ જૈન વિદ્યાશાળા.
શેઠ અમરચંદ તલકચંદ તરફથી શ્રીયુત મનસુખ.
શા. રવજીભાઈ દેવરાજ મોરબી જૈન સ્કોલર્સ.
ઝવેરી માણેકલાલ ઘેલાભાઈ, વડોદરા.
ઉમેદચંદ્રજી મહારાજ, ભાવનગર.
રા. બા. ભીમજી મોરારજી, રાજકોટ.
રા. રા. અમરચંદ પી. પરમાર.
સવજીભાઈ રાયચંદ, અમદાવાદ.
મગનલાલ હઠીસીંગ, અમદાવાદ.
પ્રોફેસર જેકોબી, ડોકટર સ્યુએલી વગેરે યૂરોપીઅન સ્કોલરો.
એસીઆટીક સોસાઈટી ઓફ બેંગોલ, કલકત્તા.
શેઠ મનસુખભાઈ ભગુભાઈ.
બોમ્બે ગવર્મેન્ટ સંસ્કૃત સીરીઝ.

ઉપર મુજબ આ સાઠીમાં જૈન ગ્રંથ રચનારાઓનાં નામો ગણાવ્યાં પણ ખાસ કહેવાની જરૂર છે કે તે બધાઓમાંથી ખાસ સ્વતંત્ર ગ્રંથ ગણીએ તો તે તો ઘણા જ થોડા છે. બાકી તો ઘણાખરા ગ્રંથો જુના વખતમાં લખાઈ ગયેલાનાં ભાષાંતર જેવા અથવા તો ચર્વિત ચર્વણ જેવા છે.

શ્રીમદ્ રાજચંદ્રે રચેલી **મોક્ષમાળા** અને પાછળથી તેમના ભાઈ શ્રીયુત્ મનસુખલાલ રવજીભાઈ મહેતાના શ્રમથી પ્રકાશિત થયેલો "**શ્રીમદ્ રાજચંદ્ર**" નામનો તેમનો મોટો ગ્રંથ એ સ્વતંત્ર લેખો છે. દીગંબર, શ્વેતાંબર, અને સ્થાનકવાસીની એકત્રતા કરવાને ઇચ્છતા એ મહાશયનાં વચનોના ભંડાર જેવા એ પુસ્તકની કીંમત રૂ. ૭) રાખવામાં આવી છે. તેથી ઘણે સ્થળે એ ગ્રંથનો પ્રસાર થયો નથી. પરંતુ તે ગ્રંથ જૈન તથા અન્ય સર્વેએ વાંચવા જેવો છે. તેમનું **આત્મ સિદ્ધિશાસ્ત્ર** પણ ઘણું સારૂં છે.

સઘળા લખનારાઓના લેખની લંબાણથી નોંધ લેવી અનુકુળ નથી. સ્થળ સંકોચને લીધે એક પછી એક ગ્રંથો તરફ ઉતાવળે નજર માત્ર ફેરવી જઇશું.

ખંડનમંડનનાં નવાં લખાયેલાં પુસ્તકો જેવાં કે **સમકિત સાર, સમકિત શલ્યોદ્ધાર, સમકિતનો દરવાજો, ઢુંઢક નેત્રાંજન,** જેવા ગ્રંથો કે જેને સ્વતંત્ર લેખ જેવા ગણી શકાય તેવું છે તેની નોંધ અહિં લેવાનું અમને ઠીક લાગતું નથી કેમકે તેવા લેખો કે ગ્રંથોથી નાણાં ને શક્તિનો નાહક વ્યય થઇને અંદર અંદર ક્લેશ વધવા શિવાય બીજો ફાયદો અમને સમજાતો નથી. માટે અમે સમગ્ર જૈનકોમના સર્વે લેખકોને વિનંતિ કરીએ છીએ કે એવા લેખો લખવામાં તેઓએ પોતાનાં નાણાં ને શક્તિ ખપાવવાં ન જોઇએ.

(૨) **સતી દમયંતીની શિખામણો,** વગેરે કેટલીક નાની નાની ચોપડીઓ શ્રીયુત્ **વાડીલાલ મોતીલાલ** તરફથી રચાઈ પ્રસિદ્ધ થઈ છે. તે ઉપયોગી છે. સ્થાનકવાસી જૈન કોમમાં તેમણે ઠીક જાગૃતી ફેલાવી છે.

(૩) રાજકોટમાં થઈ ગયેલા **મુનિશ્રી ખોડીદાસજી** જેઓએ **મહેતાજી દુર્ગારામ મંછારામ** અને **મજમુદાર મણિશંકર જટાશંકર કીકાણીના** પરિચયમાં રહી નવી કેળવણીની નવી રોશનીનો કાઠિયાવાડમાં ઉદય પામતો પ્રકાશ જોયો હતો, તેમણે કવિતાઓ લખી છે. તેમાંના બે ગ્રંથે તેમના

શિષ્યોએ પાછળથી પ્રસિદ્ધ કર્યા છે તે બંને ( **ખોહાજી કૃત કાવ્યો અને બ્રહ્મદત્તનો રાસ** ) જુના વખત જેવા છે. તેમણે બ્રહ્મચર્ય ( શીયળ ) ના સંબંધમાં અંજના સતીનો રાસ રચ્યો છે તે હજી પ્રસિદ્ધિ પામ્યો નથી.

(૪) મેસાણા જૈન શ્રેયસ્કર મંડળ તરફથી વિદ્વાન મુનિરાજ **શ્રી કર્પુરવિજયજી** વગેરેની મદદથી બહાર પડેલા ગ્રંથોમાંના **જૈનહિતોપદેશ** સ્વતંત્ર ગ્રંથ છે, તે વાંચવા-વિચારવા જેવો છે. પરંતુ સ્વતંત્ર લખવાતું કામ જૈનો તેમજ અન્યને માટે વિકટ ને જોખમભર્યું છે. ખરેખરા મૂળ ગ્રંથો લખાવા મુશ્કેલ છે તોપણ સ્વતંત્ર લેખો લખવાનો જૈન સાધુઓ કે શ્રાવકોનો પ્રયત્ન પ્રસંશનીય છે. ઉદ્દેશ ઉંચા પ્રકારનો હોય ને પ્રયત્ન પારમાર્થિક હોય તો પછી ક્રમેક્રમે ઘણું થઈ શકશે.

(૫) બનારસમાં આવેલ **શ્રી જૈન શ્વેતાંબર પાઠશાળા** તરફથી **યશોવિજય જૈન ગ્રન્થમાળા** એ નામનાં પુસ્તકો નિકળે છે તેમાં વ્યાકરણ સંબંધિના ગ્રન્થો નિચે મુજબના છેઃ-પ્રસિદ્ધ હેમચન્દ્રાચાર્ય રચિત-**સિદ્ધહેમ શબ્દાનુશાસન સૂળ** (૬), **તેની લઘુવૃત્તિ** (૩). **શબ્દાનુશાસનમાં આવતા સૂત્રોની અકરાદિ અનુક્રમણિકા** (૧૧), **તથા લિંગાનુસાસન અવચૂરિ સહિત** (૨) છે તથા **શ્રી ગુણરત્ન સૂરિકૃત ક્રિયારત્નસમુચ્ચય** (૧૦) આ ગ્રન્થમાં ધાતુરુપકોષની પેઠે હેમચન્દ્રાચાર્યના શબ્દાનુશાસનમાં આવતાં તમામ ક્રિયાપદનાં રૂપ તૈયાર કરીને આપેલાં છે. **પ્રોફેસર સતીશચંદ્રે** આ ગ્રંથમાં ગુણરત્નસૂરિતું ટુંકું ચરિત્ર લખી પ્રગટ કરેલ છે અને **શ્રી હર્ષકુલગણિએ** રચેલ **કવિ કલ્પદ્રુમ** નામના ગ્રન્થમાં શબ્દાનુશાસનમાં આવતા ક્રિયાપદના ધાતુઓ અર્થ સાથે આપેલા છે.

**ન્યાયના ગ્રન્થો:—શ્રી વાદિ દેવ સૂરિએ** રચેલ **પ્રમાણ-નયતત્ત્વાલોકાલંકાર** (૧) મૂળ ગ્રન્થના સૂત્રો છે. તે ઉપર **રત્ન પ્રભાચાર્યે** કરેલ રત્નાકરાવતારિકા નામની ટીકા (૫) છાપેલ છે. સિદ્ધસેન દિવાકરે રચિત **સમ્મતિ તર્ક, અભયદેવ સૂરિએ** રચેલ **વ્યાખ્યા** સાથે

છપાએલ છે. **હરિભદ્ર સૂરિએ** જેવી રીતે **ષડ્દર્શન સમુચ્ચય ગ્રન્થ** કરેલ છે, તેજ મુજબ **રાજશેખર સૂરિકૃત ષડ્દર્શન સમુચ્ચય** સતરમા નંબરે છપાયેલ છે.

**ચરિત્ર ગ્રન્થોમાં ધર્મકુમારે** બનાવેલ **શાલિભદ્ર ચરિત્ર** ( ૧૫ ) તથા **મુનિભદ્ર સૂરિએ** બનાવેલ **શાન્તિનાથ મહાકાવ્ય** ગ્રન્થો છે તથા કથાના ગ્રન્થોમાં **પર્વ** કથાસંગ્રહ ( ૧૬ ) માં **જ્ઞાનપંચમી માહાત્મ્ય** ( કાર્તિક સુદ ૫ ) **મૌન એકાદશી માહાત્મ્ય, પોષ વદ દશમની કથા, હોળીની કથા** એમ કથાઓ છે.

ઈતિહાસના ગ્રન્થોમાં **મુનિ સુંદર** સૂરિએ બનાવેલ **ગુર્વાવલી ગ્રન્થ** તથા **જગદ્ગુરુ કાવ્ય** ગ્રન્થ છે. ગુર્વાવલી ગ્રન્થમાં ( ૪ ) જૈનોના છેલા તિર્થંકર મહાવીર સ્વામી પછીથી માંડીને સંવત ૧૪૬૬ ની સાલ સુધીમાં જે જે જૈનાચાર્યો પાટ પરંપરાએ એકપછી એક થયા તેમના વિષે ટુંક વર્ણન છે. તથા **જગદ્ગુરુ કાવ્યમાં** (૧૪) અકબર બાદશાહના વખતમાં થયેલ શ્રી હીરવિજય સૂરિનું વર્ણન છે. ગુર્વાવલી **મુનિ સુંદર** સૂરિએ બનાવેલ છે તથા જગદ્ગુરુ કાવ્ય **પદ્મસાગરનું** બનાવેલું છે.

**નાટકઃ**—શ્રાવક **યશશ્ચન્દ્રનો** બનાવેલ **મુદ્રિત—કુમુદચન્દ્ર પ્રકરણ** નામનો (૯) શ્વેતાંબર તથા દીગમ્બરના મત સંબંધી તફાવતનો નાટકના રૂપમાં લખેલ ગ્રન્થ છે. અને **રામચન્દ્ર સુરિએ** રચેલ **નિર્ભય ભીમ વ્યાયોગ** નામનો ગ્રન્થ (૧૯) નાટક રૂપે છે.

**નીતિઃ—ચારિત્રસુંદરગણિએ** રચેલ **શીલદૂત** (૧૮) નામના ગ્રન્થમાં કાલીદાસના મેઘદૂતની ચોથી કડી ચોથી કડી તરીકે લઈ શીલનું વર્ણન ઘણી સારી રીતે આપેલ છે.

**સ્તોત્રઃ—જૈનસ્તોત્ર સંગ્રહ** ( ૭-૮ ) **ભાગ ૧** અને **બીજો** એ જૈનના તીર્થો વગેરેના ઉત્તમ સ્તોત્રોના ગ્રન્થો છે. આમાં જુદા જુદા આચાર્યોએ કરેલ સ્તોત્રો છે.

(૬) **જૈન ધર્મ પ્રસારક સભા** તરફથી થયેલો પ્રયત્ન.

સં. ૧૯૩૦ માં ભાવનગરમાં મુનિશ્રી વૃદ્ધિચંદ્રજીના ઉપદેશથી એક જૈનશાળા સ્થાપન થયેલી. તે શાળામાં ધર્મજ્ઞાન મેળવનારા કેટલાક સહાધ્યાયીને એક સભા સ્થાપન કરવાનો વિચાર થયો. ભાવનગરમાં ચાલતી છગનલાલ લાયબ્રેરીનો તે સહાધ્યાયીઓએ સારો લાભ લીધેલો. તેથી તેમને સભા સ્થાપવાનો ને વાંચવા લખવાનો નાદ લાગેલો. સં. ૧૯૩૭ ના ચોમાસામાં **રા. રા. મુળચંદ નથુભાઇ, કુંવરજી આણંદજી,** ને **અમરચંદ ઘેલાભાઇ**ના પ્રયાસથી ભાવનગરમાં શ્રી **જૈન ધર્મ પ્રસારક સભા**ની સ્થાપના થઈ. જાણવા પ્રમાણે જૈન કોમમાં પ્રથમ સભા આજ હતી.

એ સભાએ સૌથી પ્રથમ **"સુભાષિત સ્તવનાવળી"** એ નામનું જૈન પુસ્તક પ્રગટ કર્યું. આત્મારામજી મહારાજનાં બનાવેલાં સ્તવનોનો એ સંગ્રહ હતો. તેનો બીજો ભાગ સં. ૧૯૩૯ ના પોષ માસમાં પ્રસિદ્ધ કર્યો. તેની નકલો ઝપાટાબંધ ખપતી ગઈ ને પુસ્તક પ્રકાશન તરફ સભાસદોની પ્રીતિ પણ વધતી ગઈ. ગુજરાત પત્રના અધિપતિ ફીકાભાઈ પરભુદાસ જેઓ જૈન હતા તેમને સુરતમાં આ સભાના સભાસદો મળ્યા ને તેમણે કેટલીક સૂચનાઓ કરી. સંવત ૧૯૩૯ ના ફાગણ વદી ૧૩ ના રોજ સભાએ પોતાને માટે એક મકાન ભાડે લીધું. મરહુમ મી. વીરચંદ રાઘવજી ગાંધી જેઓ ભાગવનગર તાબે મહુવા બંદરના રહેવાશી હતા તેમના પ્રયાસથી મુંબઈમાં આ સભાની એક શાખા સ્થાપન થઈ પણ તે ઝાઝો વખત ચાલી નહિ.

આ સભાએ સં. ૧૯૪૧ ના ચૈત્ર માસથી જૈનધર્મ પ્રકાશ નામનું માસિક કહાડવા માંડયું તે વિષે બીજે સ્થળે લખવામાં આવ્યું છે. અહિં તો હવે તે સભાએ આ સાઠીમાં પ્રગટ કરેલાં પુસ્તકોની નોંધ લેઈશું.

સામાન્ય રીતે કહીએ તો આ સભા તરફથી પ્રગટ થયેલાં પુસ્તકો એ જૂના ગ્રંથોનાં ભાષાંતર અથવા જૂના ગ્રંથોના મૂળ ભાગો છે. પરંતુ

કર્યા વિના ચાલતું નથી કે સભાએ એ દિશામાં જે પ્રયાસ કર્યો છે તે એટલો બધો લાભકારક નીવડયો છે કે એવાં મૂળ અને ભાષાન્તરોના પ્રકાશની જૈન જનસમુદાયને હજી પણ ઘણી જરૂર છે. આ સભા તરફથી પ્રકટ થયેલાં પુસ્તકોની યાદી આ નીચે આપીએ છીએ તેથી વાંચનાર જોઈ શકશે કે તે સભાએ કેવું કામ કર્યું છે:—

૧. **ત્રિષષ્ઠિ શલાકા પુરૂષ ચરિત્ર**નાં દશે પર્વ મૂળ અને ભાષાંતર સહિત પ્રકટ કર્યાં છે. સંસ્કૃતમાં આ ચરિત્ર "કલિકાલસર્વજ્ઞ" પંડિત હેમાચાર્યે રચ્યો છે. જૈન ધર્મને દીપાવનારા આ ચોવીશિમાં જે ૬૩ મહાપુરૂષો થઈ ગયા છે તેમનાં વર્ણનો આ કથાગ્રંથમાં વિસ્તારથી આપવામાં આવ્યાં છે. હેમાચાર્યે જે ખૂબીથી એ ગ્રંથના દશ ભાગ લખ્યા છે તે ખૂબી જાળવી રખાવી આ સભાએ ભાષાંતર પણ યોગ્ય કરાવ્યું છે. પ્રથમ પર્વમાં શ્રી આદિનાથ (ઋષભનાથ તીર્થંકર) નુ ચરિત્ર આપતાં આપણા લોકવ્યવહારમાં ચાલતા જૂદા જૂદા રીતરિવાજો કેવી રીતે ઉત્પન્ન થયા છે તે બતાવી આપ્યું છે. ભરત રાજા અને બાહુબલ રાજાના યુદ્ધનું વર્ણન ને આદિનાથનો ધર્મોપદેશનો ભાગ વાંચવા જેવો છે. મોટું પર્વ આ જ છે. ભરત રાજા શી રીતે ચક્રવર્તી થયા વગેરે વાત આ પર્વમાં આવી જાય છે. ભરત રાજા એ આદિનાથના મોટા પુત્ર હતા. આદિનાથની પુત્રી બ્રાહ્મી એ જૈનોની શારદાદેવી કે સરસ્વતીજી છે. તેમજ છેવટનું મહાવીર સ્વામીનું ચરિત્ર પણ ઘણું મોટું અને ખાસ વાંચવા લાયક છે.

૨. **ઉપમિતિ ભવપ્રપંચ સંક્ષેપ** એ નામના સંસ્કૃત ગ્રંથનું ભાષાંતર આ સભાએ પ્રકટ કર્યું છે. આ ગ્રંથ સૌથી પ્રથમ મુંબાઈવાળા **શ્રાવક ભીમસી માણેકે** પ્રકટ કરેલો હતો.

૩. છઠ્ઠા સૈકામાં થઈ ગએલા સમર્થ જૈનાચાર્ય શ્રી હરિભદ્ર સૂરિ-રચિત મૂળગ્રંથોમાં **ષડ્દર્શન સમુચ્ચય, શાસ્ત્રીવાર્તા સમુચ્ચય** ને **લોકતત્ત્વ નિર્ણય** ગૂજરાતી ભાષાંતર સહિત પ્રગટ કરેલાં છે.

૪. **અધ્યાત્મ કલ્પદ્રુપ** નામનું હમણાં તાજેતર બહાર પડેલું પુસ્તક વાંચવા જેવું છે. મૂળ, ભાષાંતર ને વિવેચન સહીત એ ગ્રંથ પ્રકટ થયો છે. **શ્રીયુત મોતીચંદ ગીરધર કાપડીયા** બી. એ. એલ. એલ. બી. સોલીસિટરે પોતાના સોલીસિટરના ધંધામાંથી ફુરસદ લઈ વાંચવા ને વિચારવા જોગ વિવેચન લખ્યું છે.

૫. વિક્રમના વખતમાં થઈ ગયેલા **શ્રી સિદ્ધસેન દિવાકર** રચિત ગ્રંથોમાંથી **સમ્યતિતર્ક, ન્યાયાવતારને એકવીશ બત્રીસી** (મૂળ) પ્રસિદ્ધ કરી એ વિદ્વાનની કૃતિનો સ્વાદ જનસમૂહને ચખાડ્યો છે.

૬. **શ્રી યશોવિજયજી**ના દશ મૂળ ગ્રંથો આ સભાએ પ્રકટ કર્યા છે. તે વાંચવા જેવા છે. તે સઘળા ભાષાંતર સહિત પ્રકટ કરવાની જરૂર છે. **અધ્યાત્મસાર, અધ્યાત્મોપનિષદ્, અધ્યાત્મ મત દલન, નયપ્રદીપ, નયરહસ્ય, નયોપદેશ, તર્કભાષા, જ્ઞાનબિંદુ, દેવ ધર્મ પરીક્ષાદિ દ્વાત્રિંશદ દ્વાત્રિંશકા** ગ્રંથો સભાએ પ્રકટ કર્યા છે.

૭. આ શિવાય આ સભા તરફથી પ્રકટ થયેલા **ઉપદેશ પ્રાસાદગ્રંથ, પ્રતિક્રમણ હેતુ, મહિપાળચરિત્ર, વર્દ્ધમાન દ્વાત્રિંશિકા, સમ્યકત્વ, વત્સરાજચરિત્ર, ચંદ્રશેખરરાસ, શત્રુંજય મહાત્મ્ય, લઘુ—હેમી પ્રક્રિયા વ્યાકરણ, અભિધાન ચિંતામણિ નામમાળા, દ્રવ્યસપ્તતિકા, રત્નશેખર રત્નવતી, યશોધરચરિત્ર પ્રશમરતિ, કર્મ ગ્રન્થ, ઉપદેશમાળા** વગેરે ગ્રંથો વાંચવા વિચારવા જેવા છે. ઉપર જણાવેલા ગ્રંથોમાં સમ્યકત્વનો લેખ એ કોઇનું ભાષાંતર નહિ પણ સ્વતંત્ર લેખ છે. બાકીનાં બધાં ભાષાંતરો છે.

આ સભાએ જૈન સાહિત્યની વૃદ્ધિ અર્થે સારો પ્રયત્ન કર્યો છે. હાલ ચાલતી બધી જૈન સભાઓમાં ભાવનગરની આ જૈન ધર્મ સભાએ પુસ્તક પ્રકાશનમાં સર્વેથી સરસ કામ બજાવ્યું છે, એમ કહેવામાં કશી હરકત નથી. શ્રીયુત કુંવરજી આણંદજી જેવા ઉત્સાહી ગૃહસ્થોની આ સભા આભારી છે.

(૭) પાલીતાણા જૈન ધર્મ વિદ્યા પ્રસારક વર્ગ તરફથી પ્રકટ થયેલાં પુસ્તકોમાં ધર્મરત્ન પ્રકરણ, ધર્મ સંગ્રહ, સામ્યશતક, જૈન તત્ત્વાદર્શ. ભાગ ૧ લો, આનંદ મંદિર, પાંડવ પ્રબોધ, શ્રેણિક ચરિત્ર, દાનવીર રત્નપાલ, ઉત્તમ કુમાર, દીક્ષાકુમારીપ્રવાસ, જૈન શશિકાંત, આચાર-પ્રદીપ, પુરૂપાર્થ સિદ્ધિ, જૈન સતીમંડળ, શ્રાવિકાભૂપણ, શ્રાવિકા સુબોધ દર્પણ, જૈન બાળગરબાવળી, શ્રાવકશિક્ષણ રહસ્ય, દુનિયાનો સૌથી પ્રાચીન ધર્મ વગેરે છે. આ વર્ગે સ્વતંત્ર પુસ્તકો લખાવવાનો બીજી જૈન સભાઓ કરતાં સારો પ્રયત્ન કર્યો છે. ભામિની ભૂપણની પદ્ધતી ઉપર એ વર્ગે શ્રાવિકા ભૂપણના ચાર અલંકાર બહાર પાડયા છે, તે શ્રાવિકાઓને ખાસ વાંચવા જેવા છે. દીક્ષાકુમારીપ્રવાસ વાંચવાથી જૈન સાધુઓને ઘણું જાણવાનું મળશે, અને જેઓ પ્રમાદમાં રહેતા હોય તેમને પ્રમાદ છોડવાનું મન થશે. પાંડવપ્રબોધ એ જૈન દર્શનનું એક લઘુ મહાભારત જેવું પુસ્તક છે. આનંદ મંદિર નવલવાર્તાની રચના ચંદ્રકુમારરાસ ઉપરથી કરવામાં આવી છે. એ નવલવાર્તા રસીક હોઈ વાંચવા લાયક છે. ધર્મરત્ન પ્રકરણ, જૈનતત્ત્વાદર્શ વગેરે પુસ્તકો એ ભાષાંતર છે. એકંદરે ભાષાંતરો યોગ્ય થયાં છે.

કોઈ તરફથી મને મળેલા (એક ફોર્મમાંથી) મોહન ચરિત્ર નામના એક ગ્રંથના ભાષાંતરમાંથી જરા વાનગી લઈએ. સૌવીર દેશનું વર્ણન કરતાં કહે છે કેઃ—

દંડો ધ્વજે તથા છત્રે, કંપશ્ચ કરિ કર્ણયોઃ
ચિંતાગહન શાસ્ત્રેષુ, યત્ર નાન્યત્ર દૃશ્યતે.
શુચં ગૃહં શારિફલે, મદોમત્ત મતંગજે
જાલમાર્ગો ગવાક્ષેષુ યત્ર નાન્યત્ર દૃશ્યતે.
ટાલબંધઃ કૂપપટે, કલંકશ્ચ કલાનિધૌ;
નિગડશ્ચ ગજેંદ્રેષુ, યત્ર નાન્યત્ર દૃશ્યતે. ઇત્યાદિ.

"ધ્વજ અને છત્રમાંજ દંડ હતો. હાથીઓના કાનોમાંજ કંપ હતો. *ગહન શાસ્ત્રોમાંજ ચિંતા હતી. દંડ, કંપ અને ચિંતા બીજે હતાંજ નહિ."

"મદે કરીને ઉન્મત થયેલા હાથિઓમાંજ મદ જણાતો હતો પણ કોઇ સ્ત્રી યા પુરૂષ મદોન્મત્ત હતા જ નહીં. શુન્યગૃહ તો સોકઠાંની બાજી-માંજ દેખાતું હતું પણ, પ્રજામાં જળમાર્ગ એટલે કુડકપટનો રસ્તો હતો જ નહિ. ( જોડણી ભાષાંતરકારની રાખી છે. )"

આ ભાષાંતરપરથી જણાશે કે મૂળના જેવું રસિક કે ક્રમિક ભાષાંતર કેટલેક સ્થળે થયું નથી. વેપારી જૈન વર્ગો વિશેષ કાળજી રાખે તો પૂર્વના આચાર્યોની રચનાને વધુ દીપાવી શકે.

(૮) રાજકોટવાળા **મિ. પોપટલાલ કેવળચંદ શાહ** તરફથી જૈન ધર્મને લગતાં આશરે બારેક નાનાં મોટાં પુસ્તકો બહાર પડયાં હશે. તેમાંના **સુલભસમાધિ, શ્રી મહાવીર ચરિત્ર, જૈનધર્મ અને જૈન પાઠમાળાના પ્રથમ ભાગ** એ વખાણવા લાયક છે પરંતુ અમને એમાં તદ્દન સ્વતંત્ર પુસ્તક જેવું તો એક જૈનમાળાનું લઘુ પુસ્તક જણાયું છે. સુલભસમાધિ વગેરે ગ્રંથો વાંચવા વિચારવા જોગ છે પણ તેને તદ્દન નવિન લેખ કહી શકાય તેમ નથી. **જૈનતર્ક સંક્ષેપ, જૈન બારવ્રતની પર્યાલોચના** વગેરે હજી તેમના તરફથી પ્રગટ થયા જણાતા નથી. જૈનોમાં યોગ્ય ગ્રંથોને યોગ્ય આશ્રય નથી મળતો તેમ ફરિયાદ છે ને સ્થાનકવાસી જૈનમાં તો તેવી ફરિયાદ વિશેષ છે.

(૯) અમદાવાદવાળા **બાલાભાઇ છગનલાલ શાહ** તરફથી કેટલાંક જૂનાં જૈન પુસ્તકો પ્રગટ થયાં છે. તેમાં **સઝાયમાળા** નામની કવિતા, સ્તવનોના સંગ્રહના તેમના ત્રણ ભાગો, તેમની સંગ્રહબુદ્ધિ અને શ્રમને માટે પ્રમોદ ઉપજાવે તેવાં પુસ્તકો છે. તેમની પોતાની લેખણથી એકે સ્વતંત્ર જૈનગ્રંથ લખાયો હોય એમ જણાતું નથી.

(૧૦) અમદાવાદવાળા ડાકટર **જીવરાજ ઘેલાભાઇ દોશી** તરફથી જૈન પુસ્તકોનું સંશોધન કરાવવાનું ને પ્રકટ કરાવવાનું કામ થાય છે,

એ જાણી હર્ષ થાય છે. તેમણે **જૈનસુત્રો** (શાસ્ત્રો) યુરોપના પ્રોફેસરો પાસે શુદ્ધ કરાવી છપાવવાનું કામ શરૂ કર્યું છે. **દશ વૈકાલિક** અને **ઉત્તરાધ્યયન** એ બે સૂત્ર ગ્રન્થો તેમના તરફથી બહાર પડી ચૂક્યા છે. તેમનો આ પ્રયત્ન એટલા માટે ખાસ વખાણવા જેવો છે કે લહીઆઓ તરફથી થયેલી ભૂલોનું સંશોધન કરાવી સૂત્રો પ્રકટ કરાવવામાં પડતી અડચણો તેમણે દૂર કરી છે. કાનો માત્રા, હ્રસ્વ દીર્ઘ એનોય સુધારો ન થઈ શકે (કેમકે લહીઆઓ પરંપરાથી પરમેશ્વરે કહ્યું હતું તેમ જ લખતા આવે છે!) એવી માન્યતાવાળા વર્ગને તેમણે ખાત્રી કરી આપી છે કે એવા સુધારાની લહિઆઓનાં લખાણોમાં પુષ્કળ જરૂર છે. દાક્તર જીવરાજ ઘેલાભાઇ જૈન ધર્મના સારા અભ્યાસી છે. તેમના તરફથી એકાદ સ્વતંત્ર જૈન પુસ્તક જમાનાને બરનું લખાય તો સારૂં.

(૧૧) **પરમ શ્રુત પ્રભાવક મંડળ** મુંબાઈ તરફથી શ્વેતાંબર અને દીગંબર સંપ્રદાયનાં ઉત્તમ પુસ્તકોનાં ભાષાંતર મૂળ સહિત પ્રકટ થાય છે. તેના તરફથી પ્રકટ થયેલાં સઘળાં ભાષાંતરો વખાણને પાત્ર છે. પરંતુ તેઓનું લગભગ સઘળું કામ હિંદિમાં ચાલે છે તેથી ગૂજરાતી પુસ્તકો તરીકે તેમની નોંધ અહિં લઈ શકાતી નથી. એક લિપિ પ્રસારક મંડળને કે હિંદી ભાષાના શોખીનોને તો એ પુસ્તકો અતિ ઉપયોગી થઈ પડે તેમ છે. શ્રીમદ્ રાજચંદ્રના સ્વર્ગવાસ વખતે તેમના સ્મારક માટે એકઠાં થયેલાં નાણામાંથી એ મંડળ પુસ્તકો પ્રકટ કરે છે તો તેમણે ગુજરાતી ભાષાંતરો પણ પ્રકટ કરવાની જરૂર છે. **પુરૂષાર્થ સદ્ધુપાય. પંચાસ્તિકાય સમય સાર, સપ્તભંગી તરંગિણી, દ્રવ્યાનુયોગ તર્કણા, બૃહદ્દ્રવ્ય સંગ્રહ, સ્યાદ્વાદ મંજરી, જ્ઞાનાર્ણવ,** અને **તત્વાર્થાધિગમ** એટલા ગ્રન્થો પ્રસિદ્ધ થયેલા છે.

૧૨ **શ્વેતાંબર જૈન કોન્ફરન્સ ઓફિસ** મુંબાઈ તરફથી **જૈનમંદિરાવલી, જૈન ગ્રંથાવળિ** વગેરે ડીરેક્ટરી જેવાં પુસ્તકો પ્રકટ થયાં છે તેમાં જૈન ગ્રંથાવળિ ખાસ વખાણવા લાયક છે. જૈનોના ક્યા ક્યા ભંડારો-

માં ક્યાં ક્યાં પુસ્તકોની હસ્તલિખિત પ્રતો આજે છે, તે ક્યારે ને કોણે રચેલ છે વગેરે ઉપયોગી હકીકતોનું ટીપ્પણ તેમાં યોગ્ય રીતે થયેલું છે.

(૧૩) પંડિત **ફતેહચંદ કપુરચંદ લાલન** તરફથી **જૈનધર્મ પ્રવેશિકા, શુદ્ધોપયોગ** વગેરે પુસ્તકો પ્રકટ થયાં છે. પંડિત લાલનની પદ્ધતિ વખાણવા લાયક છે. તેઓ શાંતિનો પ્રસાર થાય તેવાં પુસ્તકો પ્રકટ કરે છે. જૈનધર્મ પ્રવેશિકા જેવાં પુસ્તકો એ પંડિત લાલનનાં સ્વતંત્ર પુસ્તકો છે. પંડિત લાલને, ઝવેરી માણેકલાલ ઘેલાભાઈએ, ઘડિયાળી સાકરચંદે અને શ્રીયુત શીવજી દેવશીએ જૈનકોમના જુના વિચારોમાં નવા વિચારોનું મિશ્રણ કરાવી કેટલુંક અજવાળું પાડ્યું છે. આથી બેશક સંરક્ષક વૃત્તિનો વર્ગ ચમકે છે પણ અમને તો લાગે છે કે પંડિત લાલન અને શિવજીની કંપની જૈનકોમની જે સેવા બજાવે છે તે નિંદાપાત્ર નહિ પણ પ્રશંસા પાત્ર છે.

(૧૪) **મી. હરજીવન રાયચંદ**ને આપણે **ભક્તામતાર સ્તોત્ર**ને **કલ્યાણમંદિર સ્તોત્ર**ના ભાષાંતર કર્તા તરીકે જોઈ શકીએ છીએ. ભાષાન્તરો ગદ્યપદ્ય બંનેમાં કર્યાં છે. દીગંબર જૈન લેખકોમાં એ એક જ ભાઈએ ગૂજરાતી ભાષાંતરો બહાર પાડ્યાં છે. બીજા કોઈ ભાઈઓ વિષે અમને માહિતી નથી.

(૧૫) ભાવનગર નિવાસી કવિ **ઉમેદચંદજી મહારાજ** તરફથી **માણેકચંદ ચંપાવતી ચરિત્ર, ઉમેદચંદ બાવની** વગેરે લખાયાં છે. તે જો કે સ્વતંત્ર લેખ જેવાં છે. પરંતુ જોઈએ તેવી ખૂબી નથી. તોપણ તેમના પ્રયત્નને વખાણીશું.

(૧૬) કાઠિયાવાડના માજી ડે. આસિ. પોલી. એજંટ **રા. બા. ભીમજી મોરારજી** જેમણે પોતાની કોમના વિદ્યાર્થીઓના લાભ માટે રૂ. ૨૫૦૦૦ યુનિવર્સિટીને તથા રૂ. ૧૫૦૦૦ કાઠિયાવાડની જુદી જુદી સ્કૂલોને આપ્યા છે, તેમણે પોતાના મરણ પહેલાં "**વ્રત્તશિક્ષા**" "**મૂર્તિ પૂજા**", "**સંપની જરૂર**", એ લઘુ પુસ્તકો રચીને પ્રસિદ્ધ કર્યાં હતાં. આ તેમના સ્વતંત્ર લેખ છે. તેમાં જૈન શ્વેતાંબર વ્રત ઉપર તેમણે જે "વ્રતશિક્ષા" લખેલ છે તે જુના વિચારવાળા જૈનોએ ખાસ લક્ષમાં લેવાની જરૂર છે.

(૧૭) મોરબીના જૈન વિદ્યાર્થીઓએ જૈન પ્રો. રવજીભાઈ દેવરાજ સાથે મળીને **શ્રી આચારાંગ સૂત્રનું** ભાષાંતર બહાર પાડયું છે. એ જૈન વિદ્યાર્થીઓએ એવો પ્રયત્ન ચાલુ રાખ્યો હોત તો આચારાંગ જેવાં બીજાં જૈન સૂત્રોનાં ભાષાંતરનો લાભ જૈન પ્રજાને મળી શક્યો હોત.

(૧૮) શ્રીયુત **મનસુખલાલ કીરતચંદનો** જૈન કોમમાં ખરૂં જ્ઞાન ફેલાવવાનો પ્રયાસ વખાણવા જેવો છે. તેમના નાના નાના નિબંધોએ લોકોનું સારૂં લક્ષ ખેચ્યું છે. રાજકોટમાં મળેલી સાહિત્ય પરિષદ્ માટે લખાયેલો **જૈનસાહિત્ય** વિષેનો તેમનો નિબંધ વાંચવા જેવો છે. મુંબાઈ નિવાસી મર્હુમ શેઠ અમરચંદ તલકચંદની મદદથી તેમણે તથા પંડિત લાલને જૈન સીરીઝ લખવાનો પ્રયાસ આરંભ્યો હતો તેનું શું થયું તે જાણવામાં નથી. તે પ્રયાસ પાર પડશે તો જૈનોની એક મોટી ખોટ પૂરી પડશે.

(૧૯) **મી. મોહનલાલ દલીચંદ દેસાઇ** પણ હમણાં જૈન ગુજરાતી સાહિત્યની સેવા ઠીક બજાવવા મંડયા છે. તેમના તરફથી ભાષાંતર વિવેચન સાથે પ્રગટ થયેલ **નયકર્ણિકા** વાંચવા યોગ્ય છે. તે સીવાય દેવદર્શન ઉપર તેમણે એક પુસ્તક લખ્યું છે જે દેવના દર્શન કરનારાઓએ વાંચવા જેવું છે.

(૨૦) **મેસર્સ મેઘજી હીરજીની કંપની** મુંબઇમાં હમણાં ઉભી થઈ છે તે જૈન ચોપડીઓ પ્રસિદ્ધ કરવાનું કામ કરવા લાગી છે. તેના તરફથી **મુનિ શ્રી કેસરવિજયજીનો "મલયા સુંદરી ચરિત્ર"** નામક ગ્રંથ પ્રકટ થયો છે તે વાંચવા જેવો છે.

(૨૧) શ્રાવક **ભીમસિંહ માણેક** મુંબાઇવાળાએ જૈન પુસ્તક પ્રકાશનમાં બજાવેલી સેવા તેમની હયાતી સુધી તો સર્વમાં અગ્રસ્થાને હતી. ભાષાંતરોને પ્રથમ પ્રસિદ્ધિમાં લાવવાનું માન તેમને ઘટે છે. પ્રકરણ રત્નાકરના ચાર મોટા ગ્રંથો તેમણે પ્રકટ કર્યા હતા. એ ગ્રંથો બીજાઓ તરફથી હજી સુધી પ્રકટ થયા હોય એવું અમારા જાણવામાં નથી. શ્રીયુત **અમરચંદ પી. પરમારે જૈન તત્વ નિર્ણય પ્રસાદ** નામનો એક મોટો ગ્રંથ

પ્રસિદ્ધ કર્યો છે. પણ તે ઉપલા ચાર ગ્રંથમાંના એકેના જેવો સરખામણીમાં ઉપયોગી નથી. **જૈન કથા રત્નકોષના** આઠ મોટા ગ્રંથો પણ શ્રીયુત **ભીમસિંહે** પ્રકટ કર્યા હતા. જૈનોમાં સૌથી પ્રથમ જાગૃતિ ઉત્પન્ન કરવાનું માન તેને ઘટે છે. તેણે જૈન ભાઇઓ સમક્ષ ભાષાંતરોનો મોટો સમૂહ રજુ કર્યો છે, એટલું જ નહિ પણ ઉપયોગી સંગ્રહ રજુ કર્યો છે.

**રા. રા. ભીમસિંહે** છાપેલ ગ્રન્થો પૈકી કેટલાક નીચે મુજબના છે.

૧ વૈરાગ્ય કલ્પલતા.
૨ નવતત્ત્વના પ્રશ્નોત્તર.
૩ પર્યુષણાદિ પર્વોની કથા.
૪ જૈન લાવણી સંગ્રહ.
૫ હરિભદ્રસૂરિકૃત અષ્ટક.
૬ લઘુ પ્રકરણ સંગ્રહ.
૭ વિવિધ પૂજા સંગ્રહ ભાગ ૧–૨–૩
૮ નવતત્ત્વ પ્રકરણ.
૯ જીવ વિચાર પ્રકરણ.
૧૦ દંડક તથા લઘુસંગ્રહણી.
૧૧ અભયકુમારનો રાસ.
૧૨ જલ યાત્રાદિ વિધિ.
૧૩ સ્વરોદય જ્ઞાન.
૧૪ વસ્તુપાલ તેજપાલ રાસ.
૧૫ કરકંડુ આદિ ચાર પ્રત્યેક બુદ્ધ રાસ.
૧૬ હંસરાજ વચ્છરાજ રાસ.
૧૭ ગુંહલી સંગ્રહ.
૧૮ ભદ્રબાહુ સંહિતા.
૧૯ દેવકીજીના ૫૨ પુત્રનો રાસ.
૨૦ જૈનકુમાર સંભવ.
૨૧ ઉપદેશ તરંગિણી.

૨૨ જૈન કાવ્ય પ્રકાશ ભાગ ૧.
૨૩ ત્રૈલોક્ય પ્રકાશાખ્યા.
૨૪ હિંગુલ પ્રકરણ.
૨૫ મેઘમાલા વિચાર.
૨૬ પ્રતિમા શતક.
૨૭ હિતશિક્ષાનો રાસ.
૨૮ વેપારી રાસ.
૨૯ શનીશ્વરની ચોપાઇ.
૩૦ શત્રુંજયતિર્થમાલા ઉદ્ધાર રાસ.
૩૧ હરિબળ મચ્છીનો રાસ.
૩૨ મહાબળ મલયસુંદરીનો રાસ.
૩૩ આત્મ પ્રબોધ સ્યાદ્વાદ.
૩૪ મંગળ કલશ કુમારનો રાસ.
૩૫ રાત્રિ ભોજન પરિહારક રાસ.

**ભીમસિંહભાઇએ** શુદ્ધ અને ઘણો પ્રયાસ લઇને છાપેલ છે અને દરેક વિષય સંબંધી ગ્રન્થો છપાવેલ છે.

(૨૨) **નામદાર ગાયકવાડ સરકાર શિયાજીરાવ** પાટણ ગયેલા ત્યારે જૈન ગ્રંથભંડારો જોઈ એમાંથી ઉપયોગી હસ્તલિખિત પ્રતો વડોદરે લાવેલા તે ઉપરથી વડોદરાના દેશી કેળવણી ખાતા તરફથી સ્વ. **મણિલાલ નભુભાઇએ** ભાષાન્તર કરી પ્રકટ કરેલાં–તેમાંનાં **યોગબિંદુ, ષડ્દર્શન-સમુચ્ચય, દ્વયાશ્રય સમાધિશતક ને અનેકાંતવાદ પ્રવેશ** ખાસ ઉપયોગી ને વાંચવા વિચારવા જેવાં છે. આ સિવાય એ કેળવણી ખાતા તરફથી **ચતુર્વિંશતિપ્રબંધ, સારસંગ્રહ, બુદ્ધિસાગર—કુમારપાળ ચરિત્ર કુમારપાળપ્રબંધ** ને **વિક્રમચરિત્ર** પ્રકટ થયેલાં છે.

(૨૩) **મુંબઇના જૈન જ્ઞાનપ્રસારક મંડળ** તરફથી પ્રસિદ્ધ થયેલાંમાં સૌથી વિશેષ ધ્યાન ખેંચે એવું પુસ્તક **સમરાદિત્ય સંક્ષેપ** છે.

**પ્રોફેસર હર્મન જેકોબી** પાસે પાઠ શુદ્ધ કરાવી એ પ્રકટ કર્યું છે. એ શિવાય **શ્રાદ્ધવિધિ,** (શ્રાવકના આચાર), **અર્હન્તનીતિ શ્રાવકપ્રજ્ઞપ્તિ સોમસોભાગ્યકાવ્ય** પુસ્તકો પ્રસિદ્ધ કર્યાં છે. પ્રતિક્રમણ આદિ ક્રિયાવિધિના ગ્રંથો તો જૈનોમાં ઘણાએ પ્રસિદ્ધ થયા છે.

**શ્રી સોમ સોભાગ્ય કાવ્ય**—આ ગ્રંથ કાવ્ય રૂપે ચરિત્રનો ગ્રંથ છે શ્રી પ્રતિષ્ઠા સોમ નામના જૈન સાધુએ સંવત ૧૫૨૪ માં તપગચ્છના અધિપતિ શ્રી સોમ સુંદર સૂરિનું ચરિત્ર આ ગ્રંથમાં વર્ણવ્યું છે. શ્રી સોમસુંદર સૂરિ તપગચ્છની ગાદિએ સંવત ૧૪૫૮ ના અરસામાં આવ્યા તે સંવત ૧૪૯૯ સુધી તેમના કાળ સુધી રહ્યા. જૈન સાધુઓનું વ્યવહાર બંધારણ એવું છે કે તેઓમાં એક મુખ્ય નાયક જ્ઞાન તથા ગુણ જોઇને બહુ મતિથી નીમવામાં આવે છે અને બાકીના સાધુઓ તેમના હાથ નીચે તેમના હુકમ નીચે દરેક કાર્યમાં વર્તે છે તે એટલે સુધી કે એક ગામથી બીજે ગામ જવું હોય તોપણ આચાર્યની પરવાનગી લેઇનેજ. શ્રાવકો પણ આચાર્યની લેખિત પરવાનગી સીવાય તેમને ગામ આવનાર સાધુનો આદર સત્કાર કરતા નહી તેમ સાધુ તેવી પરવાનગી વીના વિહાર કરતા નહી. આવી ઉત્તમ વ્યવસ્થાને લીધે સાધુઓ કાબુમાં રહી ધર્મ ફરમાન મુજબ વર્તતા તથા શ્રાવકોનું સાધુઓ તરફ બહુ માન રહેતું એટલું જ નહી પણ જૈન સાધુઓનો સખ્ત ત્યાગ છતા જ્ઞાન તથા આહાર કપડાદિક મેળવવાના સાધનો તેમને ઘણીજ સહેલાઇથી મળતા અને ત્યાગવૃતિ કાયમ રાખવામાં તેમને કોઇ જાતની અડચણ પડતી નહી. દીલગીરીની વાત છે કે આવું ઉત્તમ બંધારણ આ કાળમાં કુસંપને લીધે અવ્યવસ્થિત થઇ ગયું છે તે આગળની સ્થીતિએ લાવવાનો પ્રયત્ન કરવાની સાધુ તથા શ્રાવકોની પવિત્ર ફરજ છે. તેવા બંધારણના અભાવે હજુ પણ સ્થીતિ ખરાબ થશે એમ જણાય છે.

હાલ જેમ પદ્વીઓ યુનિવરસીટી તરફથી અપાય છે તેમ જૈન સાધુઓને તેમના અભ્યાસાનુસાર ઘણી ધામધુમથી ગચ્છપતિના હાથે પદ્વીઓ અપાય છે અને તેનો ક્રમ આ ગ્રંથ ઉપરથી નીચે મુજબ દેખાય છે.

દિક્ષા લે ત્યારે મુનિ, પછી ગણિ, વાચક તથા આચાર્ય એ રીતે ચાર પદ્ગીઓ અપાતી જણાય છે.

**શ્રી સોમસુંદરસૂરિનો** જન્મ સંવત ૧૪૩૦ માં પાલનપુરમાં એક ધનાઢ્ય પોરવાડ જ્ઞાતીના વણિક શેઠને ઘેર થયો હતો. શ્રી જયાનંદ સૂરિ સંવત ૧૪૩૭ માં પાલનપુરમાં પંધારેલા તે વખતે સોમકુંવરના સુલક્ષણ જોઈ તેની માગણી તેના બાપ પાસે કરી. માબાંપની સંમતિથી સોમકુંવરે સંવત ૧૪૩૭ માં જયાનંદસૂરિ પાસે દિક્ષા લીધી. સોમકુંવર પાંચ વરસની ઉમરે નીશાળે એક બ્રાહ્મણ પંડિત પાસે બેઠેલા અને દિક્ષા લીધા પહેલાના બે વરસમાં વ્યાકરણ, છંદ, અલંકાર વીગેરે શીખેલા. દિક્ષા લીધા પછી ગુરૂએ તેમને જ્ઞાન સાગરસૂરિ પાસે ભણવા સોંપ્યા.

અમુક અભ્યાસ થયા પછી તેમને ગણિની પદ્ગી મળી. સંવત ૧૪૫૦ માં તેમને વાચક પદ્ગી મળી તથા સંવત ૧૪૫૭ માં તેમને આચાર્ય પદવી મળી અને ગચ્છપતિ શ્રી દેવસુંદરસૂરિના કાળ પછી એટલે સુમારે સંવત ૧૪૫૮ ના અરસામાં તમામ સંઘની સંમતીથી શ્રી સોમસુંદરસૂરિ ગચ્છના અધિપતિ થયા.

ચુંટણીથી લાયક સાધુને જ નાયક યાને ધર્મના રાજા નીમતા તેનું એક દૃષ્ટાંત આ ગ્રંથમાંથી મળે છે. તપગચ્છના પતિ શ્રી સોમતિલકસૂરિ સંવત ૧૪૨૪ માં દેવગત થયા. તમામ સાધુઓને લાયક શ્રી જયાનંદસૂરિ લાગ્યા તેથી તેમને ગાદી લેવાની વિનંતિ થઇ પણ તેઓ વૃદ્ધ હોવાથી ગાદી લેવાની ના પાડી છતાં સર્વેમાં તેજ વધારે લાયક હોવાથી બીજા કોઈ સાધુએ ગાદી લીધી નહી અને સંવત ૧૪૪૧ માં જયાનંદસૂરિના કાળ સુધી તમામ સાધુઓ જયાનંદસૂરિના હુકમ મુજબ વર્ત્યા અને તેમના કાળ પછી જ સંવત ૧૪૪૨ માં શ્રી દેવસુંદરસૂરિને ગચ્છપતિ નીમ્યા. આ જ જ્ઞાન તથા લાયકાતનું બહુ માન કહેવાય. વગર લાયકીએ માન, પદવી કે ગાદી માટે દોડવાનું આ જમાનામાં જણાય છે તે જ હાલની અવ્યવસ્થાનું કારણ છે.

સૂરિ થયા પછી સોમસુંદરસૂરિએ વડનગર, વીસનગર, ઇડર,

અમદાવાદ વીગેરે સ્થળે વિહાર કર્યો છે તથા છેક પાલીતાણા, ગીરનાર, પ્રભાસપાટણ વીગેરે સ્થળોની મોટા સંઘ સાથે પગે ચાલીને યાત્રાઓ કરી છે.

શ્રી રાણકપુર તથા તારંગાજીના તીર્થસ્થળોની પ્રતિષ્ઠા કરી છે તથા બીજાં ઘણાં મંદીરોમાં પ્રતિષ્ઠાઓ કરાવી છે. ઘણા સાધુઓને પદવી આપી છે તથા ઘણા શ્રાવકોને સંઘપતિની પદવીઓ આપી છે. તેઓએ સંવત ૧૪૯૯ માં કાળ કર્યો છે.

આ ગ્રંથ એક ઈતિહાસીક ગ્રંથ તરીકે ઘણો ઉત્તમ ગ્રંથ છે. તેમાં સાધુ તથા શ્રાવક વર્ગની સ્થીતિનું આબેહુબ ચીત્ર છે. સાધુઓ વિદ્વાન્, જ્ઞાની, યોગી તથા પૂર્ણ શક્તિવાળા, રાજાઓમાં સત્તાધારી હતા. શ્રાવકો ઘણા જ ધનાઢ્ય, કરોડપતિ તથા અબજપતિઓ પણ હતા. પ્રતિષ્ઠાનું આબેહુબ તાદૃશ ચિત્ર ઘણું જ વાંચવા જેવું છે. જે જે ગામ, નગર વીગેરેના નામ આવે છે તેનું જે ચિત્ર ગ્રંથમાં દોર્યું છે તે આબેહુબ અને નજરે જોનારને આજે પણ તે નામો ચોકસ કરવાના સાધનરૂપ છે, તેમ જ તે વખતની ઉત્તમ સ્થાતિ અને હાલની અધમ સ્થાતિનું તોલ પૂર્ણ રીતે કરી શકાયછે. પડતીના કારણો પણ સાધુ તથા શ્રાવક વર્ગની રેહેણીકરણીની સરખામણીથી વાચકને તાદૃશ્ય થાય છે.

શ્રાવકો પણ આજની પેઠે નિરંકુશ નહોતા પણ દરેક ગામ તથા તાલુકા તથા જીલ્લા તથા દેશવાર ગચ્છપતિએ નીમેલા શ્રાવક સંઘપતિના હુકમ નીચે વર્તતા અને તે તમામ ગચ્છપતિની એક અનન્ય આજ્ઞામાં રહેતા અને તેથી તમામ બળ એક મધ્યબિંદુમાં એકત્ર થવાથી આજ જેવી નિર્માલ્ય સ્થીતિ નહોતી. ગમે તેવા મહાન અને વિકટ કામો જલદી થઈ શકતાં એમ આ ગ્રંથ ઉપરથી જણાય છે. આ ગ્રંથ સાધારણ ચરિત્રના ગ્રંથની પેઠે ન વાંચતાં લક્ષપૂર્વક વાંચવાની વિનંતિ કરીએ છીએ.

(૨૪) **અમદાવાદ જૈન વિદ્યાશાળા** તરફથી પ્રસિદ્ધ થયેલાં પુસ્તકોમાં **ભરતેશ્વર બાહુબળવૃત્તિ** નામનો ચરિત્રોના સંગ્રહનો ગ્રંથ જોયા જેવો છે. તે સિવાય **વૈરાગ્યશતક, સંબોધસત્તરી, સુલસાસતીનું ચરિત્ર**

વગેરે પુસ્તકો એ સભાએ પ્રકટ કર્યાં છે. હાલમાં તે સભા શું કામ કરે છે તે જણાતું નથી.

(૨૫) મુંબઈમાં **માંગરોળ જૈન સભા** પણ પુસ્તક પ્રકાશનમાં ઠીક ભાગ લે છે. નિશાળ કે સભા નિભાવવા ઉપરાંત તે આવા સાહિત્યક્ષેત્રમાં પણ ઘુમે છે. **જૈન લગ્ન વિધિ** તેણે પ્રકટ કરી છે ને એ લગ્નવિધિને અંગે માંગરોળની નાત તરફથી તેના તે વિધિ મુજબ પરણેલાઓને કેટલીક ચર્ચામાં પણ ઉતરવું પડયું હતું. એ સભાએ પ્રકટ કરેલું **યોગશાસ્ત્ર** વાંચવા જેવું છે. બાકીનાં તેણે પ્રકટ કરેલાં પુસ્તકો જુદી જુદી સંસ્થા તરફથી પ્રકટ થઇ ગયેલાં છે.

(૨૬) જુનેરવાળા **શેઠ વીરચંદ લાલચંદ** તરફથી બહાર પડેલું "**ધર્મબિન્દુ**" વાંચવા જેવું છે.

(૨૭) **મુનીશ્રી બુદ્ધિસાગરજી**નાં અધ્યાત્મ સંબંધી પુસ્તકો, અધ્યાત્મ જ્ઞાન પ્રસારક મંડળ તરફથી પ્રકટ થાય છે. બુદ્ધિસાગરજી મુનિરાજ જમાનાને બરતું થઈ પડે તેવું ઠીક લખે છે. **પરમાત્મદર્શન**માં આવેલું નવ તત્વનું સ્વરૂપ ખાસ વાંચવા જેવુંછે. **પરમાત્મજ્યોતિ** એ પુસ્તક પણ આત્માનું સ્વરૂપ સમજવામાં ઉપયોગી થઈ પડે તેમ છે. **અધ્યાત્મ ભજનમાળા** એ મુનિશ્રી બુદ્ધિ સાગરનાં રચેલાં પદોનો સંગ્રહ પણ સારો છે. અમદાવાદના મી. **મણિલાલ નથુભાઇ દોશી**એ મુનિ શ્રી બુદ્ધિસાગરજીએ પોતે સંસ્કૃતમાં જે ગ્રંથ રચ્યો છે તેનું ભાષાંતર વિવેચન સહિત લખ્યું છે. મી. મણિલાલના છુટક લેખો ખાસ વાંચવા જેવા આવે છે. ભજન પદ સંગ્રહના ચોથા ભાગમાં તેર તથા ચૌદમા સૈકામાં રચેલા બે ગુજરાતી ગ્રન્થો તે વખતની લીપી તથા ભાષા યુક્ત અસલ છાપેલા છે.

(૨૮) જામનગરવાળા **પંડિત હીરાલાલ હંસરાજે** પ્રકટ કરેલાં **જૈનધર્મના ઇતિહાસ**ના બંને ભાગ વાંચવા જેવા છે. કાગળ તથા છપાઈ સારાં નથી પણ તેમાં જુદા જુદા મુનિરાજોએ જુદા જુદા કાળમાં કેવી રીતે જીવન ગાળ્યું છે ને પુસ્તકો લખ્યાં છે તે બધું સંક્ષેપમાં ઠીક જણા-

છે. આ સિવાય લગભગ ચાલીસ પુસ્તકો આ ભાઈએ છાપેલા છે. તેમાંના **લોકપ્રકાશ પંચસંગ્રહ** ઘણા જ અગત્યના ગ્રંથો છે, તે સિવાય બાકીના ગ્રંથો ચરિત્રના છે. જોકે કિમત વધારે છે, પણ તે ઘણો પ્રયાસ કરીને ગ્રંથો છપાવે છે.

(૨૯) પેરિસમાં ડૉ. ગ્યુરીનોએ ફ્રેન્ચ સરકાર તરફથી જૈનધર્મના સને ૧૯૦૫ ની સાલ સુધી યૂરોપમાં ને કેટલાક હિંદુસ્તાનમાં છપાયેલા ગ્રંથોનાં નામ તેનું વર્ણન તથા તેમાંના વિષયોનું દિગ્દર્શન વગેરે બાર વિભાગ પાડી વિષયવાર સૂચિપત્ર બહાર પાડેલ છે.

(૩૦) શેઠ **મનસુખભાઇ** તરફથી નીચેના ગ્રંથો બહાર પડેલા છે.

૧. ન્યાયાવતાર
૨ ખાદ્ય ખંડ
૩ અષ્ટાધ્યાયી સટીક
૪ પ્રમાણ મિમાંસા.
૫ તત્ત્વાર્થાધિગમસટીક.
૬ હરિભદ્રસૂરિકૃત અષ્ટક સટીક.
૭ ભાષા રહસ્ય.
૮ પ્રમાલક્ષ.
૯ અનેકાંત જયપતાકા.
૧૦ ઉપદેશ રહસ્ય વગેરે.

(૩૧) **શાસ્ત્રી રામચંદ્ર દીનાનાથે પ્રબોધ ચિન્તામણિ, વૈરાગ્ય-શતક, પ્રાકૃત શબ્દ રૂપાવલી,** વગેરે ગ્રન્થો છપાવ્યા છે.

(૩૨) અમદાવાદવાળા **શા. સવજીભાઇ રાયચંદે** લગભગ ૪૦ રાસોના તથા સ્તવન સંગ્રહ વગેરે ગ્રન્થો છાપેલા છે. તે પૈકી કેટલાકના નામ નીચે મુજબ છે.

કુમારપાલ રાજાનો રાસ.
શિયલોપદેશ.

શ્રીપાલ રાસ.
શ્રીપાલ નોવેલ.
ઉત્તમચરિત્રકુમારનો રાસ.
કાન્હડ કઠિયારાનો રાસ.
શત્રુંજય તિર્થમાલા રાસ.
માનતુંગ માનવતીનો રાસ.
માનતુંગ માનવતીની કથા.
માનતુંગ માનવતી નોવેલ.
ઇલાયચી કુમારનો રાસ.
આદ્ર કુમારનો રાસ.
ચંદ રાજાનો રાસ.
કયવન્ના શેઠનો રાસ.
ચંદ્રશેખરનો રાસ.
ચન્દન મલયાગિરિનો રાસ.
છ ભાઇનો રાસ.
કર્મ વિપાકનો રાસ.
રાત્રિભોજન પરિહારક રાસ.
હરિશ્ચન્દ્ર રાજાનો રાસ.
રત્ન ચૂડવ્યવહારીનો રાસ.
લીલાવતીનો રાસ.
રત્નપાલ વ્યવહારીયાનો રાસ.
ધર્મ બુદ્ધિ મન્ત્રિ અને પાપ બુદ્ધિ રાજાનો રાસ.
અંજના સતીનો રાસ.
ઇલાયચી કુમારના ઢાલીયા.
ગોડી પાર્શ્વનાથ તથા મેઘા કાજલના ઢાલીયા.
ગૌતમ પૃચ્છાની ચોપાઇ.

(૩૩) શા. મગનલાલ હઠિસંગે (અમદાવાદ) અનુકરણરૂપે તથ

ગ્રન્થોના આધારે સામાન્ય ઉપયોગી ગ્રન્થો છપાવેલ છે તે પૈકી કેટલાકના નામ નિચે મુજબ છે.

૧ ભરતેશ્વર બાહુબલી વૃત્તિ.
૨ વર્ધમાન દેશના ભાષાન્તર.
૩ સ્વાધ્યાય માલા.
૪ ગુણવર્મા ચરિત્ર.
૫ જયાનંદ કેવલીનો રાસ.
૬ ધનાશાલીભદ્રનો રાસ.
૭ ચંદ રાજાનો રાસ.
૮ આનંદ ધન ચોવીસી.
૯ જૈન સતી મંડળ
૧૦ રાત્રિ ભોજન નિષેધક.
૧૧ જૈન સ્તોત્ર સંગ્રહ.
૧૨ મહાવીર સ્વામીનું ચરિત્ર.
૧૩ શાન્તિનાથ ચરિત્ર.
૧૪ નેમનાથ ચરિત્ર.
૧૫ મુનિપતિ ચરિત્ર.
૧૬ રત્નસાર ચરિત્ર.
૧૭ જૈન કાવ્ય પ્રકાશ. ભાગ ૨–૩

(૩૪) કલકત્તાની રોયલ એસીયાટીક સોસાઈટી તરફથી મૂલ સંસ્કૃતને માગધી જૈન સંબંધિના નિચેના ગ્રન્થો છપાએલા છે.

૧ પરિશિષ્ટ પર્વ.
૨ ઉવાસગદસાઓ.
૩ ઉપમિતિ ભવ પ્રપંચા કથા
૪ યોગ શાસ્ત્ર.
૫ શાંતિનાથ ચરિત્ર.

૬ આર્ષ વ્યાકરણ.
૭ ષડ્ દર્શન સમુચ્ચય
૮ તત્ત્વાર્થાધિગમ સૂત્ર.
૯ સમરાઇચ્ચિકહા,

આમાંના **પરિશિષ્ટ પર્વ** ગ્રન્થમાં જૈનના છેલ્લા તિર્થંકર મહાવીર સ્વામી જેઓ હેમચન્દ્રાચાર્યના કહેવા પ્રમાણે વિક્રમસંવત પહેલા ૪૭૦ વરસે મોક્ષે ગયા તેમના પછી જૈનધર્મના થયેલા આચાર્યોના ચરિત્રો છે. આ ગ્રન્થ મૂલ હેમચન્દ્રાચાર્યનો છે. **પ્રોફેસર જેકોબીએ** તે સંશોધિત કર્યો છે. અને પહેલા પ્રસ્તાવનામાં ૭૫ પાનામાં ઇંગ્રેજીમાં તેનો સાર આપેલો છે.

**ઉવાસગ દસાઓ** ગ્રન્થ. આ જૈનનો આગમનો ગ્રન્થ છે. અને તેમાં આનંદ વગેરે શ્રાવકોએ કેવા વ્રત લીધા તે વગેરેનું તથા શ્રાવકોના બાર વ્રતનું વર્ણન છે. આ આખો ગ્રન્થ ટીકા સાથે છપાયેલ છે અને તેનું ભાષાન્તર પણ ઇંગ્રેજી ભાષામાં **પ્રોફેસર હોર્નેલે** કરેલું છે. **ઉપમિતિ ભવ પ્રપંચા કથા** નામનો ગ્રન્થ તે એક મહાન ગ્રન્થ છે તે રૂપક ગ્રંથીવાળો ગ્રન્થ છે. લગભગ ૧૩૦૦ પાનાનો ગ્રન્થ છે. અને એક જીવ ઉપર વાર્તા રૂપે તે હકિકત તમામ ઘણી જ સારી રીતે ઉતારેલી છે. આ ગ્રન્થ **પ્રોફેસર જેકોબી** સંશોધિત કરે છે. **યોગશાસ્ત્ર** ગ્રન્થ પ્રસિદ્ધ હેમચન્દ્ર આચાર્યનો બનાવેલ છે. તેમાં ઘણી જ સરલરીતે જૈન ધર્મનું સ્વરૂપ ટુંકાણમાં આપેલું છે. આ ગ્રન્થ અવશ્યે મનનીય છે. દેવગુરૂ ધર્મનું સ્વરુપ તથા શ્રાવકના બારવ્રતો તથા તેના અતિચારો તથા ભાવના વગેરેનું સ્વરુપ આપેલ છે. છેવટે યોગની વાત આપી છે અને જીવને શરૂથી ઉપાડી ને તે છેવટ મોક્ષ પામે ત્યાં સુધી કેવા પ્રકારની આચરણ જીવે અનુસરવુ જોઈયે તે તમામ ઘણી સારી રીતે આપેલ છે. આ ગ્રન્થ ખાસ વાંચી મનન કરવા યોગ્ય છે. તે ગ્રન્થ ઉપર ટીકા પોતે જ બનાવેલ છે. ભીમસી માણેક તરફથી આ ગ્રન્થનું ભાષાન્તર છપાયેલ છે. અને જો કે ભીમસી માણેક તરફથી છપાયેલ ભાષાન્તર મૂલ તથા ટીકાનું છે છતાં તે ભાષાન્તર હીરાલાલ-ભાઈ પાસે કરાવેલ હોવાથી કેટલેક સ્થળે સંકોચ કરવામાં આવેલ છે મુનિશ્રી

કેસર વિજયજી તરફથી છપાયેલ ભાષાન્તર ફક્ત મુલનું જ છે. ટીકામાંથી થોડો વિવરો લેવામાં આવેલ છે. આ ગ્રન્થ સટીકનું તમામ ભાષાન્તર થવાની ખાસ જરૂર છે.

**શાન્તિનાથ ચરિત્ર** આ ગ્રન્થનાં જૈનોના ૧૬ મા તિર્થંકરનું ચરિત્ર છે તેમાં જીવ દયા ઉપર લખાણ અવશ્યે વાંચવા યોગ્ય છે.

**આર્ષ વ્યાકરણ** આ ગ્રન્થ માગધી વ્યાકરણનો છે અને તેમાં ડોકટર હોરનેલની પ્રસ્તાવના ઘણી જ સારી છે. આ પ્રસ્તાવનાનું ખંડન પ્રોફેસર ભંડારકરે ઓમ્બે બ્રેન્ચ રોયલ એસીઆટીક સોસાઈટીના જરનલમાં કરેલ છે.

**ષડ્ દર્શન સમુચ્ચય** આ ગ્રન્થ ન્યાયનો છે. મુલ કર્તા હરિભદ્રસૂરિ છે. તેમાં જૈન દર્શનનું મંડન છે તથા અન્ય દર્શનો યુક્તિસર નથી એમ બતાવી આપેલ છે. આ ગ્રન્થ સટીક ડોકટર સ્યુએલી સંશોધિત કરે છે.

**સમરાઇચ્ચ કહા** આ ગ્રન્થ મૂલ માગધીમાં છે. તે હરિભદ્ર સૂરિએ કરેલ છે. તેમાં સમરાદિત્ય નામના કેવલીના નવભવનું વર્ણન છે. આ ગ્રન્થ ક્રોધના ત્યાગ ઉપર છે અને એટલી બધી ખુબીથી લખાય છે કે તે વાંચ્યા સિવાય તેનું વર્ણન આપી શકાય તેમ નથી. પ્રોફેસર જેકોબી આ ગ્રન્થ સંશોધિત કરે છે.

જૈન સાહિત્યના મુખ્ય ગ્રન્થો તત્વજ્ઞાનના, ચરિત્રોના, ગણિત સંબંધીના તથા આચાર વિચારના ગ્રંથો (દ્રવ્યાનુયોગ, ચરિત્રાનુયોગ, ગણિતાનુયોગ, ને ચરણ કરણાનું યોગ) છે. ચરિત્રો સંબંધી ગ્રંથોનો ઘણોખરો ભાગ રાસરૂપે છે અને છપાયેલ છે. ફીલસુફીના ગ્રંથો ઉપર જોઇએ તેવું ધ્યાન અપાતું નથી. તે વિષય કઠીણ હોવાને લીધે અને તે ગ્રન્થની ખપત પણ ઓછી હોવાને લીધે તે ગ્રન્થો છપાતા નથી. તેવા ગ્રન્થો છાપવામાં મર્હુમ ભીમસી માણેકે ઘણોજ પ્રયત્ન કરેલ છે.

જૈન શ્વેતાંબર કોન્ફરન્સ ઓફિસ તરફથી છપાયેલ જૈન સાહિત્યના લીસ્ટમાં કર્મ ગ્રન્થ સંબંધીના તથા અધ્યાત્મ વિષયક જે જે ગ્રન્થો આપેલ છે તે તમામ ગ્રન્થો એકઠા કરી તાકિદે છાપવાની ખાસ અગત્યના છે.

છેલ્લી સાદીમાં પ્રગટ થઈ ચાલુ રહેલાં જૈન માસિકો. **જૈન ધર્મપ્રકાશ** નામનું માસિક ભાવનગરમાં ધર્મપ્રસારક સભા તરફથી સં ૧૯૪૧ ના ચૈત્ર માસથી પ્રકટ થવા લાગ્યું છે. એ અત્યાર સુધી ટકી રહ્યું છે. તે દિવસે દિવસે તેના દેખાવમાં તથા લખાણમાં જે સુંદરતાનો ઉમેરો થતો જાય છે તે એ પત્રના કાર્યવાહકોની કુશળતાનો યોગ્ય પુરાવો છે. બચપણમાં તેમજ પહેલી વીશીની પૂર્ણાહુતિનાં સમયમાં તેની સામે જે સ્પર્દ્ધા શરૂ થઈ હતી તેમાં પણ તે પત્રે તેનું જીવન તથા સરસાઈ ટકાવી રાખી, પ્રયત્ન કરનારને પ્રભુ સહાય કરે છે એમ બતાવી આપ્યું છે. આ માસિકમાં આવેલા જીવ અને કર્મ, ચાર ધ્યાનનું સ્વરૂપ, સ્યાદ્‌વાદ, ચતુર્વર્ગે અનુયોગ, સામાયિકનું સ્વરૂપ, તપ .વગેરે શાસ્ત્રીય અને સિદ્ધાન્તિક વિષયો લક્ષમાં લેવા જેવા છે. એ પત્ર શ્વેતાંબરી મૂર્તિપૂજક જૈનોનું વાજિંત્ર હોઈ તેમાં તીર્થ રક્ષા, ક્રિયાવિધિ વગેરે બાબતના લેખો પણ સમયાનુકુળ પ્રકટ થતા રહ્યા છે. તેની રૂપેરી જ્યુબીલીનો ભવ્ય પ્રસંગ હમણાં જ ઉજવાયો છે. આ પત્રના લેખક વર્ગમાં ગ્રેજ્યુએટો તથા મુનિરાજોએ દાખલ થઇ પત્રને સારી શોભા આપી છે. રા. રા. કુંવરજી આણંદજી વગેરે ઉત્સાહી કાર્યવાહકો એ પત્રના રજત મહોત્સવ વખતે શ્રીયુત્ મનસુખ કીરતચંદ તરફથી થયેલી યોગ્ય સૂચનાઓ લક્ષમાં લઈ હજી પણ વધારે સારી સ્થિતિમાં એ પત્રને લાવશે એવી આશા છે. સાખામતો તરફ સહિષ્ણુતા બતાવી ઉદાર વિચારોથી શ્રાવક તેમજ સાધુવર્ગના વર્તનમાં વિશેપ સુધારો થતો રહે તેવો પ્રયાસ વધારે જોરથી ચાલુ રાખવાની જરૂર છે. અમને એમ જણાય છે કે આ પત્રના ને આ જૈન ધર્મપ્રસારક સભાના કાર્યવાહકો કેટલાક એવા સારા ગુણો ધરાવે છે કે તેઓ ધારશે તે કરી શકશે તેથી જ આટલી સૂચના કરવાની તક લીધી છે.

૨. સં. ૧૯૪૫ માં અમદાવાદમાં **જ્ઞાનપ્રકાશ** નામનું એક માસિક પ્રકટ થયું તે હજી પણ ચાલે છે. મિ. મગનલાલ હઠીસીંગ તરફથી તે પ્રકટ થયું હતું. તે પત્રે પોતાની પ્રાચીન પુરાણી ગોકળગાયની ધીમી ચાલમાં ઘણો સુધારો કરવાની જરૂર છે.

૩. સં. ૧૯૫૯ માં ભાવનગરમાં જૈન આત્માનંદ સભા તરફથી

આત્માનંદ પ્રકાશ નામનું માસિક પ્રકટ થવા લાગ્યું છે. તેમાં પણ સમયાનુકુળ સારા વિષયો આવે છે. જૈન ધર્મપ્રસારક સભાના જમણા હાથ જેવા વકીલ મૂળચંદ નથુભાઇ જેવા ઉત્સાહી ગૃહસ્થની આગેવાની નીચે પ્રકટ થયેલા એ પત્રે પણ જૈન ધર્મપ્રકાશને થયેલી સૂચના લક્ષમાં લેવાની છે.

૪. **જૈન કોન્ફરન્સ હેરલ્ડ** એ નામનું એક માસિક શ્વેતાંબર (મૂર્તિપૂજક) જૈનકોન્ફરન્સ ઓફિસ તરફથી મુંબાઇમાં પ્રસિદ્ધ થાય છે. પાંચેક વર્ષનું એ બાળક થયું છે. એ પત્રમાં હમણાં કંઇક ઠીક લેખો આવે છે. કોન્ફરન્સ તરફથી એ પત્ર નીકળતું હોવાથી તેણે વધારે ઉત્સાહથી, નિયમિતતાથી અને બીજા જૈન માસિકોને અનુકરણ કરવાની તક મળે એવી રીતે પ્રકટ થવું જોઈએ. બીજી કોમોની પેઠે જૈન કોમના ત્રણે ફીરકાઓની કોન્ફરન્સો ભરાવા લાગી છે તેના પરિણામે આ પત્રનો પ્રાદુર્ભાવ થયો છે. ત્રણે કોન્ફરન્સો અરસપરસ ભેળાઈ એક એકત્ર જૈન પ્રજા બનાવવાનું કર્તવ્ય ભૂલી જાય છે. તેમ તે દરેક ફીરકાનાં વાજીંત્રો પણ એકત્ર જૈન પ્રજા બનાવવાનું કાર્ય કરવાનો પ્રયાસ કરતાં નથી.

૫. **આનંદ** નામનું માસિક પત્ર પાલીતાણા જૈન વિદ્યા પ્રસારકવર્ગ તરફથી પ્રથમ પાલિતાણામાં પ્રકટ થયેલું હાલ ભાવનગરમાં પ્રકટ થાય છે. પંડિત લાલન તથા શીવજીના લેખો પણ બીજા શાસ્ત્રીઓના લેખો સાથે તેમાં પ્રકટ થતા જોઈ લેવાય છે. શ્રાવકસંસાર, દીક્ષાકુમારી વગેરે લેખોવડે તેણે સાધુ શ્રાવકવર્ગને કંઈક જાગૃતિમાં આણ્યા છે. સાધુ વર્ગનું કોઈ નામ લઈ શકતું નહોતું તે તેણે પરોક્ષે ને કેટલીકવાર પ્રત્યક્ષે યોગ્ય શીખામણના રૂપમાં સાધુ વર્ગને પણ જાગૃત કર્યો છે.

૬. **જૈન પતાકા** નામનું એક માસિક પ્રથમ અમદાવાદ અને પછી કાશીથી પ્રકટ થતું હતું તે સં. ૧૯૬૩ થી શરૂ થયું છે. મુંબાઇમાં તેણે થોડો વખત પોતાની પતાકા ફરકાવવા માંડી હતી. પણ તે અનિયમિતપણે પ્રકટ થાય છે ને તેથી તે હાલ જીવતું છે કે મરી ગયું છે તે કંઈ કહી શકાતું નથી.

૭. **બુદ્ધિપ્રભા** આ નામનું માસિકપત્ર અમદાવાદમાં પ્રસિદ્ધ થવા લાગ્યું છે. એ પત્રના નેતા મુનિ બુદ્ધિસાગર અને તેમના શિષ્યો છે.

૮. આ શિવાય **સનાતન જૈન** નામનું માસિક સં. ૧૯૬૧ થી નીકળવું શરૂ થયું છે. તે અનિયમિત નીકળે છે ને હમણાં તો તે દેખાતું નથી. તેથી તેના જીવન વિષે શંકા ઉત્પન્ન થાય તેવું છે. ઉપલાં બધાં પત્રો જ્યારે શ્વેતાંબર મૂર્તિપૂજક વર્ગનાં છે ત્યારે આ પત્રને જૈનના ત્રણે ફિરકામાંથી એકેનો પક્ષપાત નથી અને ત્રણે ફીરકાના સંબંધમાં સમયાનુકુળ યોગ્ય લેખો લખે છે. શતાવધાની કવિ શ્રીમદ્ રાજચંદ્રે પોતાની હયાતીમાં જે ધાર્મિક વિષયો ચર્ચ્યા હતા તે સંબંધી પણ હકીકતો આ પત્રમાં આવે છે. આ પત્ર પ્રથમ રાજકોટમાં પ્રકટ થયેલું અને શ્રાવક માસિક સાથે સંબંધ ધરાવતા એક સાહિત્ય પ્રેમીએ એ કાર્ય માથે લીધેલું. પાછળથી એ પત્રને તેના સંપાદક રા. રા. મનસુખલાલ રવજીભાઈ મુંબાઈ લઈ ગયા ને તે ત્યાં પ્રકટ થાય છે. તે પત્રની પદ્ધતિ કાંઇ જુદી જ ખુબીવાળી છે. એ પદ્ધતિ મુજબ ચાર પાંચ પત્રો પ્રકટ થતાં હોય તો જૈન કોમમાં કંઈ જૂદો જ રંગ જામત. એ પત્ર ત્રણે શાખામતોમાં ભ્રાતૃભાવ વધારવાનો જૈન યંગમેન્સ એસોસીએશનની માફક સારો પ્રયત્ન કરે છે ને તેવા લેખો લખે છે. એ રીત એક અધિપતિને શોભે એવી પ્રશંસાને પાત્ર છે. એમાં આવતા ઐતિહાસિક લેખો ખાસ મનન કરવા જેવા છે. કેળવાયેલો વર્ગ એ પત્ર હોંસે વાંચે છે. જમાનાની સાથે જૈનોને આગળ વધારનારાં આવાં પત્ર જેમ વધારે પ્રકટ થાય તેમ વધારે સારૂં. આ પત્રની મોટામાં મોટી ખામી એ છે કે તે ઘણું અનિયમિત પ્રકટ થાય છે.

૯. **જૈનહિતેચ્છુ** સ્થાનકવાસી શ્વેતાંબરી જૈનો તરફથી પ્રસિદ્ધ થતું આ એક માસિક હયાત છે. દશ વર્ષ થયાં તે અમદાવાદમાં પ્રકટ થાય છે. શા. મોતિલાલ મનસુખરામની કલમથી કેટલાંક વર્ષ તે લખાયું ત્યાર પછી તેમના યુવાન પુત્ર શ્રીયુત વાડિલાલની જુસ્સાદાર કલમથી લખાવા લાગ્યું. હાલ તેમાં શાંતિસમાધીને પોષે તેવાં લખાણો શ્રીયુત વાડીલાલ તરફથી ચાલે છે. ખંડન-મંડનથી દૂર રહેવામાં જૈન સમુદાયની

પ્રિતી સારી રીતે મેળવી શકાય છે એમ દરેક જૈન માસિકોએ ધ્યાનમાં રાખવાનું છે.

સ્થાનકવાસી જૈન કોમની વસ્તીના પ્રમાણમાં તેમાં વિશેષ માસિકો પ્રકટ થવાની જરૂર છે.

૧૦. **દીગંબર જૈન** સુરતવાળા મિ. મુળચંદ કશનદાસ કાપડીયા તરફથી આ પત્ર ત્રણેક વર્ષ થયાં પ્રકટ થાય છે. આ સિવાય અમદાવાદમાં દિગંબર જૈન બોર્ડિંગ તરફથી એકાદ માસિક પ્રકટ થવાનું સાંભળ્યું છે પણ તે જોવામાં આવ્યું નથી.

૧૧. **જૈન ગેઝીટ** આ માસિક અલ્હાબાદમાં **મી. જગમંદિરલાલજૈની** બેરીસ્ટર–એટ–લૉ એમની માર્ફત અંગ્રેજીમાં છપાય છે. જૈન સંબંધીનું આ એક જ ચોપાનીયું છે કે જે અંગ્રેજીમાં નીકળે છે.

## જૈન ગૂજરાતી સાપ્તાહિક પત્રો.

૧. શ્વેતાંબર સ્થાનકવાસી જૈનોમાં શા. વાડીલાલ મોતીલાલના અધિપતિપણા નીચે અમદાવાદમાં "**જૈન સમાચાર**" નામનું આઠવાડીક પત્ર દર સોમવારે પ્રકટ થાય છે. પાંચેક વર્ષ થયાં તે સ્થાનકવાસી જૈન કોમમાં સારી જાગ્રતી ફેલાવવા મંડયું છે. મૂર્તિપૂજાના ખંડનના તથા બીજા રાજકીય લેખો જે કોઈ કોઈ વખત તે પત્રમાં આવતા તે બાદ કરતાં બાકીના વિષયો ઘણું કરીને કોમમાં જાગૃત્તિ લાવવાને અને જાહેર મત કેળવી સ્વમાનનો જુસ્સો ઉત્પન્ન કરવાને ઉપયોગી હતા તેમ એ પત્રને ઇન્સાફ આપવા કહેવું જોઈએ. એ પત્ર અને અમદાવાદ શ્વેતાંબર (મૂર્તિપૂજક) જૈનોના **જૈન** નામનું આઠવાડીક પત્ર ઘણીવાર સામસામે લખાણોની ઝપાઝપીમાં ઉતર્યા છે. આવી ઝપાઝપી સુજ્ઞ વાંચનારાઓને પસંદ નથી એમ પણ તેઓ બંન્નેએ જોયું જાણ્યું હોવું જોઈએ. "જૈન" અને "જૈન સમાચારે" લોર્ડ જેવા જૈન શેઠીઆઓ, કોન્ફરન્સના કાર્યવાહકો, અને સંઘમાં ફાટફુટ પડાવનારા સાધુઓ ઉપર જે બાણો છોડયાં છે તે એ

વિષયમાં જૈન કોમને જાગ્રત કરી છે એ તેમનું કામ પ્રશંસાપાત્ર અને જાહેર હિંમતનું હોઈ કંઈક ફળદાયી પણ નીવડયું છે.

૨. "જૈન" પત્ર જૈનસમાચાર પહેલાં એક બે વરસે અમદાવાદમાં બ્હાર પડતું હતું. ત્યાંથી તે મુંબાઈ ગયું. એ પત્રમાં જે રાજકીય બાબતને લગતા અને ખંડનમંડનના લેખો આવતા તે બાદ કરતાં બાકીના લેખો કોમના હિતની ચર્ચા કરનારા હોઈ ઠીક પ્રકટ થતા હતા. હાલ પણ તે પત્ર એકંદર કોમની સેવા ઠીક બજાવે છે. સહિષ્ણુતાથી જો જૈનકોમનાં વર્તમાનપત્રો પોતાનું કામ ચલાવે, ઝઘડા ફરિયાદમાં ઉતરે નહિ અને બહારથી આવતા લેખોની પસંદગી કરવામાં જરા વિશેપ મન પરોવે તો તે સારી રીતે કોમને હિતકર નીવડે. "જૈન" પત્રને મુનિમહારાજોના લેખોનો લાભ મળતો રહ્યો છે ત્યારે "જૈનસમાચારને" હજી હમણાં મુનિમહારાજોના લેખોનો લાભ મળવા લાગ્યો છે. આ બંને પત્રોને પોતાના ગ્રાહકોને ભેટ દાખલ પુસ્તકો આપવાં પડે છે, ને એ રીતે જૈન સાહિત્યની વૃદ્ધિ થાય છે.

૩ "જૈનવિજય" નામનું એક અઠવાડીક પત્ર મુંબાઈમાં પ્રકટ થવા લાગ્યું હતું પણ તે હમણાં દોઢેક વર્ષનું આયુષ્ય ભોગવી મરણ પામ્યું છે. તેમાં લેખો ઠીક આવતા. મુનિ મહારાજ ચારિત્રવિજયજીના ઉદાર વિચારને પુષ્ટિ આપનારા લેખો તેમાં વાંચવા જેવા છે. સ્થાનકવાસી અને દેરાવાસી વચ્ચે ભિન્નભાવ ન વધે, પોતાના (શ્વેતાંબરી મૂર્તિપૂજક) વર્ગમાં પણ અંદર અંદર શાન્તિ સમાધાનીની વૃદ્ધિ થાય એવા ઉદ્દેશથી અને વલણથી એ પત્ર બહાર પડવા લાગ્યું હતું જો કે એ ઉદ્દેશનું અખંડ પરિપાલન થઈ શક્યું નહોતું. પરંતુ એકંદરે આ પત્ર સરખામણીમાં સારૂં હતું.

૪ **જૈનશાસન** નામનું પાક્ષિક પત્ર બનારસ શહેરમાંથી ગુજરાતી ભાષામાં નિકળવા માંડયું છે.

આ પ્રમાણે જૈન ભાઈઓએ પણ ગુજરાતી સાહિત્યમાં ફાળો આપ્યો છે. બ્રાહ્મણોને ત્યાંનાં પુસ્તકો પુરૂષોના અવસાન પછી બીજાના વપરાશમાં

ન આવતાં નદી વગેરે જળાશયમાં ડુબાવી દેવામાં આવે છે ત્યારે ઘણા જૂના ગ્રંથો સારી સ્થિતિમાં સાચવી રાખવાનું માન એ ભાઈઓને જ છે. પુસ્તકોના સંભાળ પૂર્વક રક્ષણ કરવાના પ્રચારને લીધે જ સરસ્વતિ દેવીનું પિયેર જૈન લોકોને ત્યાં કહેવામાં આવે છે. ગુજરાતી સાહિત્યના ઉત્કર્ષમાં એ ભાઇઓનો સર્વદા પરિશ્રમ જારી રહો અને તેથી માતૃભાષાને સતત લાભ થાઓ એવી આશા પ્રદર્શિત કરીને વિરમીશું.

## પ્રકરણ ૧૦.

### સામયિક પત્રો અને છાપખાનાં.

હિંદુસ્થાનમાં છાપખાનું અને વર્ત્તમાનપત્રો ઇંગ્રેજોની તરફથી દાખલ કરવામાં આવ્યાં છે. આ દેશમાં ઇંગ્રેજોનો પગપેસારો થયાને આશરે દોઢસો વર્ષ વિત્યા બાદ હિંદુસ્થાનની ભૂમિ ઉપર પહેલ વહેલું છાપખાનું અને પહેલું વર્ત્તમાનપત્ર કાઢવામાં આવ્યું હતું. એ વખતે પ્લાસીની જીત મળ્યા ને આશરે પચ્ચાશેક વર્ષ થઇ ગયાં હતાં.

દેશી વર્ત્તમાનપત્રો તો ગયા સૈકાની શરૂવાત પછી જ અસ્તિત્વમાં આવ્યાં હતાં.

આપણા દેશમાં વર્ત્તમાનપત્રો નહોતાં પણ લોકો દેશ પરદેશની ખબરોથી વાકેફ રહેતા. મોટાં બજારોમાં દેશ પરદેશના લોકો વેપાર અર્થે એકઠા થતા હોય છે ત્યાં દર દેશાવરની ખબરો મળી શકતી. વેપારીઓના કાગળો એક જાતનાં વર્ત્તમાનપત્રની જ ગરજ પૂરી પાડતા. પોતાના કામની હકીકત લખ્યા પછી વર્ષાદપાણી–જાણીતા બનાવો–બજાર ભાવ વગેરે લખવાનો રિવાજ હતો; અને કેટલેક અંશે હાલ પણ છે. ટપાલખાતું સ્થાપન થયાની પૂર્વે વેપારીઓના કાગળો કાશદો લઈ જતા. મોટા મોટા ગામમાં 'મડઘો' રહેતો અને એના તાબામાં કાશદો રહેતા. ખાસ જોખમ

લઇ જવાને માટે 'આંગડીઆ' તૈયાર હતા. એક શહેરથી બીજે શહેર કાશદો જતા અને એમની માર્ફતે બીજા કાગળો પણ મોકલાવાતા. આવા કાગળો ખબરો ફેલાવતા.

માલ મોકલવાનાં સાધનોમાં 'વણઝારો' હતી. એ લોકો પણ દેશ પરદેશ જ્યાં જ્યાં જતા ત્યાં ખબરો ફેલાવતા. આવી વણઝારો અને વેપારીઓના કાગળ મારફત ખબરો વિજળીને વેગે ફેલાતી. છેક સન ૧૮૯૧ માં મણિપૂરની હકીકત વર્ત્તમાનપત્ર દ્વારા. મળે તે પહેલાં ઘણા દહાડાથી અલાહાબાદ અને ઉત્તર હિંદનાં બીજા શેહેરોનાં બજારોમાં ફેલાઇ રહી હતી!

મોગલ શહેનશાહતમાં ખબરો લખી મોકલનારૂં ખાસ ખાતું હતું. તેમજ દરેક દેશી રાજ્યમાં ખબરપત્રીઓ રહેતા હતા. આ લોકો પોતપોતાના ગામ–શહેરની ખબરો નિયમિત રીતે રાજ્યના મથકે લખી મોકલતા.

પોતાના '**અયોધ્યાના રાજ્યમાં મુસાફરી**' નામના ગ્રન્થમાં **કર્નલ સ્લીમેને** આવા ખબરપત્રીઓ–અખબાર નવેશોનું વર્ણન કર્યું છે. અયોધ્યાના રાજ્યમાં જ છસેં સાઠ ખબરપત્રીઓ હતા, અને તેમનું માસિક ખર્ચ રૂ. ૩૧૯૪ થતું! આવા અખબાર નવેશો લાંચ લઈને અમુક બનાવ ઉપર ઢાંકપિછોડો પણ કરતા. ઇંગ્રેજી રાજ્યનો એક મેજીસ્ટ્રેટ અયોધ્યાના મુલકમાં કોઈ બદમાસને પકડવા ગયો હતો; અને ત્યાં ઝપાઝપી થતાં એક માણસ માર્યો ગયો હતો. એણે ખબર લખનારાને તેડાવીને ખૂશ કર્યો અને આ બનાવની વાત રાજા, દરબાર, રેસિડેન્ટ કે કોઈએ જાણી નથી! **કર્નલ સ્લીમેન** એક બીજા અયોધ્યાના અમલદારની વાત પણ લખે છે. રજપુતો જોડે તકરારમાં એ અમલદારે ઠીક માર ખાધો હતો. પોતાની આ હકીકત બધાના જાણવામાં આવે તો પોતાનું અપમાન થાય સમજી ચોતરફ ફરતા વિસ વિસ ગાઉ સુધીના અખબાર નવેશોને ફોડીને આ વાત દબાવી દેવડાવી હતી! આવા અખબાર નવેશો માત્ર રાજ્યમાં જ રહેતા એમ નહિ. મોટા વેપારીઓ પણ જૂદાં જૂદાં શહેરોમાં પોતાના ખબરપત્રીઓ રાખતા. વેપારીઓના કાગળમાં આવી ખબર લખવામાં આવતી તે સરકારની જાણબહાર નહતું. સને ૧૮૫૭–૫૮

માં લોર્ડ કેન્નીંગે, વર્તમાનપત્રપર જાપતાનો કાયદો અમલમાં હતો ત્યારે, એક વેપારીનો શિલા પ્રેસનો પથરો પોતાના વેપારના કાગળમાં રાજ્યકીય બાબતો લખવાનાં સબબે જપ્ત કર્યો હતો.

હિંદુસ્થાનમાં છાપખાનું પ્રથમ ઉઘાડવાનું માન મુંબાઇ અને બંગાળા બન્નેને ઘટે છે. બંગાળામાં પહેલું છાપખાનું સને ૧૭૭૮ માં **સર ચાર્લસ વિલ્કિન્સ** નામના વિદ્વાને કાઢ્યું હતું. 'હેલ્ડ હેડ' નું બંગાળી વ્યાકરણ એ બંગાળામાં પ્રથમ છપાયલું પુસ્તક છે.

લગભગ આજ સમયે આપણી તરફ મુંબાઈમાં કોઈ **રૂસ્તમજી કેરસાસ્પજી** નામના પારસીએ પ્રથમ છાપખાનું કાઢ્યું હતું. એમણે સને ૧૭૮૦ નું પંચાંગ પહેલ વહેલું છાપીને પ્રગટ કર્યું હતું. મુંબાઈના પ્રખ્યાત વિદ્વાન ડા. બ્યુઇસ્ટિના ૧૮૫૫ માં બોંબે ટાઇમ્સમાં દર્શાવેલા અભિપ્રાય પ્રમાણે આ પંચાંગ સને ૧૭૭૯ માં જ તૈયાર થવું જોઈએ; અને તેથી આ સાહસિક પારસીએ મોડામાં મોડું સને ૧૭૭૮ ના અંત સુધીમાં છાપખાનું ઉઘાડયું હોવું જોઈએ. આપણી તરફ આ પ્રમાણે પ્રથમ છાપખાનું કાઢનાર આ પારસી ગૃહસ્થ છે.

ગુજરાતમાં દરેક શહેરમાં કોણે કોણે છાપખાનું પ્રથમ આણ્યું હતું, વગેરે હકીકત લખીને ખાલી વિસ્તાર કર્યા કરતાં આ પ્રકરણને અંતે ઇ. સ. ૧૮૬૭ ના અંત સુધીમાં કિયાં કિયાં ગામમાં છાપખાનાં વગેરે હતાં તેની યાદિ આપીએ છઈએ જેથી એ વિશે હકીકત સહજ જ ખ્યાલમાં આવશે.

આ તો છાપખાનાની વાત થઈ, પણ વર્તમાનપત્રના સંબંધમાં તો બંગાળાને અગ્રસ્થાન મળે છે. ત્યાં સને ૧૭૮૦ માં 'બંગાળ ગેઝીટ' નામે વર્તમાનપત્ર પહેલ વહેલું નીકળ્યું હતું. કેટલાક કાળ બાદ બીજાં વર્તમાનપત્રો પણ ત્યાં પ્રગટ થયાં હતાં.

આ વર્તમાન પત્રોની જીંદગીનો અહેવાલ, તેમના અધીપતિનાં ચરિત્ર, તેમને વેઠવી પડેલી વિપત્તિઓ તેમ જ તેમની કારકીર્દી વિગેરે રમુજ પડે

એવો વિષય હોવા છતાં વિસ્તારના ભયને લીધે અમારા પુસ્તકમાં દાખલ કરી શકતા નથી.

શરૂઆતમાં વર્તમાનપત્રો તરફ સરકારનો દ્વેષ હોઈ તેમના ઉપર સખ્ત જાપતા નાંખવામાં આવ્યા હતા. સહેજ સહેજ બહાને અધિપતિયોને ઠપકા આપવામાં આવતા; તેમની ટીકા કડવી લાગતી અને ક્ષુલ્લક બાબતો પણ છાપવાની મનાઈ કરવામાં આવતી. તે કાળના–અધિપતિઓ પણ ઠીક જ હતા. ઇ. સ. ૧૭૯૧ માં કેટલાંક સારાં વર્તમાનપત્રો જન્મ પામ્યાં હતાં અને તે સાલથી જ તેમને વિપત્ત પડવાનો આરંભ પણ થયો હતો. આ બધાં વર્તમાનપત્રો યૂરોપિયન અધિપતિયોના હાથમાં હતાં. ઇ. સ. ૧૮૨૩ માં 'બોર્ડ્ ઑફ્ કંટ્રોલ્' ઉપર 'રાઈટ્ ઑનરેબલ્ ઈસ્ટ્ ઇંડીયા કંપની' ના ચેરમેને એક ખરીતો લખ્યો હતો. આ લાંબા ખરીતામાં ક્ષુલ્લક કારણોને માટે પણ અધિપતિયોને દેશપાર કરવાની અને તેમના ઉપર બીજા પણ સખ્ત ધારાની લંબાણમાં વિગત હતી. સન ૧૭૯૧ થી ૧૭૯૯ સુધીમાં આ વિષયે કાંઈ ધારા નહોતા, છતાં ત્રણ ચાર અધિપતિયોને દેશપાર કરી દીધા હતા, અને ઘણાકને કાલાવાલા કરાવીને માફી બખ્સી હતી. સન ૧૭૯૯ માં વર્તમાનપત્રો સંબંધે સખ્ત નિયમો ઘડાયા હતા. વર્તમાનપત્ર છાપવા પહેલાં સરકારના સેક્રેટરીને અગર બીજા એ કામને માટે નિમાયલા અધિકારીને બતાવવું પડતું હતું.

**લોર્ડ હેસ્ટીંગ્સના** વારામાં 'કલકત્તા જર્નલ'નો અધિપતિ પ્રખ્યાત **સીલ્ક બકિંગ્હામ** ખફગીમાં આવી પડ્યો હતો. **લોર્ડ હેસ્ટીંગ્સની** મરજી આ માણસ વિષે આંખ આડા કાન કરવાની હતી. પણ તેમની પછી થોડા વખતને માટે નિમાયલા મી. **એડમે** આ માણસ ઉપર સહેજ કામ ચલાવીને તેને દેશપાર કરવાની ગાંડાઈ કરી. તે વખત આ યૂરોપિયન આધપતિયોને વહાણે ચઢાવી પાછા મોકલી દેવામાં આવતા. **બકિંગ્હામ** જેવા માણસને છંછેડવાથી અને **લોર્ડ હેસ્ટીંગ્સની** રાજનીતિ પ્રમાણે ન ચાલવાથી 'પંચાત ઉઠી હતી. બીજા ડરપુ અધિપતિયો જેવો આ **સીલ્ક બકિં**

નહતો. એણે ઈંગ્લાંડ ગયા પછી વર્ત્તમાનપત્રોમાં બહુ ચર્ચા કરી, પોતે વર્ત્તમાનપત્ર કાઢ્યું અને હિંદુસ્થાનના વહીવટને ખુબ વગોવ્યો. એ પોતે પાર્લામેન્ટનો સભાસદ ચુંટાયો ત્યારે ત્યાં પણ તોફાન મચાવ્યું. છેવટે કંપનીએ એને પેનશન આપીને છાનો રાખ્યો ! મી. **એડમે** કરેલા વર્ત્તમાનપત્રના નિયમો છેક **લોર્ડ બેંટીક**ના વખત સુધી અમલમાં હતા. આ રાજનીતિજ્ઞ પુરુષે વર્ત્તમાનપત્ર ઉપરના જાપતા છેક જ કમી કરી નાંખ્યા. વર્ત્તમાનપત્રો એમના ઉપર ગાળોના વર્ષાદ વર્ષાવતાં હોવા છતાં પણ એઓ ખામોશ રાખતા અને કહેતા કે મારા કાન સુધી ન આવે એવી ઘણી બાબતો આમ વર્ત્તમાનપત્રોને લીધે જ હું જાણી શકું છું. મી. **એડમ**ના નિયમો કાયદા તરીકે અમલમાં છતાં વર્ત્તમાનપત્રો વસ્તુતઃ સ્વતંત્ર હતાં. પછી **લોર્ડ મેટકાફે** આ નિયમોને રદ કર્યા હતા. વર્ત્તમાનપત્રોને આમ સ્વતંત્રતા આપવામાં આવી તે રાજકર્ત્તા વર્ગમાંથી કોઈને ગમ્યું નહોતું. **લોર્ડ મેટકાફ**ને પણ પરોક્ષ રીતે સોસવું પડયું હતું. આ વાંક બદલ આ મહાન પુરુષને ગવનર જનરલ તરીકે કાયમ કરવામાં નહોતો આવ્યો. આ પ્રમાણે **માર્કિવસ હેસ્ટીંગ્સ**ના વખત સુધી દુઃખના દીવસો ભોગવી તેમના વખતમાં વર્ત્ત-માનપત્રોને સ્વતંત્રતા મળી હતી. આ જાપતાના નિયમો રદ થવાથી માત્ર એંગ્લો ઈન્ડિયન વર્ત્તમાનપત્રોને લાભ થયો એમ નહીં પણ એનાથી એક બીજો અમુલ્ય લાભ થયો હતો. જાપતાને અભાવે દેશી વર્ત્તમાનપત્રો અસ્તિત્વમાં આવ્યાં.

બંગાળામાં **સીરામપોરના** ખ્રિસ્તિ ધર્મ ગુરૂઓ **મેસર્સ લોર્ડ, કેરી** અને **માર્શમેન** એમણે પહેલવહેલું દેશી વર્ત્તમાનપત્ર પ્રસિદ્ધ કર્યું હતું. આ દેશ હિતેચ્છુઓને ખબર હતી કે કંપની સરકારના નોકરોની વર્ત્તમાન-પત્રો ઉપર કરડી નજર હતી. તેમની ઈચ્છા અમલદાર વર્ગને ગુસ્સે કરવાની ન હતી; લોકની સુધારણા અને ધર્મના ફેલાવાને માટે તેમ જ બીજી કેવળ પારમાર્થિક વૃત્તિથી તેમણે આ કામ ઉઠાવ્યું હતું. એક પખવાડીઆ સુધી ઈંગ્રેજી વર્ત્તમાનપત્રોમાં જાહેર ખબરો આપ્યા પછી તેમણે સને ૧૮૧૮ ના મે માસની ૩૧ મી તારીખે આ પહેલવહેલું દેશી વર્ત્તમાનપત્ર કાઢ્યું.

ડા. **માર્શમેન** જણાવે છે તેમ ડા. **કેરી** ચોવીશ વર્ષ સુધી જોહુકમ અને અણવિશ્વાસુ રાજ્યમાં રહેલા હોવાથી તેમને આ પગલું ભરતાં બહુ જ ભય લાગ્યો હતો. એઓ જાણતા હતા કે **લોર્ડ હેસ્ટિંગ્સની** રાજ્યનીતિ જૂદી હતી. પણ દેશીઓમાં વર્ત્તમાનપત્ર જેવી સંસ્થા દાખલ થવા દેવા જેવું સાહસ આપણે ન કરવું એવું એમનું ધારવું હતું. ઉલટું વર્ત્તમાનપત્રને લીધે શીરામપોરના પાદરીઓ અને અમલદાર વર્ગ વચ્ચે મીનાકેસો ઉત્પન્ન થશે એમ એમનું માનવું હતું. ધર્મગુરૂઓની અઠવાડીએ અઠવાડીએ મળતી સભામાં ડા. **કેરીએ** આ પત્ર કાઢવા સંબંધમાં ઘણો વાંધો લીધો હતો. પણ તેમને ડૉ. **માર્શમેને** આપણે છાપતાં પહેલાં સરકારમાં બતાવીશું અને લગીરે વાંધો લેશે તો પછી બંધ રાખશું વગેરે કહીને ટાઢા પાડીને સંતોષ્યા હતા.

પરંતુ આ પરમાર્થું ધર્મગુરૂઓની બ્હીક ખોટી ઠરી. **લોર્ડ હેસ્ટિંગ્સ** આ પત્ર બ્હાર પડતી વખત કલકત્તા નહોતા, પણ તેમના કાઉન્સીલરોએ કશો વાંધો ઉઠાવ્યો નહિ. કેટલાક મહિના બાદ જ્યારે એઓ કલકત્તે પધાર્યા ત્યારે ડા. **માર્શમેને** એમને પોતાના વર્ત્તમાનપત્રની નકલ મોકલી અને એના સ્તુત્ય હેતુને લીધે ઓછે ટપાલ ખર્ચે મોકલી શકાય એવી કૃપા કરવા વિનંતી કરી. જવાબમાં **લોર્ડ હેસ્ટિંગ્સે** એવા વર્ત્તમાનપત્રના લાભ ગણાવ્યા, બીજી કેટલીક વાજબી સૂચના કરી અને ડૉ. **માર્શમેનની** માગણી મુજબ સાધારણ દર કરતાં એક ચતુર્થાંશ દરથી ટપાલમાં લઈ જવાનો હુકમ કર્યો. ખરૂં જોતાં આ '**સમાચાર દર્પણ**' શુદ્ધ દેશી વર્તમાનપત્ર ન ગણાય, કેમકે દેશી ભાષામાં લખાતું હતું અને હિંદુસ્થાનમાં છપાતું હતું છતાં યુરોપિયન ગૃહસ્થો તરફથી લખાતું હતું.

બાબુ **રામમોહન રાયની** તરફથી સંસાર સુધારાની હીમાયત કરનારૂં '**સંગબાદ કૌમુદી**' નામનું વર્ત્તમાનપત્ર હિંદુસ્થાનમાં સૌથી પહેલું ખરેખરૂં દેશી વર્ત્તમાનપત્ર કહેવાય.

બંગાળામાં પહેલું વર્ત્તમાનપત્ર '**સંગબાદ કૌમુદી**' પ્રગટ થયા પછી થોડા મહીના બાદ આપણી તરફ એટલે મુંબાઈમાં પહેલું અને

નહતો. એણે ઇંગ્લાંડ ગયા પછી વર્ત્તમાનપત્રોમાં બહુ ચર્ચા કરી, પોતે વર્ત્તમાનપત્ર કાઢયું અને હિંદુસ્થાનના વહીવટને ખુબ વગોવ્યો. એ પોતે પાર્લામેન્ટનો સભાસદ ચુંટાયો ત્યારે ત્યાં પણ તોફાન મચાવ્યું. છેવટે કંપનીએ એને પેનશન આપીને છાનો રાખ્યો ! મી. **એડમે** કરેલા વર્ત્તમાનપત્રના નિયમો છેક **લોર્ડ બેંટીક**ના વખત સુધી અમલમાં હતા. આ રાજનીતિજ્ઞ પુરુષે વર્ત્તમાનપત્ર ઉપરના જાપતા છેક જ કમી કરી નાંખ્યા. વર્ત્તમાનપત્રો એમના ઉપર ગાળોના વર્ષાદ વર્ષાવતાં હોવા છતાં પણ એઓ ખામોશ રાખતા અને કહેતા કે મારા કાન સુધી ન આવે એવી ઘણી બાબતો આમ વર્ત્તમાનપત્રોને લીધે જ હું જાણી શકું છું. મી. **એડમ**ના નિયમો કાયદા તરીકે અમલમાં છતાં વર્ત્તમાનપત્રો વસ્તુતઃ સ્વતંત્ર હતાં. પછી **લોર્ડ મેટકાફે** આ નિયમોને રદ કર્યા હતા. વર્ત્તમાનપત્રોને આમ સ્વતંત્રતા આપવામાં આવી તે રાજકર્ત્તા વર્ગમાંથી કોઈને ગમ્યું નહોતું. **લોર્ડ મેટકાફ**ને પણ પરોક્ષ રીતે સોસવું પડયું હતું. આ વાંક બદલ આ મહાન પુરુષને ગવનર જનરલ તરીકે કાયમ કરવામાં નહોતો આવ્યો. આ પ્રમાણે **માર્કિવસ હેસ્ટીંગ્સ**ના વખત સુધી દુઃખના દીવસો ભોગવી તેમના વખતમાં વર્ત્તમાનપત્રોને સ્વતંત્રતા મળી હતી. આ જાપતાના નિયમો રદ થવાથી માત્ર એંગ્લો ઈન્ડિયન વર્ત્તમાનપત્રોને લાભ થયો એમ નહીં પણ એનાથી એક બીજો અમુલ્ય લાભ થયો હતો. જાપતાને અભાવે દેશી વર્ત્તમાનપત્રો અસ્તિત્વમાં આવ્યાં.

બંગાળામાં **સીરામપોરના** ખ્રિસ્તિ ધર્મ ગુરૂઓ **મેસર્સ લોર્ડ, કેરી** અને **માર્શમેન** એમણે પહેલવહેલું દેશી વર્ત્તમાનપત્ર પ્રસિદ્ધ કર્યું હતું. આ દેશ હિતેચ્છુઓને ખબર હતી કે કંપની સરકારના નોકરોની વર્ત્તમાનપત્રો ઉપર કરડી નજર હતી. તેમની ઇચ્છા અમલદાર વર્ગને ગુસ્સે કરવાની ન હતી; લોકની સુધારણા અને ધર્મના ફેલાવાને માટે તેમ જ બીજી કેવળ પારમાર્થિક વૃત્તિથી તેમણે આ કામ ઉઠાવ્યું હતું. એક પખવાડીઆ સુધી ઈંગ્રેજી વર્ત્તમાનપત્રોમાં જાહેર ખબરો આપ્યા પછી તેમણે સને ૧૮૧૮ ના મે માસની ૩૧ મી તારીખે આ પહેલવહેલું દેશી વર્ત્તમાનપત્ર કાઢયું.

ડા. **માર્શમેન** જણાવે છે તેમ ડા. **કેરી** ચોવીશ વર્ષ સુધી જોહુકમ અને અણવિશ્વાસુ રાજ્યમાં રહેલા હોવાથી તેમને આ પગલું ભરતાં બહુ જ ભય લાગ્યો હતો. એઓ જાણતા હતા કે **લોર્ડ હેસ્ટિંગ્સ**ની રાજ્યનીતિ જૂદી હતી. પણ દેશીઓમાં વર્ત્તમાનપત્ર જેવી સંસ્થા દાખલ થવા દેવા જેવું સાહસ આપણે ન કરવું એવું એમનું ધારવું હતું. ઉલટું વર્ત્તમાનપત્રને લીધે સીરામપોરના પાદરીઓ અને અમલદાર વર્ગ વચ્ચે મીનાકેસો ઉત્પન્ન થશે એમ એમનું માનવું હતું. ધર્મગુરૂઓની અઠવાડીએ અઠવાડીએ મળતી સભામાં ડા. **કેરીએ** આ પત્ર કાઢવા સંબંધમાં ઘણો વાંધો લીધો હતો. પણ તેમને ડૉ. **માર્શમેને** આપણે છાપતાં પહેલાં સરકારમાં બતાવીશું અને લગીરે વાંધો લેશે તો પછી બંધ રાખશું વગેરે કહીને ટાઢા પાડીને સંતોષ્યા હતા.

પરંતુ આ પરમાર્થી ધર્મગુરૂઓની બ્હીક ખોટી ઠરી. **લોર્ડ હેસ્ટિંગ્સ** આ પત્ર બ્હાર પડતી વખત કલકત્તા નહોતા, પણ તેમના કાઉન્સીલરોએ કશો વાંધો ઉઠાવ્યો નહિ. કેટલાક મહિના બાદ જ્યારે એઓ કલકત્તે પધાર્યા ત્યારે ડા. **માર્શમેને** એમને પોતાના વર્ત્તમાનપત્રની નકલ મોકલી અને એના સ્તુત્ય હેતુને લીધે ઓછે ટપાલ ખર્ચે મોકલી શકાય એવી કૃપા કરવા વિનંતી કરી. જવાબમાં **લોર્ડ હેસ્ટિંગ્સે** એવા વર્ત્તમાનપત્રના લાભ ગણાવ્યા, બીજી કેટલીક વાજબી સૂચના કરી અને ડૉ. **માર્શમેનની** માગણી મુજબ સાધારણ દર કરતાં એક ચતુર્થાંશ દરથી ટપાલમાં લઈ જવાને હુકમ કર્યો. ખરૂં જોતાં આ '**સમાચાર દર્પણ**' શુદ્ધ દેશી વર્તમાનપત્ર ન ગણાય, કેમકે દેશી ભાષામાં લખાતું હતું અને હિંદુસ્થાનમાં છપાતું હતું છતાં યુરોપિયન ગૃહસ્થો તરફથી લખાતું હતું.

બાબુ **રામમોહન રાયની** તરફથી સંસાર સુધારાની હીમાયત કરનારૂં '**સંગબાદ કૌમુદી**' નામનું વર્ત્તમાનપત્ર હિંદુસ્થાનમાં સૌથી પહેલું ખરેખરૂં દેશી વર્ત્તમાનપત્ર કહેવાય.

બંગાળામાં પહેલું વર્ત્તમાનપત્ર '**સંગબાદ કૌમુદી**' પ્રગટ થયા પછી થોડા મહીના બાદ આપણી તરફ એટલે મુંબાઈમાં પહેલું અને

આખા હિંદુસ્થાનમાં બીજું વર્ત્તમાનપત્ર 'મુંબાઇ સમાચાર' સને ૧૮૨૨ ના જુલાઇની પહેલી તારીખે પ્રગટ થયું હતું. બંગાળાના 'કૌમુદી' અને 'સમાચાર દર્પણ' હાલ હયાત નથી પરંતુ આપણું 'મુંબાઇ સમાચાર' કોઈ પણ વખત બંધ પડ્યા સિવાય અઠ્યાશી વર્ષથી પોતાની માનભરી જીંદગી ગુજારે છે. દીનપરદીન આ વૃદ્ધ વર્ત્તમાનપત્ર આબાદી પામે છે અને પોતાની સ્વતંત્ર, શાંત અને નિસ્પૃહ વાણીથી દરેક સવાલની ગંભીર ચર્ચા ચલાવીને તેમ જ રાજા અને પ્રજા વચ્ચે સંતોષ વધારીને પોતે પ્રતિષ્ઠા પામ્યું છે. સને ૧૮૨૨ માં દેશી ભાષામાં–ગુજરાતીમાં–વર્ત્તમાનપત્ર કાઢવું એ ઘણું જોખમ ભર્યું કામ હતું. આજના સમામાં ૧૮૨૨ની મુંબાઇનો ખ્યાલ આપવો મુશ્કેલ છે. તે કાળે શું શું હતું તે કહેવા કરતાં શું શું નહોતું એ કહેવું ઠીક પડશે. તે વખત 'ટાઉનહોલ' નહોતો; દેશીઓને માટે કેળવણીની કોઈ પણ સંસ્થા નહોતી; દેશીઓને માટે કોઈ પણ ભોજનગૃહ અથવા રહેવાની સોઇ નહોતી; કોઇપણ બેંક નહોતી; એક જૂનું હોટલ હતું જેમાં કોઈ ભાગ્યે જ રહેતું; હુન્નર કારીગરી શીખવતી કોઈ પણ સંસ્થા નહોતી; દૈનિક વર્ત્તમાનપત્ર નહોતું; ભરતી ઉતરી ગઈ હોય તે સિવાય કોલાબે પણ જવાતું નહિ! કોઈ પણ જાતનાં વરાળયંત્ર નહોતાં અને રેલવે પણ નહોતી. હાલ જેને આપણે સુધારાનાં ચિન્હ કહીએ તેમાંનું કશું નહોતું. બધું સડાવાળું હતું. ન્યાયની હાઈકોર્ટ નહોતી. તે વખતે માત્ર બે ઇંગ્રેજી વર્ત્તમાનપત્ર હતાં. એ બન્ને હાસ્યાસ્પદ હતાં. તેમાં ઇંગ્લાંડના પત્રોના ઉતારા જ બહુધા આવતા. કવચિત્ કોઈ ચુકાદાની હકીકત, નાચ, ખાણું અગર ખાનગી નાટકની હકીકત સિવાય અધિપતિયોને ભાગ બીજું લખવાનું ભાગ્યે જ આવતું. જ્યાં ઇંગ્રેજી વર્ત્તમાનપત્રોની હાલત આવી હતી ત્યાં દેશી વર્ત્તમાનપત્ર કાઢવું કેટલું જોખમ ભર્યું હતું તે સહજ સમજાશે. પોતાના ધંધાની 'જાહેર ખબર' આપવી એટલે શું એ ધરાધરી સામાન્ય લોકો સમજતા નહોતા! કેટલાંક વર્ષો સુધી 'સમાચાર' ના અધિપતિ પોતાના પત્રમાં છેવટે છાપતા કે "અમે સઘળાને વિનતી કરીએ છીએ કે તેમણે અમને બધી ખરખબરો મોકલવી. કોઇ વસ્તુ વેચવી હોય અગર લેવી હોય એવા સાટાની અમને ખબર કરવી.

સાહિત્યની કોઇપણ બાબતની અમને ખબર આપવી, કાંઈ વાર્તા કે કવિતા હોય તો અમને લખવી. ટુંકામાં કોઈપણ બાબત સઘળાને જણાવવાની હોય તો અમને લખવું. અમે એ ઉપકાર સાથે છાપીશું.

અમારા છાપવાથી જેને લાભ થાય તેણે અમને ખરચ આપવું પડશે. બાકીની બધી ખબરો અમે મફત છાપીશુ."

પત્રમાં લખવાની બીજી ખબરો અને જાહેર ખબરો વચ્ચે ભેદ સમજાવવા સારૂં આવું લખવું પડયું હશે. કોઈ વર્ત્તમાનપત્રને પ્રસિદ્ધ થતાં જ પ્રજાની તરફથી મદદ મળે એમ બને નહિ. સામાન્ય રીતે વર્ત્તમાનપત્ર તરફ સરકારની નજર કેવી કરડી હતી તે જાણ્યા છતાં 'સમાચાર'ના અધિપતિએ સરકારની મદદ માગી હતી. પણ તે કાળે મુંબાઈ સરકારના અધિષ્ઠાતા **મોન્સ્ટુઅર્ટ એલ્ફિન્સ્ટન્** હતા. એમણે આ પહેલા વર્ત્તમાનપત્રને માયા બતાવી એટલું જ નહિ પણ દર નકલના રૂ. ૨૪ લેખે પચ્ચાશ નકલો સરકાર તરફથી ઉત્તેજન દાખલ લેવાનો હુકમ કર્યો. આવી રીતની બારસેં રૂપિઆની વાર્ષિક મદદ તે કાળે નાની સુની ગણાય નહિ. મુંબાઈના ધનાઢ્ય વતનીઓએ પણ એ પત્ર લેવા માંડયું. એ મદદ કરનારાઓના નામ એ 'સમાચાર'ના બીજા અંકમાં પ્રસિદ્ધ થયાં છે. ઈંગ્રેજી વર્ત્તમાનપત્રોએ પણ આ ગૃહસ્થોનાં નામની યાદિઓ છાપી હતી. એમાં ઈંગ્રેજ સનંદી અમલદારોનાં નામ જોઈને આપણને સાનંદાશ્ચર્ય થાય છે. આ પત્ર પ્રથમ દર અઠવાડીએ છપાતું અને લવાજમ માસિક બે રૂપિઆ હતું. સન ૧૮૪૦ થી આ પત્ર દૈનિક કરવામાં આવ્યું હતું.

મુંબાઈ સમાચારની પછી સન ૧૮૩૧ માં '**ચાબુક**' નીકળ્યું હતું. '**જામે જમશેદ**', '**સમાચાર દર્પણ**', '**ચિત્રજ્ઞાન દર્પણ**' નામનાં પત્રો ત્યારબાદ હયાતીમાં આવ્યાં હતાં.

'નવરોજજી હરકારૂ' ને નામે ઓળખાતો નવરોજજી દોરાબજી ચાનદારૂ "ચાબુક" નો અધિપતિ હતો. આ માણસ એક કડક અને ફક્કડ લખનાર હોવા છતાં શેઠીઆઓના ખુશામતિયા અને ઢોલકી વગાડુ લેખે વિખ્યાત થયો હતો. એનું પત્ર શેઠીઆઓના ખાસ વાજીંત્ર લેખે

ઓળખાતું હતું. સ્વ. કરશનદાસ અને મહારાજો વચ્ચેની તકરાર વખતે આ માણસ જીસકે તડમેં લડ્ડુ ઇસ્કે તડમેં હમ એ ન્યાયે કરશનદાસને અને એના પક્ષને બહુ ભાંડતો. સન ૧૮૫૧ માં જ્યારે 'રાસ્તગોફ્તાર' પ્રથમ નીકળ્યું ત્યારે એ નવા પત્ર ઉપર તેણે બહુ હુમલા કર્યા હતા. 'રાસ્તગોફ્તાર' નામ કેમ રાખ્યું એમ એની તકરાર હતી. પ્રો. દાદાભાઇની કલમે લખાયલા એના હુમલાના જવાબ વાંચવા જેવા છે.

એલ્ફિન્સ્ટન ઇન્સ્ટીટયુટના વિદ્યાર્થીઓની ચળવળ અને દેશસેવા વિષે અમે આગળ કહી ગયા છીએ. તેમણે **ગનેઆન–પરસારક** નામે એક ચોપાનીયું ચાલુ કર્યું હતું. શરૂઆતની પારસી ગુજરાતી ભાષા, તેમાં છપાતાં પુસ્તકો, તેમની જોડણી વગેરેનો ખ્યાલ આપવાને માટે અમે આ શુભચિંતક યુવાનોએ કાઢેલા ચોપાનીયાને માટે બે બોલ બોલીશું. તે વખતે શબ્દે શબ્દ છુટા છાપીને દરેક શબ્દની વચમાં પૂર્ણ વિરામ જેવું ચિન્હ મુકવાની રૂઢી હતી. પૂર્ણ વિરામને બદલે વાકય પુરૂં થતાં એક ફુદડી મુકવામાં આવતી. એ ચોપાનીયાના બીજા પુસ્તકના આરંભમાં જ અધિપતિ તરફથી જે લખાણ લખવામાં આવ્યું હતું તેમાંથી ટુંકું અવતરણ આપીએ તો અમારા કહેવાનો ખ્યાલ સહજ આવશે.

**'ગનેઆંન–પરસારક'–**

પુસ્તક–૨ જું *

જારે.ગનેઆંન.પરસારક.ચોપાનીઉં.આએ .ટાપુમાં.પહેલ.વહેલું.પરવરતાવીઉં.તારે. એવી .હમને.ઇનિતેજારી.હતી.કે.કેઆરે .એ. આએ .ટાપુમાં.ફેલાવો પામે.પણ.શુકરખોદાના.કે.હમુને. એ .વીશે.કહેતાં.ઘણી.ખુશી.ઉપજેચ.કે.જે.હમારી.ઉમેદ.હતી.તે.ઇઅજદાં એ .પુરી.પાડીચ.અને.આપણા.દેશીઓ એ .હમને. સારી.મદદ.આપીચ* "

ત્રીજા પુસ્તકના પ્રારંભથી આ ચોપાનીયું લખનારા ગૃહસ્થોને ગુજરાતીની 'શુધ જોડની'ની જરૂર લાગી હતી. એ વર્ષથી ચોપાનીયાનું નામ સુધારીને

**જ્ઞાન-પ્રસારક** બનાવ્યું હતું. એ પુસ્તકના 'દીબાચા' માં તેઓ નિચે મુજબ લખે છે.

"જ્ઞાન પ્રસારકને મદદ આપનારા સરવે સાહેબોની જનાબમાં અરજ ગુજારીને જણાવ્યે છઈએ કે જે વખતથી અમોએ આ ચોપાનીયું પરવરતાવવાનો વિચાર કીધો હતો તારથી જ અમોએ એવું ઠેરાવ્યું હતું કે જેમ બને તેમ ગુજરાતી બોલીની શુધ જોડની આ ચોપાનીયામાં દાખલ કરવી. આજ સુધી ઘણું કરીને શુધ ગુજરાતી લખવાની તથા બોલોનો બરાબર ઉચ્ચાર થાય તેવી રીતે જોડની કરવાની ચાલ ઘણી થોડી જોયામાં આવી છે, અને એ સુધારો એકદમ દાખલ કરવાને અમને પણ દુરસત લાગું નહીં હતું. કાં જે આજ સુધી મુંબાઇના ઘણાં ખરાં પારસી રહેવાસીઓને શુધ જોડનીથી લખેલી ગુજરાતી ભાષા વાંચવાનો મહાવરો નથી તેથી કોઈને ચોપાનીયું પસંદ આવે નહીં-પણ અમને ૧ાા વરસની ટુંકી મુદત કહાડતાં પણ ઘણી મુશકેલી પડી અને અમોને ઘણી તરફથી ઠપકા આવ્યા કે "તમો ખોટી જોડનીથી ગુજરાતી શું કરવા છાપો છો ? એક તરફથી તમો લોકો કેહોછો કે ખોટી જોડનીથી ભાષાને તથા પુસ્તકોને ઘણું નુકસાન પોહોચે છે તથા તે સાથે વલી ઘણી એબ લાગે છ, અને એ આપણી ભાષામાં એક હસુવાજોગ ખામી છે-વલી બીજી તરફથી તમો જ લોકોએ ખોટી જોડની કામમાં લાવો છો તે ઘણું નાદુરસ્ત છે" એવી તરેહથી કેટલીએક તરફથી અમને ઠપકા મલ્યાથી અમને ફરજ પડી છ કે કાંઈ પણ રીતે એ ઘણોજ જરૂરનો સુધારો ચોપાંનિયાંમાં દાખલ કીધો જોઇએ."

આ પ્રમાણે શરૂ થયેલી પારસી-ગુજરાતી હાલ કેટલી ફેરવાઇ ગઇ છે તેનો ખ્યાલ આપવાને ઉપરનું અવતરણ બસ છે. સને ૧૮૪૯ ના જૂલાઈની પહેલી તારીખે આ ચોપાનીયું પ્રથમ નીકળ્યું હતું.

**ચિત્રજ્ઞાન દર્પણ**ના આધિપતિ મી. **બહેરામજી ખરસેદજી ગાંધી**એ પેગંબર સાહેબ મહમ્મદનું ચિત્ર છાપવાની ભૂલ કરવાથી મુસલમાનોએ હુલ્લડ કર્યું હતું. એ ગૃહસ્થ ઉપર જ નહિ પણ આખી પારસી કોમ ઉપર

તેઓ ઉશ્કેરાઈ ગયા હતા. આવે વખતે પારસીઓ તરફથી ખાસ વર્ત્તમાન પત્ર તરીકે જ્ઞાન પ્રસારકવાળા તરૂણોમાંથી મહાન્ દાદાભાઇ નવરોજજી અને શેઠ ખુરશેદજી નવરોજજીએ 'રાસ્ત ગોફ્તાર' સને ૧૮૫૧ માં બહાર પાડવા માંડ્યું હતું. આ પત્રની સાથે **પ્રોફેસર દાદાભાઇ**, મર્હૂમ શેઠો **ખુરશેદ નવરોજજી કામા**, મર્હૂમ **સોરાબજી શાપુરજી બંગાળી**, મર્હૂમ **ખુરશેદજી રૂસ્તમજી કામા**, મર્હૂમ **કરશનદાસ મુળજી**, મર્હૂમ **ડોસાભાઇ ફરામજી કામા**, મર્હૂમ **પેસ્તનજી રતનજી કોહલા**, અને શેઠ **નવરોજજી ફરદુનજી** વગેરે ઘણા નામાંકિત પુરૂષો જોડાએલા હતા. તે વખતે તેઓ બધા જુવાનીઆ હતા. **પ્રો. દાદાભાઇ**, મેસર્સ **નસરવાનજી પૂરચા**, **જાંહાગીર બરજોરજી વાછા**, **સોરાબજી શાપુરજી બંગાળી**, **કરશનદાસ મુળજી**, શેઠ **ડોસાભાઇ ફ. કઠાકા**, શેઠ **કાવસજી એદલજી ખંભાતા**, વગેરે જૂદાજૂદા અધિપતિઓ આ વર્ત્તમાનપત્ર ચલાવી ગયા છે. મર્હૂમ **કે. ન. કાબરાજી** જેમની ગુજરાતી નવલ વાર્તાઓને માટે અમે આગળ કહી ગયા છઈએ. તેઓ ઘણાં વર્ષો સુધી આ વર્ત્તમાનપત્રના તંત્રી હતા. એ પત્રની 'જ્યુબિલિ' વખતે નીકળેલા ખાસ અંકમાં છાપેલા પહેલા અંકના લખાણની જોડે હાલના રાસ્તના લખાણને સરખાવી જોતાં ભાષામાં, અને ઇબારતમાં, કેટલો સુધારો થયો છે તે સહજ જ જણાઈ આવે છે. આ પત્ર હાલ પોતાની હયાતીનાં ઓગણસાઠમા વર્ષમાં છે. દરેક વિષય ઉપર બધાના અભિપ્રાય સરખા ન જ હોય એવી મતભેદની વાતનું વિવેચન કરવાનો અમારો હેતુ નથી પણ એવા મતભેદને ન ગણતાં એ પત્રે લોકહિતમાં મચ્યાં રહીને, બદી અને નઠારી રસમોને અને જૂલમનાં કામોને તોડીને અત્યાર સુધી આબરૂ ભરેલી જીંદગી ગુજારી છે.

જ્ઞાન પ્રસારક કાઢનારી મંડળીમાંથી જ જન્મ પામેલી બીજી હિંદુ મંડળીએ 'બુદ્ધિ વર્ધક' નામનું માસિક કાઢ્યું હતું એ વિશે અમે આગળ વિસ્તારથી કહી ગયા છીએ.

ઘણાં વર્ષ પૂર્વે 'ડાંડિયો' નામનું પાક્ષિક પત્ર **કવિ નર્મદ** અને એમના મિત્રોએ કાઢ્યું હતું. એઓ અને **ગીરધરલાલ કોઠારી** એના

મુખ્ય લખનાર હતા. કેટલાક કાળ સુધી 'ડાંડિયા' એ ઠીક સપાટો માર્યો હતો. વિનોદની સાથે લખનારાં બીજાં પત્રો પણ પ્રગટ થયાં હતાં. '**પારસીપંચ**' એક એવું સચિત્ર રમુજી પત્ર હતું. એકવાર એ બંધ થઈને તરત ફરી નીકળ્યું હતું. અગાડી જતાં એણે માત્ર 'પારસી' નહિ પણ '**હિંદીપંચ**' એ નામ ધારણ કર્યું હતું. ઘણા લાંબા અનુભવને લીધે આ પત્ર વખાણવા લાયક બન્યું છે અને એનાં ચિત્રો વિલાયતનાં એવી જાતનાં પત્રોમાં પણ લેવાય છે. આ સિવાય '**ભીમસેન**' '**પંચડંડ**' '**રમતારામ**' '**દાતરડુ**' વગેરે આની સહેજસાજ નકલ કરનાર પત્રો પણ પ્રગટ્યાં હતાં. '**ગપસપ**' નામનું માસિક પણ આ કોટીનું છે.

જદુનાથજી મહારાજ અને કરશનદાસની વચ્ચે થયેલી તકરારના વખતમાં કરશનદાસનું '**સત્યપ્રકાશ**' અને '**સદ્ધર્મબોધક અને પાખંડ ખંડક**' ખુબ ઘુમતાં હતાં. એમના જવાબમાં જદુનાથજી મહારાજે '**સ્વધર્મ વર્ધક**' નામે વર્ત્તમાન કાઢ્યું હતું. **સત્યપ્રકાશ** ના અધિપતિ તરીકે સ્વ. **મહીપતરામજી**એ પણ કામ કર્યું હતું. આખરે '**સત્યપ્રકાશ**' **રાસ્ત ગોફ્તાર** જોડે જોડાઇ ગયું અને બાકીનાં જરૂર જેટલી હયાતી ભોગવી મૃત્યુ પામ્યાં.

જુદી જુદી કોમો જુદા જુદા વિષયો અને જુદી જુદી વિદ્યાને અંગે ઘણાં વર્ત્તમાનપત્રો અને માસિકો નિકળ્યાં છે.

ઉપરની હકીકત જોતાં જણાય છે કે છાપખાનાં અને વર્ત્તમાનપત્રની સાથે પ્રથમથી પારસી ગૃહસ્થોનો વિશેષ સંબંધ હતો. લોકોમાં વર્ત્તમાન-પત્રના વાંચનના શોખના વધારાની સાથે વર્ત્તમાનપત્રમાં લખાતી ભાષાનો પણ ફેલાવો થતો. આને લીધે આ વર્ત્તમાનપત્રોની ભાષાએ મુંબાઈની ભાષા ઉપર જબરી અસર કરી છે.

શુદ્ધ ગુજરાતી લખનારા વર્ત્તમાનપત્રની ખોટ ભાઈશ્રી ઇચ્છારામ સૂર્યરામે પુરી પાડી છે. પોતે સુરતના રહીશ હોઈને તેમણે મુંબાઈમાં

કેળવાએલા હિંદુઓને લખવાનો યોગ થાય, વર્ત્તમાનપત્ર શુદ્ધ ભાષામાં લખાય, અને દેશ સેવા થાય એવા સ્તુત્ય ઉદ્દેશથી પોતાનું–ગુજરાતી–વર્ત્તમાનપત્ર ચાલુ કર્યું હતું. આ પત્ર પોતાની બાની, નિડરતા અને વિચિક્ષણતાને લીધે બહુ ફેલાવો પામ્યું છે; અને ઠેર ઠેર વંચાય છે. ગુજરાતના અધિપતિ મર્હૂમ કાબરાજીનો સંગીત તરફ પક્ષપાત જોઈ તેમને સોંપેલા 'રાજગીત' ના ભાષાન્તર ઉપર એની ભાષા સંબંધી અને કાબરાજીના ગુજરાતી સાક્ષરત્વ સંબંધી પ્રથમ ચર્ચા આ પત્રે ઉઠાવી હતી તે તેમ જ એમણે 'હિંદ અને બ્રીટાનીયા' લખવા બદલ પડેલી વિટંબણા સંબંધે અગાઉ કહી ગયા છઈએ. ગુજરાતી પ્રેસે ઘણાં પુસ્તકો પ્રસિદ્ધિમાં આણ્યાં છે.

લોકપ્રિય '**કૈસરેહિંદ**', લોકમિત્ર, સાંજવર્ત્તમાન, તેમજ બીજાં ઘણાંએ પત્રો અસ્તિત્વમાં આવ્યાં છે. દરેકની છૂટી છૂટી અને વિગતવાર હકીકત આ સ્થળે આપી શકાતી નથી. આ પ્રકરણને અંતે મુંબાઈ અને બીજા શહેરોમાં જન્મ પામેલાં ગુજરાતી વર્ત્તમાનપત્રોની ઇ. સ. ૧૮૬૭ ના અંત સુધીની યાદિ અમે આપીએ છઈએ. એમાનાં ઘણાંખરાં પોતાને મોતે મરી ગયાં છે. કેટલાંક કંગાળ જીંદગી ગુજારીને મરતાં મરતાં જીવે છે અને કેટલાંક હિમ્મતથી પોતાનું કર્તવ્ય પ્રમાણિકપણે બજાવે જાય છે.

લોર્ડ લિટનની કારકીર્દીમાં એતદ્દેશીય વર્ત્તમાન પત્રો ઉપર અંકુશ મુકવામાં આવ્યા હતા. એની અસર નરમ પાડવા ઘણાં વર્ત્તમાન પત્રોએ ઇંગ્રેજીમાં લખાણ કરવાનો આરંભ કરીને પોતાનાં પત્રોને બે ભાષાનાં બનાવ્યાં હતાં. મહાન્ લોર્ડ રિપને આ અંકુશો કાઢી નાંખ્યા હતા. કેટલાક કાળ પછી થોડા ઘણા અંકુશ મુકવામાં આવ્યા છે.

'**સમાલોચક**' નામના ત્રિમાસિકમાં કદી વિદ્વતા ભર્યા વિષયો અને કદી પુસ્તકોનાં વિવેચન આવે છે. તે સિવાય–**આર્ય ધર્મ પ્રકાશ**––**નૂરે એલમ**–અને બીજાં ઘણાંએ લોક સુધારણા અને સાહિત્યના ફેલાવાનો યત્ન કરી રહ્યાં છે. સ્વ. મણિલાલનું '**સુદર્શન**' તત્વજ્ઞાન અને સાહિત્યની ચર્ચા ચલાવતું હતું. વિવેચન કરનારા સારા ત્રિમાસિકની ખોટ હજીએ પૂરાઈ નથી.

ખૂદ મુંબાઈની આટલી હકીકત ટુંકાણમાં કહીને હવે અમદાવાદ વગેરે બીજા સ્થળની બાબત બોલીશું.

અમદાવાદમાં પહેલ વહેલું સારા પાયાપર છાપખાનું લાવવાનું તેમ જ વર્ત્તમાનપત્ર કાઢવાનું માન **ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીને** છે. સાહિત્ય નાવધારાને સારૂ અને જનસમાજની સામાન્ય રીતે ઉન્નતિને સારૂ ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીએ ઘણું ઘણું કર્યું છે. સોસાઈટીના પ્રેસમાં જ સોસાઈટીનું વર્ત્તમાનપત્ર છપાતું હતું. એ પત્ર દર બુધવારે નીકળતું. એથી આપણી તરફ 'બુધવારીઉ' એ શબ્દ જ વર્ત્તમાનપત્ર અર્થવાચક થઈ ગયો છે. જૂનાં માણસો હજુ પણ વર્ત્તમાનપત્રને 'બુધવારીઉં' કહે છે. તે વખતે આ પત્રનું લખાણ તેજદાર આવતું એની અંદરના કાંઈ લખાણને લીધે સોસાઈટીને તે વખતના જજ્જ હેરીસન જોડે તકરાર ઉઠી હતી. અમલદાર વર્ગ વિરૂદ્ધ એક બે લખાણથી ઘણાને ચટકી લાગી હતી; અને મુંબાઈની સદર અદાલતમાંથી સરક્યુલર આવ્યો હતો કે સરકારી નોકરોએ વર્ત્તમાનપત્રમાં લખવું નહિ. સ્વ. એ. કે. ફોર્બ્સ આ પત્રમાં બહુધા લખતા. ઉક્ત હુકમથી એમને પત્રની સાથેનો પોતાનો સંબંધ છોડી દેવો પડ્યો હતો.

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી સ્થપાયાં ને પાંચ છ વર્ષ થયાં એટલામાં સોસાઈટીએ **'બુદ્ધિપ્રકાશ'** નામનું માસિક કાઢ્યું હતું. કવીશ્વર દલપતરામ પોતે વાનપ્રસ્થ થયા ત્યાં સુધી બુદ્ધિપ્રકાશ એમની પાસે રહ્યું હતું. ત્યારબાદ ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીના એસિસ્ટંટ સેક્રેટરી, દેખરેખ રાખનાર એક કમિટીના અભિપ્રાય પ્રમાણે એ માસિક ચલાવે છે. સોસાઈટીની આબાદાની જોડે એ માસિકની પણ ઉત્તરોત્તર આબાદી થઇ છે.

સંવત્ ૧૯૧૯ સુધી એક **'ધર્મ પ્રકાશ'** નામે માસિક પ્રગટ થયું હતું.

ગુજરાતમાં નિશાળોની વૃદ્ધિ થવાની સાથે નિશાળના કામના બરનું 'શાળાપત્ર' નામે કેળવણી ખાતા તરફથી એક માસિક પ્રગટ થયું હતું. આ માસિકે જૂદા જૂદા અધિપતિયોના હાથ નીચે જુદી જુદી તરેહની જીંદગી ગુજારી છે. શરૂઆતમાં રા. રા. મહીપતરામના આધિપતિપણા

નીચે એમાં બહુધા દેશ સુધારો, સામાન્ય જ્ઞાન, અને સાહિત્યના વિષયો આવતા. આ સમયમાં રા. સા. મહીપતરામના શિષ્યો પણ એમાં લખતા. આ સમયમાં વૃદ્ધ 'બુદ્ધિ પ્રકાશ' જોડે એને વાદમાં ઉતરવું પડયું હતું. ક્યાંની ભાષા શુદ્ધ એ એક તકરાર હતી. સુરત તરફની ભાષાના ઉપહાસમાં કવીશ્વરે "ફાર્બસ વિલાસમાંની 'આરાને ઓવારો કહે' એ કવિતા આ સમયમાં લખેલી છે. *

બીજી તકરાર પ્રેમાનંદ કવિ સરસ કે શામળ સરસ એ હતી. શાળાપત્રે પ્રેમાનંદ અને બુદ્ધિપ્રકાશે શામળને વખાણ્યો હતો. આ ચર્ચા લગીર જોસભેર અને કડવાશ ભરી થઈ હતી. લગભગ ૧૮૭૨–૭૩ થી શાળાપત્રનું તંત્રીપણું સ્વ. નવલરામ પાસે ગયું હતું. તેમણે મુખ પૃષ્ટ ઉપર

" મહેતાજી બહુ મોટું તુજ નામ તેમ છે કામ
કર ખંતે મન ક્ષેત્રની ખરી ખેતી ધરી હામ "

એ સૂત્ર લખવા માંડયું હતું. એમના સમયમાં શાળોપયોગી વિષયોનું ઉમેરણ ઠીક થયું હતું. તે સિવાય સાહિત્યના વિષયો અને મુખ્યત્વે પુસ્તકોનાં વિવેચન સારાં લખાવાં માંડયાં હતાં. અધિપતિની બદલી રાજકોટ થવાથી શાળાપત્ર ત્યાં ગયું અને સ્વ. નવલરામના મરણ બાદ પાછું રાજકોટથી અમદાવાદ આવ્યું અને રા. સા. મહીપતરામને સોંપાયું હતું. આ વખતે એ છેક શાળોપયોગી માસિક થયું હતું. એમના સ્વર્ગવાસ પછી જૂદા જૂદા અધિકારીઓના હાથમાં જઇ હાલ રા. **કમળાશંકર ત્રિવેદીના** હાથમાં છે. પ્રથમના કરતાં શાળાપત્રનું કદ તેમજ શાળોપયોગિતા વધી છે.

---

* એક બીજાના ઉપહાસની કવિતાનો જન્મ આ કારણથી થયો હતો. અમારા વાંચનારના વિનોદની ખાતર એવી બીજી એક કવિતા આપીએ છીએ. એ કોની લખેલી છે એ અમે જાણતા નથી.

" જોની પેલું સું છ યાર જોની પેલું સું છ યાર
તાપીને ઓવારે સારે જોની પેલું સું છ યાર.
કીકો હુતો કીકી હુતી હુતા સઘળા લોક યાર.
સુરત કેરા નાગરોને મીઠા ભાવે મોગ યાર—જોની. "

સન ૧૯૦૧ ની સાલમાં કેળવાએલા લખનારાઓની તરફથી સાહિત્ય અને વિજ્ઞાનના જૂદા જૂદા વિષયોની ચર્ચાવાળું 'વસન્ત' નામનું અભિનંદન આપવા યોગ્ય માસિક પ્રગટ થાય છે. ગુજરાત કોલેજવાળા વિદ્વાન પ્રો. આનન્દશંકર ધ્રુવ એના તંત્રી છે. ઉંચી પંક્તિનું આ માસિક પોતાનું ગૌરવ ઠીક જાળવે છે.

ઘણાં વર્ષ પૂર્વે 'પ્રજા અભિલાષ' નામે એક વર્તમાનપત્ર પ્રગટ થયું હતું એના વિશે એના નામ સિવાય બીજી કશી ખબર મળી શકતી નથી. વર્ત્તમાનપત્રોમાં 'અમદાવાદ સમાચાર' બહાર પડ્યું હતું અને 'શમશેર બહાદુર' મુંબાઈથી અહીં આવ્યું હતું.

" નિત કલમ અમારી
ચાલશે એક ધારી
વગર તરફદારી
લોકને લાભકારી
પણ રસમ નઠારી
જાણશે જો તમારી
ચટ કલમ ચિતારી
દેઈ દેશે ઉતારી "

મુખપૃષ્ઠ ઉપરની આ કવિતામાં 'ર'ને સ્થાને 'ડ' મુકીને કોઈએ શમશેરની કરેલી મશ્કરીનું અમને સહેજ સ્મરણ છે! મુંબાઈના 'ડાંડીઆ'એ વિવેક અને મર્યાદા કોરાણે મુકીને બિચારા 'શમશેર'ને ખુબ બનાવ્યું હતું. સમશેર બહાદુર વૃદ્ધાવસ્થાને લીધે બહુ અશક્ત થવાથી ટગુમગુ ચાલીને મરણ શરણ થયું છે.

'ચંદ્રોદયથી ચિત્તમાં ચમકી ડરશે ચોર
પણ નિષ્કપટી પોયણી જરૂર પામશે જોર.'

મુખપૃષ્ટ ઉપર એ સૂત્ર વાળું 'ચંદ્રોદય' નામનું એક વર્તમા

નિકળ્યું હતું. રા. સા. મહીપતરામના શિષ્યો એમાં બહુધા લખતા. આ પત્ર નિડરતાથી ઠીક લખાતું હતું. અમારી યાદદાસ્ત પ્રમાણે અમલદાર વર્ગના વેઠ વગેરે જૂલમ સંબંધી લખવાથી એકવાર કોર્ટે પણ ચઢ્યું હતું. આ પત્રમાં કેળવણી ખાતા સંબંધી લખાણ કરવા બદલ મહેતાજી પીતાંબરદાસને નોકરીનું રાજીનામુ આપવાની ફરજ પાડી હતી. 'ચંદ્રોદય' પછી બંધ પડ્યું હતું અને છુટા થયેલા મહેતાજીએ 'હિતેચ્છુ' નામનું વર્તમાનપત્ર કાઢ્યુ હતું. મહેતાજીની અને પત્રની જુવાનીમાં આ પત્ર ઠીક ઘુમતું હતું. વેશધારી શંકરાચાર્યની બાબતમાં અને બીજી એક બે બાબતમાં કોર્ટે પણ ચઢ્યું હતું. પાછલા વખતમાં મહેતાજીની વૃદ્ધાવસ્થા થવાથી પત્રની ચંચળતા કમી થઈ હતી.

સંસાર સુધારણાની ભાવનાવાળું **ટીકાકાર** નામનું એક નાનું પત્ર હયાતીમાં આવી ગયું હતું.

સન ૧૮૭૫ માં અમારા ઇષ્ટ મિત્ર સ્વ. હ. હ. ધ્રુવ અને અમે '**સ્વદેશવત્સળ**' નામનું એક વર્તમાનપત્ર કાઢ્યું હતું. નીકળતાં જ 'રાસ્ત'ને જેમ નામમાં જ છિંડા શોધીને 'ચાબુકે' વધાવી લીધું હતું તેમ '**સ્વદેશવત્સળ**' ને 'દેશી મિત્રે 'કર્યું હતું. 'સ્વદેશ વત્સળ' માં લ ને બદલે ળ લખ્યો હતો તે વૈયાકરણી દેશી મિત્રને ભૂલ લાગી હતી; અને નામમાં જ ભૂલ તેમાં શો દમ હશે એવી પરમાર્થે ભરેલી અધગજની ટીકા કરી હતી! દેશી મિત્રના જે અંકમાં અમારા ઉપર હૂમલો હતો તે જ અંકમાંથી એક બીજા વિષયની વીશેક લીંટીયો લઈને અમે તેમાંથી એકસોને આઠ ભૂલો બતાવીને અમારા બીજા અંકમાં જવાબ આપ્યો હતો. ત્યાર બાદ તો એ ઠોલીયા પત્ર જોડે દોસ્તી થઈ ગઈ હતી! અમારૂં પત્ર જે છાપખાનામાં છપાતું હતું તે ૧૮૭૫ ની મોટી રેલમાં પડી ગયું. છેક જ તરૂણ અવસ્થાવાળા માલિકો અને લખનારા હોવાથી છાપખાનાની જોડે પત્ર પણ પડી ગયું.

ત્યાર પછીના વર્ષોમાં '**પ્રજામિત્ર**' '**હિંદુસ્થાન**' અને '**ન્યાયદર્શક**'

વગેરે અસ્તિત્વમાં આવ્યાં હતાં. કેટલીક જીંદગી અહીં ભોગવી 'હિંદુસ્થાન' મુંબાઈ મરવા ગયું હોય એમ થયું. ' પ્રજામિત્ર ' અને ' ન્યાયદર્શક ' પણ કાળનો કોળીયો થઈ ગયાં.

કેટલાંક વર્ત્તમાન પત્રો,–અથવા અમે એવાંને એ સારે નામે નહિ બોલાવીએ–કેટલાંક ચિંથરાં ઘણો નીચો ધંધો લઈ બેઠાં હતાં. તેઓ લોકોની ખરી કે ખોટી ખાનગી વાતો અજવાળામાં લાવવી, ધમકી આપવી અને પૈસા કઢાવવા એ પ્રમાણે પાપે પેટ ભરનારાં હતાં. કેટલાંકનો ત્રાસ ઘણો હતો. એકની જ વાત અમે કહીશું. એક ધનવાન હેવાન પાસે એ ચીંથરીયા અધિપતિએ સેંકડો રૂપિઆ કઢાવ્યા હતા. દર અઠવાડીએ કાંઈ મભમ અને કાંઇ સમજાય એવી ચાર પાંચ લીંટીઓ એ ચીંથરામાં હોય જ.

" એક આબરૂદાર શેઠીઆએ ચેતતા રહેવું ". " એક માણસની ઘણી નઠારી ખબર અમારી પાસે આવી છે. અને અમે તપાસ કરીએ છીએ; પછી પ્રગટ કરીશું " આવા આવા પેચથી ધનવાન હેવાનોને ધમકાવી લાંચ ઓકાવવાનો ધંધો જ લઈ પડયો હતો. એક અમુક અધિપતિ છેક અજાણ હતો. ઈંગ્રેજી તો રહ્યું, પણ ગુજરાતી પણ પુરૂં આવડતું નહોતું. લાજ, શરમ, બીક વગેરેની જોડે એને કશી સગાઇ નહોતી. આ અધિપતિના ચિંથરામાં કાઠીઆવાડના અમુક રાજ્યને માટે ઘણી જૂલમ અને ત્રાસ ભરી વાતો મહિના બે મહિના સુધી આવી હતી. ત્યાર બાદ એઓ જાતે આ જૂલમની ખોળ કરવા કાઠીઆવાડ આવ્યા હતા! અમને મળીને રાજાને મળવાની ખાસ ગોઠવણ કરાવી હતી. સલામને માટે આવવું છે એટલું જ કહેવડાવ્યું હતું. અમારા એક મિત્ર અધિપતિ સાહેબને રાજાની હજૂરમાં લઈ ગયા હતા. એઓ કહેતા હતા કે અધિપતિ સાહેબે ઘેરથી દરબાર સુધી રાજાના જૂલમ, કારભારીના જૂલમ, અને રૈયતના ત્રાસની જ વાત આખે રસ્તે કરી હતી. રાજા મળ્યા; તમે સારા છો, ઉતારાનો બંદોબસ્ત ઠીક છે અને ફરી આવજો, એટલી જ વાત થઇ. પરંતુ ઉક્ત ત્રણ વાક્યો સિવાય રાજાએ અમારા મિત્રને ઈંગ્રેજીમાં એક નાનો સબળ મંત્ર કહ્યો હતો: એની

અસર બહુ જબરી થઇ હતી. માત્ર આ મંત્રોચ્ચારણથી જ અધિપતિના મનમાં પોતે લખ્યું હતું તે બધું ગલત અને કોઈએ દ્વેશથી મોકલેલું એવી ખાત્રી થઈ ગઈ! રાજાએ અમારા મિત્રને કહ્યું હતું કે " give the ...... begger fifty rupees!" આવતાં રસ્તામાં અને ઘેર આવ્યા બાદ અમારે મોઢે રાજાનાં, કારભારીનાં અને દરેક વસ્તુનાં ઘણાં વખાણ કર્યાં હતાં. લોકો બહુ નઠારા છે, દ્વેશથી વર્તમાનપત્રોમાં ખોટી ખબરો મોકલે છે એવું ઘણું વ્યાખ્યાન કર્યું. એ કહેતા હતા કે એમને વહેમ તો આવ્યો હતો કે આ લખાણ ખરૂં નહોય અને તેની તપાસ માટે જ પોતે ત્યાં આવ્યા હતા. અને આવ્યા તો ઠીક થયું કે જેથી રાજા–કારભારી વગેરે સારા માણસોને માટે ભૂલથી પણ ખોટું છપાય નહિ! આવી વાતો જોનાર અને જાણનારને જ હાલનાં વર્તમાનપત્રોમાં કેવો સારો સુધારો થયો છે અને સમગ્ર રીતે તેમની નીતિ કેવી ઉચ્ચ થઇ છે તેનો ખ્યાલ આવે. વર્તમાન-પત્રોની આવી સ્થિતિ ખરેખાત આનંદદાયક છે.

બાળલગ્નનિષેધક નામની એક ઘણી ઉપયોગી સંસ્થાની સ્થાપના અહીં થઈ હતી. તેની તરફથી 'બાળલગ્ન નિષેધક પત્રિકા' નામનું નાનું વર્ત્તમાન નીકળતું. પાછળથી અમારા સ્વ. મિત્ર કેશવલાલ મોતીલાલે કેટલોક કાળ એ પત્ર બાહોશીથી ચલાવ્યું હતું. દુર્ભાગ્યે આ ઉપયોગી સંસ્થા પડી ભાગી; એના કેટલાક અગ્રણીઓ અને સભાસદોએ રૂઢીનાં પગનાં પેંજાર ચુમ્યાં અને પોતાની પ્રતિજ્ઞાઓ તોડી. સંસ્થાનું જ આમ થાય ત્યારે એ બીચારી નાની બાળકી શી રીતે જીવે?

પ્રાર્થના સમાજ તરફથી 'જ્ઞાનસુધા' નામનું પત્ર નીકળ્યું છે. એમાં ધર્મ સંબંધી વિષયો અને હાલના તંત્રી રા. રમણભાઇના તાબામાં આવ્યા પછીસાહિત્યની ચર્ચા પણ આવે છે. સુદર્શનની સાથે જ્ઞાનસુધા ઘણીવાર તકરારમાં ઉતર્યું છે. એ પત્રમાં આવેલા સાહિત્યના વિષયો અને વાર્તિકો વગેરે-માંથી રા. રમણભાઇએ પોતાનો 'કવિતા અને સાહિત્ય' નામનો સુંદર ... ગુજરાતી પ્રજાને આપ્યો છે.

સુરતમાં 'ગુજરાત મિત્રે' તેના અધિપતિ મી. દીનશાની કલમથી લખાતું હતું ત્યારે સારી નામના કાઢી હતી. ત્યાર પછી સ્થાનિક સ્વરાજ્ય મળ્યાના અવસરમાં એક 'પ્રજાપોકાર' નામનું પત્ર નીકળ્યું હતું. નવું નીકળેલું 'ગુજરાત દર્પણ' સ્વ. હ. હ. ધ્રુવનું પત્ર હતું, અને એક ખબરપત્રિને નામે એમણે રાખ્યું હતું. સ્થાનિક સ્વરાજની ચળવળ વખતે 'દર્પણ' ઠીક ઘુમતું હતું. મ્યુનિસિપલ સુધારા વગેરે બાબતોનાં એનાં લખાણ મનન કરવા યોગ્ય આવતાં. 'દર્પણ' દ્વારા સ્વ. હ. હ. ધ્રુવે કરેલી સુરતની સેવાની વાહવાહ થતી હતી. 'પ્રજાપોકાર' બંધ થયું હતું અને 'ગુજરાત દર્પણ' અને 'ગુજરાત મિત્ર' જોડાઈ ગયાં હતાં.

આ સાઠીના પાછલા ભાગમાં અમદાવાદમાં **'ગુજરાતી પંચ'** અને **'પ્રજાબંધુ'** નામનાં બે વર્ત્તમાનપત્ર પ્રકટ થયાં છે. બન્ને મારી તારી કર્યા વગર સંસાર સુધારો અને રાજકિય વિષયોની ડાહી ચર્ચા કરી દેશસેવા બજાવે છે. તેમજ ખબરો–ભેટો વગેરે આપીને પોતાના ગ્રાહકોને પણ સંતોષ આપે છે.

**'દેશીમિત્ર'** નામનું એક રમુજી વર્તમાનપત્ર સામાન્ય લોકની રમુજને માટે જન્મ્યું હતું. એના વિષયો તેમ જ કવિતા એ વર્ગના લોકોને ઠીક આનંદ આપતી. અશ્લીલતાવાળી મજાકો અને એવાં જ જોડકણાં એ વર્ગના સુરતવાસીઓના મોમાંથી 'ખુબ કીઢીછ! 'ખટમ કીઢીછ' એવા ઉદ્ગારો કઢાવતાં. એના અધિપતિના બનાવેલા 'રાનીના બાગ' ના ગરબા ઉપર તો અમુક વર્ગના લોક 'ફીદા' જ થઈ ગયા હતા. ઠેકાણે ઠેકાણે

"રાની વિક્ટોરિયાનો બાગ, ટાંટો જોવાનો છે લાગ."
"પુરવે આવી ઇસ્પીટાલ, પશ્ચિમ તાપીનો કીનાર,"

આવી આવી લીટીઓ કર્ણજ્વર પેદા કરતી હતી!

**'સુરત અખબાર'** **'સુરત સોદાગર'** **'મનોદય'** તેમજ ખ્રિસ્તિ ધર્મ મંડળ તરફથી નીકળતું **'સત્યોદય'** વગેરે ઘણાં વર્તમાન પત્રો અને માસિકો સુરતમાં પેદા થયાં છે.

ભરૂચમાં સન ૧૮૬૧ માં '**ભરૂચ વર્તમાન**' નામે પત્ર પહેલવહેલું નીકળ્યું હતું. '**ભરૂચ સમાચાર**' '**ભરૂચ મિત્ર**' વગેરે બીજાં પણ ત્યાં નીકળ્યાં હતાં. અમારા સ્મરણમાં કાંઇક છે કે સ્વ. બાળાશંકરે પોતાનું '**ભારતી ભૂષણ**' નામનું ત્રિમાસિક પહેલું ભરૂચમાં જ કાઢ્યું હતું. સાહિત્યના વિષયો અને એમની કવિતાને લીધે એ પત્ર ગુજરાતી પ્રજામાં પ્રિય થઈ પડ્યું હતું.

ખેડામાં ૧૮૫૭ માં '**ખેડા નીતિપ્રકાશ**' અને ૧૮૬૧ માં '**ખેડા વર્તમાન**' નીકળ્યાં હતાં.

પ્રથમ વડોદરા અને વિદ્યાને વેર જેવું ગણાતું હતું. સ્વ. કવીશ્વરના ઘણા પ્રયાસ છતાં પણ તે વખતના ગાયકવાડ સરકારે ગુ. વ. સોસાઇટી તરફ અગર વિદ્યા વધારાના કોઈ કામ તરફ કરૂણા દૃષ્ટિ કરી નહોતી. પરન્તુ પ્રજાને સુભાગ્યે મહારાજા સયાજીરાવની સુખદ કારકીર્દીમાં ત્યાં પણ વિદ્યા પુસ્તકો વગેરેનો આનંદદાયક વધારો થયો છે અને '**વડોદરા વત્સલ**' '**સયાજી વિજય**' અને '**દેશભક્ત**' નામનાં વર્તમાનો પ્રગટ થયાં છે.

ભાવનગરમાં આ સાઠીની લગભગ શરૂઆતમાં '**મનોરંજકરત્ન**' નામે ચોપાનીયું નીકળ્યું હતું. મર્હૂમ મીરઝાં મુરાદઅલી બેગના વિષયો એમાં પ્રગટ થતા હતા, એ વિષે અમે આગળ ઇસારો કરી ગયા છઈએ. રાજકોટમાં 'વિદ્યા ગુણ પ્રસારક મંડળી' નામની સંસ્થા ઉત્પન્ન થઈ હતી. કાઠીઆવાડના પ્રખ્યાત અને બહુશ્રુત ગૃહસ્થ **સ્વ. રા. રા. મણિશંકર કીકાણીના** સ્તુત્ય પ્રયાસથી ત્યાં સાહિત્ય સંબંધી પ્રવૃત્તિનો ઉદ્‌ભવ થયો હતો. તેમણે એક ઝવેરી શાદીરામ શંકરશેઠની મદદથી '**વિજ્ઞાનવિલાસ**' નામનું માસિક કાઢ્યું હતું.

સ્વ. મણિશંકરજીના મરણ બાદ 'વિજ્ઞાન વિલાસ' દિનપ્રતિદિન ધીમું પડ્યું હતું, છેક પાછલા વખતમાં તો તદ્દન ભાષાન્તરના મનોયત્નોથી જ ભરપૂર દેખાવ દેતું. છેક જ ભાડુતી લખનારની કલમે જ માત્ર લખાતું. આમ ધીરે

ધીરે ક્ષીણ થઈને એનો અવસાન કાળ આવી ગયો એવું સ્મરણમાં છે. જૂનાગઢમાં 'સૌરાષ્ટ્રદર્પણ' પણ નીકળ્યું હતું. આ સિવાય 'વર્ત્તમાન પત્ર', 'વિદ્યોદય' નામનાં પત્રો પણ ત્યાં નીકળ્યાં છે. હાલ 'કાઠીઆવાડ ટાઈમ્સ' અને 'કાઠિયાવાડ ન્યૂસ' નામનાં બે પત્રો નીકળે છે.

ખાસ સ્ત્રીઓને વાંચવા લાયક માસિક પહેલું મર્હૂમ કાબરાજીએ કાઢેલું 'સ્ત્રીબોધ' હતું. સ્ત્રી બોધમાં આવતી વાર્ત્તાઓ સંબંધી અગાડી કહી ગયા છઈએ. સ્વ. મણિલાલે 'પ્રિયંવદા' એવા હેતુથી કાઢ્યું હતું. હાલ એજ કોટીનું 'સુન્દરી સુબોધ' નામે માસિક નીકળે છે. મી. કાબરાજીએ રફ્તે રફ્તે સ્ત્રીબોધને સ્ત્રીઓની જ કલમથી લખાતું કર્યું હતું. સુન્દરી સુબોધમાં પણ બહુધા સ્ત્રી લેખકોના લેખ આવે છે.

આ પ્રમાણે આ સાદીમાં વર્તમાન પત્રો જન્મ પામી પોતાનો જય ફેલાવી રહ્યાં છે. તેમના વાંચનનો શોખ વધ્યો છે. સમુદ્ર પુરવાને પક્ષીઓએ કરેલા પ્રયત્નવાળી વાર્ત્તાની પેઠે કોઈ મોટી ગદાઓ, કોઈ મોટા પથરા, તો કોઈ પોતાની ચાંચમાં માય એટલી માટી, એમ સઘળાં યથાશક્તિ દેશના ઉદ્ભવ અને સાહિત્યની વૃદ્ધિને માટે યત્નશાળી બની રહ્યાં છે. બેશક દરેકના ઉદ્યોગનાં ક્ષેત્ર જૂદાં જૂદાં, તેમ જ થતાં ફળ પણ જૂદાં જૂદાં, અને ઓછી વત્તિ કિંમતનાં નિવડે છે.

# મુંબાઈ ઇલાકાના ગુજરાતી છાપખાનાં.
## (આરંભથી તે ૧૮૬૭ સુધી.)

| | સ્થળ. | છાપખાનાનું નામ. | સ્થાપ્યાનું સાલ | જાત. |
|---|---|---|---|---|
| ૧ | અમદાવાદ | અમદાવાદ યૂનાઇટેડ ... | ૧૮૬૩ | (લીથોગ્રાફ) ગુજરાતી, સંસ્કૃત. |
| ૨ | „ | બાજીભાઇ અમીચંદનું ... | ૧૮૪૫ | „ „ |
| ૩ | „ | છગનલાલ મગનલાલનું... | ૧૮૫૭ | „ ગુજરાતી અને ઇંગ્રેજી |
| ૪ | „ | સરકારી (કલેક્ટરનું) ... | ૦ | „ ઇંગ્રેજી-ગુજરાતી-સંસ્કૃત. |
| ૫ | „ | ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીનું. ... ... | ૧૮૫૧ | „ ગુજરાતી અને ઇંગ્રે |
| ૬ | „ | હરિલાલ તુલસીરામનું ... | ૦ | „ ગુજરાતી |
| ૭ | „ | હિમ્મત બહાદૂરનું ... | ૦ | „ ગુજરાતી-ઇંગ્રેજી. |
| ૮ | „ | જયશંકર મયાશંકરનું... | ૦ | „ ગુજરાતી. |
| ૯ | „ | જીવણલાલ અંબારામનું | ૦ | „ ગુજરાતી-સંસ્કૃ હુસ્થાન. |
| ૧૦ | „ | મી. જોરડન (ટી. એસ) નું | ૦ | „ ઇંગ્રેજી-ગુજરાતી સ્કૃત. |
| ૧૧ | „ | લલ્લુભાઇ અમીચંદનું ... | ૧૮૬૦ | „ ગુજરાતી-સંસ |
| ૧૨ | „ | લલ્લુભાઈ કરમચંદનું ... | ૧૮૫૭ | „ ગુજરાતી-હિંદી. |
| ૧૩ | „ | લલ્લુભાઈ સુરચંદનું ... | ૧૮૬૨ | „ ગુજરાતી-મ |
| | „ | મૂળજી અંબારામનું ... | ૦ | „ ગુજરાતી. |

| નંબર. | સ્થળ. | છાપખાનાનું નામ. | સ્થાપના ઈ. સ. | જાત. |
|---|---|---|---|---|
| ૧૫ | અમદાવાદ | નારાયણ હરિરામનું ... | ૦ | ,, ,, |
| ૧૬ | ,, | પુસ્તક વૃદ્ધિ કરનાર મંડળીનું ... ... | ૧૮૪૫ | ,, ગુજરાતી-સંસ્કૃત. |
| ૧૭ | ,, | સરૂપચંદ દલીચંદનું ... | ૧૮૬૩ | ,, અને બીબાં, ગુજરાતી-ઇંગ્રેજી-સંસ્કૃત. |
| ૧૮ | ,, | ઉમેદચંદ હરગોવંદનું ... | ૧૮૫૮ | ,, ૦ |
| ૧૯ | ,, | યૂનિવર્સલ ... ... | ૧૮૬૫ | ગુજરાતી-ઇંગ્રેજી-સંસ્કૃત. |
| ૨૦ | ,, | વર્ત્તમાન ... ... | ૦ | (લીથો) ગુજરાતી. |
| ૨૧ | ,, | વિદ્યા બહાદૂર ... | ૦ | ,, ગુજરાતી-સંસ્કૃત. |
| ૨૨ | ,, | ઓરીએન્ટલ પ્રેસ કંપની | ૧૮૬૩ | (લીથો અને ટાઇપ) ગુજરાતી-ઇંગ્રેજી-સંસ્કૃત. |
| ૨૩ | મુંબાઈ. | અખબારે સવદાગર ... | ૧૮૫૨ | ગુજરાતી |
| ૨૪ | ,, | અમેરિકન મિસન ... | ૦ | ઇંગ્રેજી-મરાઠી-ગુજરાતી અને સીંધી. |
| ૨૫ | ,, | આપેખ્ત્યાર યા ઇમ્પીરીયલ ... ... | ૧૮૫૪ | ,, ગુજરાતી. |
| ૨૬ | ,, | બાપુ હરશેઠ દેવલેકર... | ૧૮૪૩ | (લીથો) ગુજરાતી-હિંદી-મરાઠી-સંસ્કૃત. |
| ૨૭ | ,, | ચાબુક ... ... | ૧૮૨૨ | ગુજરાતી-ઇંગ્રેજી. |
| ૨૮ | ,, | કૂરિઅર ... ... | ૦ | ઇંગ્રેજી-મરાઠી-સંસ્કૃત અને ગુજરાતી. |
| ૨૯ | ,, | દફતર આશકારા ... | ૧૮૪૦ | ગુજરાતી-ઇંગ્રેજી-ઝંદ-પહેલવી-મરાઠી-ફારસી-સંસ્કૃત. |

| નંબર. | સ્થળ. | છાપખાનાનું નામ. | સ્થાપન થયાની સાલ. | જાત. |
|---|---|---|---|---|
| ૩૦ | મુંબાઈ. | જ્ઞાનદર્પણ ... ... | ૦ | મરાઠી–ગુજરાતી–સંસ્કૃત. |
| ૩૧ | ,, | એજ્યુકેશનલ સોસાઈટીનું | ૧૮૪૮ | ઇંગ્રેજી–મરાઠી–સંસ્કૃત–ગુજરાતી-કાનડી–હિંદુસ્થાની સિંધી-ફારસી–હીબ્રુ-ગ્રીક. |
| ૩૨ | ,, | ગણપત કૃષ્ણાજીનું ... | ૧૮૩૧ | સંસ્કૃત, મરાઠી, હિંદી, ફારસી, ગુજરાતી, ઇંગ્રેજી–હીબ્રુ. |
| ૩૩ | ,, | સરકારી લીથોગ્રાફિક ... | ૧૮૩૧ | ઇંગ્રેજી–મરાઠી–ગુજરાતી. |
| ૩૪ | ,, | ઇન્દુપ્રકાશ ... ... | ૧૯૬૧ | સંસ્કૃત–મરાઠી–ગુજરાતી–ઈંગ્રેજી. |
| ૩૫ | ,, | જામે જમશેદ ... | ૧૮૨૮ | ગુજરાતી. |
| ૩૬ | ,, | જોઇંટ સ્ટોક... ... | ૧૮૬૩ | ઇંગ્રેજી–મરાઠી–ગુજરાતી. |
| ૩૭ | ,, | ખુશાપજી રૂસ્તમજીનું ... | ૦ | મરાઠી–ગુજરાતી. |
| ૩૮ | ,, | માધવ ચંદ્રોબા ... | ૦ | સંસ્કૃત–મરાઠી–ગુજરાતી. |
| ૩૯ | ,, | ઓરિએન્ટલ... ... | ૦ | ,, મરાઠી-ગુજરાતી-ઈંગ્રેજી. |
| ૪૦ | ,, | પ્રભાકર ... ... | ૦ | ,, મરાઠી-ગુજરાતી-કાનડી. |
| ૪૧ | ,, | પુસ્તક પ્રસિદ્ધ ... | ૦ | ,, મરાઠી–ગુજરાતી. |
| ૪૨ | ,, | સમાચાર ... ... | ૧૮૬૨ | ઇંગ્રેજી-ફારસી-ઝંદ-ગુજરાતી. |
| ૪૩ | ,, | યૂનિયન ... ... | ૧૮૫૯ | ગુજરાતી–મરાઠી–ઇંગ્રેજી–ફારસી–હીબ્રુ–ગ્રીક. |
| | ,, | વર્ત્તમાન ... ... | ૦ | ઇંગ્રેજી–સંસ્કૃત-ગુજરાતી–મરાઠી–ઝંદ. |

| નંબર. | સ્થળ. | છાપખાનાનું નામ. | શરૂ થયાની સાલ. | જાત. |
|---|---|---|---|---|
| ૪૫ | મુંબાઈ. | મુંબાઈ સાર... ... | ૧૮૬૬ | ઇંગ્રેજી–ગુજરાતી–મરાઠી. |
| ૪૬ | ,, | મુંબાઈ ટાઉન પ્રેસ ... | ૧૮૬૬ | ( લીથો ) મરાઠી-ગુજરાતી–સંસ્કૃત–ફારસી–અરબ્બી. |
| ૪૭ | ,, | કોમર્સીઅલ ... ... | ૧૮૬૦ | ઇંગ્રેજી–ગુજરાતી. |
| ૪૮ | ,, | ઇમ્પીરીઅલ ... | ૧૮૬૫ | ,, ગુજરાતી. |
| ૪૯ | ,, | જોબ પ્રિન્ટિંગ ... | ૧૮૫૯ | ,, ,, |
| ૫૦ | ,, | મહોમેદન પ્રિન્ટિંગ ... | ૧૮૪૯ | ( લીથો ) ફારસી–અરબ્બી–ઝંદ–ગુજરાતી. |
| ૫૧ | ,, | સમાચાર દર્પણ ... | ૧૮૪૯ | ઇંગ્રેજી–ગુજરાતી. |
| ૫૨ | ,, | વેસ્ટર્ન ઇંડિયા ... | ૧૮૪૦ | ,, મરાઠી–ગુજરાતી. |
| ૫૩ | ભરૂચ. | વર્ત્તમાન ... ... | ૧૮૬૧ | (લીથો) ગુજરાતી. |
| ૫૪ | ,, | સવદાગર ... ... | ૧૮૬૬ | (લીથો) ગુજરાતી–બાળબોધ |
| ૫૫ | દમણ. | કાવસજીનું ... ... | :૦ | ગુજરાતી. |
| ૫૬ | રાજકોટ. | પોલિટિકલ એજન્સી ગેઝેટ | ૧૮૬૩ | ગુજરાતી–ઇંગ્રેજી. |
| ૫૭ | ,, | જ્ઞાનગ્રાહક ... ... | ૧૮૬૪ | (લીથો) ગુજરાતી. |
| ૫૮ | ખેડા. | ખેડા નીતિ પ્રકાશ ... | ૧૮૫૭ | ,, ગુજરાતી |
| ૫૯ | ,, | ખેડા વર્ત્તમાન ... | ૧૮૬૧ | ગુજરાતી |
| ૬૦ | ,, | ખેડા દુનિયાં દાદ ... | ૧૮૬૭ | (લીથો). |

| નંબર. | સ્થળ. | છાપખાનાનું નામ. | સ્થાપનાની સાલ. | જાત. |
|---|---|---|---|---|
| ૬૧ | સુરત. | દેશી મિત્ર ... ... | ૧૮૬૦ | (લીથો) ગુજરાતી. |
| ૬૨ | ,, | જ્ઞાનસાગર ... ... | ૧૮૫૯ | ગુજરાતી. |
| ૬૩ | ,, | મનોદય ... ... | ૧૮૫૯ | (લીથો) ગુજરાતી. |
| ૬૪ | ,, | મિસન ... ... | ૧૮૧૭ | ગુજરાતી–મરાઠી–ઈંગ્રેજી. |
| ૬૫ | ,, | નીતિદર્પણ ... ... | ० | (લીથો) ગુજરાતી. |
| ૬૬ | ,, | ન્યાયપ્રકાશ ... ... | ૧૮૬૫ | ,, ,, |
| ૬૭ | ,, | સુરતમિત્ર ... ... | ૧૮૬૧ | ગુજરાતી ઈંગ્રેજી. |
| ૬૮ | ,, | સુરત મિત્ર સવદાગર ... | ૧૮૬૦ | ,, |
| ૬૯ | ,, | સુરત વર્ત્તમાન દર્પણ ... | ० | (લીથો) ગુજરાતી. |
| ૭૦ | ,, | સ્વદેશ હિતેચ્છુ ... | ० | ગુજરાત. |
| ૭૧ | ,, | આનંદપ્રકાશ ... | ૧૮૬૬ | (લીથો) ગુજરાતી. |
| ૭૨ | ,, | સત્યપ્રકાશ ... ... | ૧૮૬૬ | ,, |
| ૭૩ | ,, | તારાપ્રકાશ ... ... | ૧૮૬૬ | ,, |
| ૭૪ | ભાવનગર. | ભાવનગર દરબાર પ્રેસ... | ૧૮૬૫ | ઈંગ્રેજી–ગુજરાતી. |
| ૭૫ | ,, | ચંદ્રોદય ... ... | ૧૮૬૭ | ઈંગ્રેજી–ગુજરાતી–સંસ્કૃત. |
| ૭૬ | નવાનગર. | નવાનગર દરબાર પ્રેસ... | ૧૮૬૭ | ઈંગ્રેજી–ગુજરાતી–સંસ્કૃત. |
| ૭૭ | ઠાણા. | અરૂણોદય ... ... | ૧૮૬૬ | ઈંગ્રેજી–મરાઠી–ગુજરાતી, (લીથો). |
| ૭૮ | ,, | સૂર્યોદય ... ... | ૧૮૬૭ | (લીથો) ,, |

# ગુજરાતી વર્ત્તમાનપત્રો માસિકો વગેરે.

| નંબર. | નામ. | સ્થાપનાની તારીખ. | સ્થળ. |
|---|---|---|---|
| ૧ | અખબારે સવદાગર... ... ... | ૦ | મુંબાઈ. |
| ૨ | અખબારે કબીસા ... ... ... | ૦ | ,, |
| ૩ | અમદાવાદ સમાચાર ... ... | ૧૮૬૦ | અમદાવાદ. |
| ૪ | આપે અખ્તીઆર ... ... ... | ૦ | મુંબાઈ. |
| ૫ | આર્ય ધર્મપ્રકાશ ... ... ... | ૧૮૮૪ | ,, |
| ૬ | એતબાલે કબીસા ... ... ... | ૧૮૬૧ | ,, |
| ૭ | કાઠીઆવાડ એજન્સી ગેઝેટ ... ... | ૧૮૬૩ | રાજકોટ. |
| ૮ | કાઠીઆવાડ સમાચાર ... ... | ૧૮૬૪ | ,, |
| ૯ | ખેડા નીતિપ્રકાશ ... ... ... | ૧૮૫૭ | ખેડા. |
| ૧૦ | ખેડા ખેતીવાડી ... ... ... | ૧૮૭૯ | ,, |
| ૧૧ | ખેડા દુનિયાંદાદ ... ... ... | ૧૮૬૬ | ,, |
| ૧૨ | ખેડા વર્ત્તમાન ... ... ... | ૧૮૬૧ | ,, |
| ૧૩ | ખોજા દોસ્ત ... ... ... | ૧૮૫૨ | મુંબાઈ. |
| ૧૪ | ખોરશેદ જરાફસાર.... ... ... | ૦ | |

| નંબર. | નામ. | સ્થાપના સાલ. | સ્થળ. |
|---|---|---|---|
| ૧૫ | ખોલાસે જાહુ ... ... ... | ૦ | ,, |
| ૧૬ | ગુજરાત મિત્ર ... ... ... | ૦ | સુરત. |
| ૧૭ | ગુજરાત ગેઝેટ ... ... ... | ૦ | અમદાવાદ. |
| ૧૮ | ગુજરાત દર્પણ ... ... ... | ૦ | સુરત. |
| ૧૯ | ચાબુક ... ... ... ... | ૦ | મુંબાઈ. |
| ૨૦ | ચિત્ર જ્ઞાનદર્પણ ... ... ... | ૦ | ,, |
| ૨૧ | ચંદ્રકાન્ત ... ... ... ... | ૧૮૮૫ | મુંબાઈ. |
| ૨૨ | ચંદ્રોદય ... ... ... ... | ૦ | અમદાવાદ. |
| ૨૩ | જગત્પ્રેમી ... ... ... | ૦ | મુંબાઈ. |
| ૨૪ | જગન્મિત્ર ... ... ... | ૦ | મુંબાઈ. |
| ૨૫ | જગન્મિત્ર (માસિક) ... ... | ૦ | મુંબાઈ. |
| ૨૬ | જગત્વર્ણન ... ... ... | ૧૮૫૬ | મુંબાઈ. |
| ૨૭ | જામેજમશેદ ... ... ... | ૧૮૩૧ | ,, |
| ૨૮ | જૈન ધર્મપ્રકાશ ... ... | ૧૮૮૫ | અમદાવાદ. |
| ૨૯ | ટીકાકાર... ... ... ... | ૦ | અમદાવાદ. |

| નંબર. | નામ. | શરૂ થયાનું વર્ષ. | સ્થળ. |
|---|---|---|---|
| ૩૦ | ડાંડીઓ ... ... ... ... | ૧૮૬૪ | મુંબાઈ. |
| ૩૧ | તંદુરસ્તી... ... ... ... | ૦ | મુંબાઈ. |
| ૩૨ | તંદુરસ્તી પ્રકાશ ... ... ... | ૧૮૮૪ | અમદાવાદ. |
| ૩૩ | ત્રિમાસિક ટીકાકાર... ... ... | ૧૮૮૪ | મુંબાઈ. |
| ૩૪ | દેશી મિત્ર ... ... ... | ૧૮૯૦-૯૧ | સુરત. |
| ૩૫ | દોસ્તેહિંદ... ... ... ... | ૧૮૬૧ | મુંબાઈ. |
| ૩૬ | ધર્મપ્રકાશ ... ... ... | ૧૮૪૮ | મુંબાઈ. |
| ૩૭ | ધર્મપ્રકાશ ... ... ... | ૧૮૮૫ | અમદાવાદ. |
| ૩૮ | નવાનગર દરબારી ગેઝેટ ... ... | ૧૮૬૭ | જામનગર. |
| ૩૯ | નીતિબોધક ... ... ... | ૧૮૬૫ | મુંબાઈ. |
| ૪૦ | નૂરેએલમ ... ... ... | ૧૮૭૦ | મુંબાઈ. |
| ૪૧ | પારસી પંચ ... ... ... | ૧૮૫૮ | મુંબાઈ. |
| ૪૨ | ,, ... ... ... | ૦ | ,, |
| ૪૩ | પારસીમિત્ર ... ... ... | ૦ | મુંબાઈ. |
| ૪૪ | પ્રજાભિલાષ ... ... ... | ૧૮૬૩ | અમદાવ |

